ભક્તકવિ દયારામ-વિરચિત

# રસિકવલ્લભ

[ કવિના હસ્તાક્ષરની પ્રતને આધારે ]

: સંપાદક :

**કેશવરામ કાશીરામ શાસ્ત્રી (બાંભણિયા)**

મા. નિયામક—ગુજરાત સંશોધન મંડળ—અમદાવાદ શાખા
મા. અધ્યાપક—ભો. જે. અધ્યયન સંશોધન વિદ્યાભવન
અને
સલગ્ન અધ્યાપક—ભાલાભાઈ દામોદરદાસ કૉલેજ, અમદાવાદ

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : અમદાવાદ

પ્રકાશક :
શંભુલાલ જગશીભાઈ શાહ
ગુર્જર ગ્રંથ રત્ન કાર્યાલય,
ફુવારા, ગાંધી રસ્તા, અમદાવાદ




શાકે ૧૮૮૩

પહેલું સંસ્કરણ
પ્રત ૧૦૦૦

વિ સં. ૨૦૧૭
ઈ. સ. ૧૯૬૧

કિંમત રૂા. ૪-૦૦

મુદ્રક :
જયંતી ઘેલાભાઈ દલાલ
વસંત પ્રિન્ટિંગ પ્રેસ,
ઘેલાભાઈની વાડી,
ઘીકાંટા, અમદાવાદ.



ભક્તકવિ દયારામ
(ડભોઈ)

ગો. શ્રી છોટાજી મહારાજ
(અમદાવાદ)

(કવિશ્રીના પટ્ટશિષ્યના પ્રપૌત્ર શ્રી છગનલાલ મગનલાલ જોશીના સૌજન્યથી)

જૂની ગુજરાતી કવિતાના છેલ્લા પ્રતિનિધિ
વૈષ્ણવરાજ
કવિવર્ય દયારામનાં ચરણોમાં

કેશવરામ

# પ્રકાશકનું નિવેદન

કવિવર્ય દયારામના 'રસિકવલ્લભ'ની હાલ કોઈ આવૃત્તિ અભ્યાસ માટે લભ્ય નથી, તેથી અમારી ઇચ્છા એની નવીન આવૃત્તિ પ્રસિદ્ધ કરવાની થઈ હતી. દરમ્યાન અમારા જાણવામાં આવ્યું કે 'રસિકવલ્લભ'ની ખુદ કવિ દયારામના હસ્તાક્ષરોમાં જ અસલ નકલ સચવાયેલી છે અને એ પ્રાપ્ત કરી જૂની ગુજરાતીના સાહિત્યના લબ્ધપ્રતિષ્ઠ સંપાદક અધ્યા. કેશવરામ કા. શાસ્ત્રી એનું નવેસરથી સંપાદન કરી રહ્યા છે. અમારી વિનંતિથી એમણે સટિપ્પણ આ સંપાદન પ્રસિદ્ધિને અર્થે સોંપ્યું છે એ બદલ અમે એમના આભારી છીએ. એમણે '**રસિકવલ્લભ : એક અધ્યયન**' લખી આપવાનું સ્વીકાર્યું છે, જે પણ થોડા સમયમાં અમારા તરફથી પ્રસિદ્ધ થશે. શ્રી દયારામના સિદ્ધાંતનિરૂપક સાહિત્ય ઉપર પણ આનાથી વધુ સારો પ્રકાશ પડશે એવી અમારી ધારણા છે.

આ સંપાદનનો લાભ એના અધિકારીઓ બરોબર ઉઠાવશે એવી અમને દૃઢ શ્રદ્ધા છે.

અમદાવાદ, તા. ૮-૮-'૬૧ શંભુલાલ જગશી

# પ્રાસ્તાવિક

જૂની ગુજરાતી કવિતાના સમર્થ પુરસ્કારકો તો ઘણા થયા છે, પરંતુ એઓમાં નરસિંહ મહેતો, પ્રેમાનંદ અને દયારામ એ સર્વોચ્ચ કોટિના કવિ લેખે આદર પામ્યા છે. અહીં પ્રસિદ્ધ થતો 'રસિકવલ્લભ' આમાંના ભક્તકવિ દયારામની રચના છે. દયારામની ખ્યાતિ તો એની સુમધુર અને ઉચ્ચ પ્રતિની કવિતાથી સમૃદ્ધ ગરબીઓથી છે. આ કવિ હૃદયથી રંગાયેલો વૈષ્ણવ હોઈ એણે સિદ્ધાન્તગ્રંથો પણ રચ્યા છે. 'રસિકવલ્લભ' એ વસ્તુસ્થિતિએ કોઈ કાવ્યગ્રંથ નથી, પરંતુ શ્રીવલ્લભાચાર્યે વિકસાવેલ શુદ્ધાદ્વૈત વેદાંતસિદ્ધાંત અને પુષ્ટિમાર્ગનો સરળ ગુજરાતી ભાષામાં રજૂઆત કરી આપતો પદ્યગ્રંથ છે. અખાએ જે પદ્ધતિએ 'અખેગીતા' બાંધી છે તે જ પદ્ધતિએ કવિ દયારામે 'રસિકવલ્લભ'ની રચના કરી છે. અખાએ કડવાં કહ્યાં છે તેને બદલે દયારામે 'પદ' કહ્યાં છે; વસ્તુસ્થિતિએ એ કડવાં જ છે, જેમાં શરૂઆતમાં ચરણાકુળનાં આઠ ચરણ આપવામાં આવ્યાં છે અને પછી માત્ર ત્રણ સ્થળના અપવાદે ૬–૬ કડીઓ આપવામાં આવી છે ત્રણ સ્થળે પદ ૯ અને ૪૫ મામાં અને છેલ્લા ૧૦૯ મા પદમાં ૭–૭ કડીઓ છે. અખાએ કડવાંઓમાં વચ્ચે વચ્ચે બધાં મળી ૧૦ ચોખ્ખાં ગેય પદ આમેજ કર્યાં છે: ૪ કડવાં ને ૧૦ પદ મળી ૫૦ની સંખ્યા થાય છે. અખાનાં કડવાંઓમાં ધ્રુવમાં ચરણાકુળનાં સર્વત્ર ૪–૪ ચરણ છે, બાકીની કડીઓ ક્યાંક નવ તો ક્યાંક દસ છે. નિરૂપણપદ્ધતિ બંનેની સમાન છે.

'રસિકવલ્લભ' આ પૂર્વે સં. ૧૯૪૫–ઈ. સ. ૧૮૯૦માં વડોદરાથી 'પ્રાચીનકાવ્યમાળા' ગ્રંથ ૨ જા તરીકે ટીકા સાથે સ્વ. હરગોવિંદદાસ દ્વા. કાંટાવાળા અને સ્વ. નાથાશંકર પૂ. શાસ્ત્રીએ પ્રસિદ્ધ કરેલો. થોડા જ સમય પછી સં. ૧૯૪૬–ઈ. સ. ૧૮૯૦–કાર્તિક માસના 'કાવ્યસમુદય'માં ગો. વા. પં. મટુલાલજીએ છપાવેલો. શ્રી. નારાયણદાસ ૫. શાહ દ્રોઈવાળાએ શ્રીદયારામકૃત કાવ્યમણિમાળાનું પ્રકાશન કરે

કર્યું ત્યારે–આ માળાના બીજા ગ્રંથમાં ગો. વા. છોટાલાલ ગિરિજાશંકર જોશી ( કવિ દયારામના શિષ્યપુત્ર ) અને ગો. વા. વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી પાસે સટીક તૈયાર કરાવી આ ગ્રંથ સં. ૧૯૭૨–ઈ. સ. ૧૯૧૬ માં પ્રસિદ્ધ કર્યો. આ પછી અતિ વિસ્તૃત ઉપોદ્‌ઘાત સાથે સંશોધન–સંપાદન સાધી પ્રો. જેઠાલાલ ગો. શાહે ગુજરાત વર્નાક્યુલર સોસાયટી–અમદાવાદ દ્વારા સં. ૧૯૮૯–ઈ. સ ૧૯૩૩ માં બહાર મૂક્યો આ ચારે સંપાદન પોતપોતાની દૃષ્ટિએ ભાત પાડનારાં હતાં એ વિશે કશો મતભેદ નથી. ‘રસિકવલ્લભ’ની પ્રતો એક કે વધુ ક્યાંથી મળી હતી એ વિશે પ્રા. કા મા વાળા કોઈ સ્પષ્ટતા કરતા નથી; એટલું જ કે ૮૧ મા પદની ૫ મી–૬ ઠ્ઠી કડી ખૂટતી બતાવી છે ત્યાં નીચે ‘આ બે કડીઓ અમને જે પ્રતો મળેલી છે તે પ્રતોમા લખેલી નથી’ એવી ( પૃ ૧૧૨ નીચેની ) નોંધ ઉપરથી બેથી વધુ પ્રતો મળી હોવી સંભવે છે આ' સંપાદનમાં આમ છતાં ક્યાંય પાઠાંતર નોંધવામાં નથી આવ્યાં ગો વા ગટ્ટુલાલજીને પણ કદાચ એક જ પ્રત મળી હશે, જ્યારે શ્રીદયારામકૃત કાવ્યમાળા માટે તૈયાર થયેલી વાચના ગો વા વસંતરામ શાસ્ત્રીની સરકારેલી છે અને કઈ પ્રત ઉપરથી તૈયાર થઈ એ વિશે મૌન સેવવામાં આવ્યુ છે. એમાં પણ એકથી વિશેષ પ્રતનાં પાઠાંતર નોંધાયાં નથી પ્રો. જેઠાલાલ ગો શાહે શાસ્ત્રીજી વસંતરામવાળી વાચનાનો આધાર લઈ પ્રા કા માળાની વાચનામાંથી અને એમને કવિશ્રીના શિષ્યપુત્ર ( નાથાભાઈ ઉર્ફે છોટાલાલ ગિરિજાશંકર ) તરફથી ડભોઈથી આવેલી પ્રતનાં પાઠાંતર નોંધ્યાં છે. ‘પ્રાચીન કાવ્યમાળાવાળા પુસ્તક માટે क સંજ્ઞા વાપરી છે’ એમ ‘પ્રસ્તાવના’માં એમણે લખ્યું છે, પણ પાઠાંતરોમાં તો ‘પ્રા કા’ અને ‘क’ એમ બે જુદી જુદી પ્રતોનાં પાઠાંતર નોંધાયાં છે મને એમ લાગે છે કે ઉપરના વાક્યમાંથી આખી પંક્તિ જ ઊડી ગઈ છે અને એ ‘પ્રાચીન કાવ્યમાળાવાળા પુસ્તક માટે પ્રા કા. અને ડભોઈથી કવિશ્રીના શિષ્યપુત્ર પાસેથી મળેલી હાથપ્રત માટે क સંજ્ઞા વાપરી છે’ આવા કે એને મળતા સ્વરૂપમાં

લખાયું હોવું જોઇએ. આ ક પ્રત વિશે પ્રો. શાહે કશી માહિતી નથી આપી, માત્ર પેલા ૮૧ મા પદમાંની પેલી ૫મી–૬ઠ્ઠી કડી ક પ્રતમાં છે એમ સ્પષ્ટ લખ્યું છે. આ બંને વાચનાઓનાં પાઠાંતર જોતાં બેઉમાં મળતાપણું ઘણું જ છે, જ્યારે શ્રી ગટુલાલજીનો અને એના ઉપરથી શાસ્ત્રીજી વસંતરામે અપનાવેલો પાઠ સંખ્યાબંધ સ્થળે ભિન્ન બતાવે છે. પ્રા. કા. મા. ને મળેલી પ્રત ક થી જુદી છતાં એને ખૂબ મળતી છે. સંભવ છે કે એ બેઉ નકલ કોઈ એક પ્રત ઉપરથી સિદ્ધ થઈ હોય. એ મૂળ નકલ કઈ હશે?

જણાવતાં અત્યંત આનંદ થાય છે કે ખુદ દયારામભાઈના હસ્તાક્ષરમાં જ અનેક ગ્રંથો સાથે લખાયેલા ચોપડામાં 'રસિકવલ્લભ' પણ પ્રાપ્ત થાય છે. આ પ્રતમાં ૮૧ મા પદની પેલી ૫મી–૬ ઠ્ઠી કડીના સ્થાનમાં કોરો ભાગ મૂકી દેવામાં આવેલો જોવામાં આવે છે, જેમાં નવા હાથે— શ્રી. જીવણલાલ છ. જોશી (કવિશ્રીના પટ્ટશિષ્યના પ્રપૌત્ર)ના જણાવ્યા પ્રમાણે કવિશ્રીના બીજા શિષ્ય ગિરિજાશંકરના પુત્ર શ્રીનાથાભાઈ ઉર્ફે છોટાલાલના હાથે—ઉમેરવામાં આવી છે. વાચનાઓનું સામ્ય જોતાં ક પ્રત કદાચ દયારામના હસ્તાક્ષરવાળી પ્રત હશે, જેના ઉપરથી પ્રા. કા. મા. ની વાચના તૈયાર થઈ, જે વખતે આ ખૂટતી ૨ કડીઓનો ખાડો હશે, જે પ્રો. શાહના જોવામાં આવી ત્યારે શ્રી. નાથાભાઈને હાથે ઉમેરાઈ ચૂકી હશે. પ્રો. શાહને આ પ્રત બતાવતાં આ વાત સ્વીકારી છે. પરંતુ આ અક્ષરો દયારામના પોતાના જ છે એ વસ્તુ એ સમયમાં જાણીતી નથી લાગતી; એ વાત તો 'ગીતાગોવિંદ'ની કવિ દયારામના હાથની સં. ૧૮૫૮ ની–એમની પચીસ વર્ષની ઉમરે ભરૂચમાં કરેલી નકલનાં અક્ષરોની સાથે આ ચોપડાના હસ્તાક્ષરોનું અદલ સામ્ય જોવામાં આવ્યા પછી જ જાણવામાં આવી. ગો. વા. વસંતરામ શાસ્ત્રીએ એમના માસિક 'શુદ્ધાદ્વૈત અને ભક્તિમાર્તંડ'માં 'રસિકવલ્લભ'ની કવિશ્રીના હસ્તાક્ષરની નકલના આરંભના પાનાનો બ્લૉક છપાવ્યો છે ત્યાં આ અત્યંત સ્પષ્ટ રીતે નિર્દિષ્ટ છે.

આ પ્રત મને તો શ્રી. જીવણલાલ છગનલાલ જોશી પાસેથી પ્રાપ્ત થઈ છે. મારું પરમ સૌભાગ્ય ગણું છું કે કવિશ્રીના હસ્તાક્ષરની પ્રત ઉપરથી પ્રથમ વાર જ 'રસિકવલ્લભ'નું સંપાદન સાધી શકયો છું. કવિશ્રીના હસ્તાક્ષરની જ આ પ્રત હોઈ પાઠાંતરો તરીકે પાઠાંતરો નોંધવાને કોઈ હવે કારણ રહેતું નથી. 'રસિકવલ્લભ'ની રચના સં. ૧૮૮૪ના શ્રાવણ સુદિ ૧૧ ગુરુવાર પવિત્રા એકાદશીને દિવસે પૂરી થયા પછી તરતમાં જ યા સાથોસાથ જ આ નકલ તૈયાર થઈ હશે. ૮૧ મા પદની ૫મી–૬ઠ્ઠી કડીનો કોરો ભાગ કવિશ્રીએ કેમ ખાલી રાખ્યો હશે એનું સમાધાન એવું આપી શકાય કે કાચી નકલમાં ત્યાં કોઈક અસ્પષ્ટતા રહી હોય યા એટલો ભાગ કરપાઈ ગયો હોય, જ્યાં પાછળથી ઉમેરો કરી લેવાનું ધાર્યું હોય અને પછી ઉમેરો કરવો રહી ગયો.

આ પ્રત દયારામની માલિકીની હોવા વિશે તો શંકા નથી, કારણ કે ઘેલાભાઈ અમીનના હાથની ત્રણ સ્થળે નોંધ છે: ૧ 'રસિકવલ્લભ' પૂરો થાય છે ત્યાં દેવનાગરી લિપિમાં: "आ ग्रंथनी चोपडी श्रीदयाराममाईंये पटेल घेहेलाभाई दुलवदासने आपी छे पोते ॥" (પાન ૨૭ સામેની બાજુ ઉપર)

ફરી ૯૩મા પાનાની બાજુએ નીચે ગુજરાતી લિપિમાં: "આ ચોપડી પટેલ ઘેહેલાભાઈ દુલવદાશને શ્રીદયારામભાઈએ આપેલ છે"

ફરી કોઈ બીજા જ લહિયાને હાથે નવેસરથી પા. ૧ થી ૭૩ માં 'વસ્તુવૃંદદીપિકા,' લખાયેલી છે તેને અંતે ઘેલાભાઈ ને હાથે જ ગુજરાતી લિપિમાં: "આ ચોપડી પટેલ ઘેહેલાભાઈ દુલવદાશને શ્રી દયારામભાઈએ આપેલ છે."

આ ચોપડામાં પા. ૨૬૮ સામેથી 'કૃષ્ણસ્તવનમાધુરી' પા. ૨૭૧ની સામે સુધી ગુજરાતી લિપિમાં લખેલી છે તેના ઊભા હાંસિયામાં આડી લીટીએ "પટેલ ઘેહેલાભાઈ દુલવદાશે લખુ છે આતમપઠનાર્થમ્ :"

આ પ્રતમાં કવિશ્રીના ગુજરાતી લિપિમાં પણ હસ્તાક્ષર મળે છે.

પા. ૬૯મે 'રસિકવલ્લભ' નું ૭૦મું પદ પૂરું કરી પા ૬ઠ્ઠાની સામે લખ્યાનું અનુસધાન આપનાં: "પાછળ આંદાની સાંધણી આ ગ્રંથના પ્રારંભની પછવાડે પાંનાં ૨૫ ॥ મુકીને પાન ૬ થી લખી છે તાંહાંથી વાંચજ્યો ઇકોતેરમા પદ થકી છે ॥"

આ ચે.પડામાં પા ૨૮માને સામેથી ૨૯માની ૧લી પૂઠી પદ બીજાની ૭મી કડીના ૭ અક્ષરે અટકાવી ૩૧મા સુધી 'ક્ષમા ગોડશી' લખી ફરીથી ૩૧મા પાનાની સામેની પૂઠી ઉપર નવેસરથી 'રસિકવલ્લભ' શરૂ કરવામાં આવેલ છે, જે ૬૯મા પાનાની ૧લી પૂઠી ઉપર ૭૦ પદ આપી, ઉપરની નોંધ પ્રમાણે ૬ઠ્ઠા પાનાની સામે દેવનાગરી એ જ અક્ષરોમાં "॥ सांधणी पांने ६९मे थी रसीकवल्ल्भ प्रथनि ॥" એવી નોંધ સાથે ૭૧મા પદથી શરૂ થાય છે પછી ૨૭મા પાનાની સામી પૂઠીએ પાનાના જ મધ્યમાં ગ્રંથ પૂરો લખાઈ રહે છે, જ્યાં પુષ્પિકા:

> "पद ॥ १०८ ॥ इति श्रीकृष्णजनकविदयारामविरचितरपिकवल्ल[भ]-
> ग्रथ समाप्तोय ॥ शुभ मस्तू ॥ कल्याणमस्तू ॥"

—આ પ્રમાણે છે આ ચોપડામા પોતે જ લખ્યો છે એવો કવિએ ક્યાંય નિર્દેશ કર્યો નથી, કારણ કે પોતાનો જ ગ્રંથ પોતાને હાથે લખાતો હોઈ એવી જરૂર એણે જોઈ નથી એમ સમાધાન મેળવી શકાય એમ છે. અન્યત્ર છપાયેલા બ્લોકો—'ગીતગોવિંદ'ની પુષ્પિકાના તેમજ 'રસિકવલ્લભ'ના આદિ અંતના—ઉપરથી લિપિકારની અનન્યતા વિશે શકાને કોઈ કારણ નથી.

મારા તરફથી સાધવામાં આવેલા સંપાદનમાં પાદટીપમાં પાઠાંતરો નથી, પરંતુ અત્યંત આવશ્યક જણાયેલા સં તત્સમ શબ્દોની જ મુખ્યત્વે જોડણીમાં કવિશ્રીને હાથે જે અન્યથા જોવામાં આવ્યું છે તે ઉપરની વાચનામાં સુધારી લેવામાં આવ્યું છે તેવાં કવિશ્રીની જોડણીનાં સ્થાન બધાં નોંધવામાં આવ્યાં છે. અનુનાસિક વ્યંજનોની પૂર્વે 'दयाराम'ની જેમ પૂર્વસ્વર ઉપર અાનુનાસિકનાં બિંદુ દયારામે વિપુલતાથી કર્યાં છે તેવાં

સ્થાન સર્વત્ર હોઈ પાદટીપોમાં કારણ વિના નોંધ્યાં નથી. બીજી રીતે એમની જોડણીને સાચવવાને સંપૂર્ણ સાવધાની રાખી છે. કવિશ્રી સામાન્ય રીતે છંદ માગતો હોય તે રીતે હ્રસ્વ–દીર્ઘ તેમજ 'રકારવાળા'–જોડાક્ષરવાળા શબ્દો તોડીને લખતા હતા, તેવાં બધાં સ્થાન, હ્રસ્વ–દીર્ઘના વિષયમાં અને ઋવાળા શબ્દોમાં માત્ર તત્સમ શબ્દોને અપવાદે, અબાધિત રાખવામાં આવ્યાં છે. લઘુપ્રયત્ન યકાર, લઘુપ્રયત્ન હકાર કે મહાપ્રાણિત સ્વરોચ્ચારણ, ત્રીજી–સાતમી વિભક્તિના 'એ' કે 'યે' પ્રત્યયમાં અનુનાસિક ઉચ્ચારણનું બિંદુ, એવી રીતે 'લહિયે' વગેરે ક્રિયાપદોમાંનું સ્વાભાવિક અનુનાસિક બિંદુ વાચનામાં સાવધાનીથી સાંચવવામાં આવ્યાં છે.–નોં, હોય, તેમ–સંખ્યાબંધ સ્થળે 'ઓ'કાર ઉપર આવતું અનુનાસિક–બિંદુ કવિશ્રીએ સમાદૃત કર્યું છે, પણ એનુ કારણ સમઝાયું નથી, તેથી ઉપરની વાચનામાં એ ન લખતાં પાદટીપમાં એવાં બધાં સ્થાન નોંધવામાં આવ્યાં છે.

કવિશ્રીની આ ગ્રંથમાં નીચેની ત્રણ વિશિષ્ટતા ધ્યાન ખેંચે છે:

(૧) અર્ધચંદ્ર સબિંદુ નો બિંદુના વિકલ્પમાં પ્રયોગ,

(૨) સંખ્યાબંધ સ્થળે ळ નો મુક્તતાથી ઉપયોગ,

(૩) લઘુપ્રયત્ન હકારની 'ત્યાંહાં' 'ત્હાં' 'ત્યહાં' જેવી, 'આહાર' સાથે મોટે ભાગે 'અ્હાર'–એ રીતે 'અ્હમારી' જેવી ગોવર્ધનરામીય પદ્ધતિ

આમાંથી સબિંદુ અર્ધચંદ્ર સામાન્ય બિંદુથી જ વાચનામાં ઉપર બતાવવામાં આવ્યો છે. એવો શબ્દ પાદટીપમાં બીજે કારણે નોંધાયો હોય તો એવે સમયે અસલ સબિંદુ અર્ધચંદ્ર આપવામાં આવેલ છે.

ळ જ્યાં જ્યાં મળ્યો છે ત્યાં તો વાચનામાં સ્વીકારવામાં આવ્યો જ છે; ઉપરાંત ल લખ્યો હોય, પણ ઉચ્ચારણ ळ સ્વાભાવિક છે તેવાં બધે સ્થળે ळ કરી લેવામાં આવ્યો છે, અને એવા ल સાંચવતા શબ્દ બધા જ પાદટીપમાં નોંધવામાં આવ્યા છે.

લઘુપ્રયત્ન હકાર એ કે જેમ જેટલી રીતે લખાયેલો છે તેટલી રીતે ઉપર વાચનામાં આપવામાં આવ્યો છે એટલે, શુદ્ધ તત્સમ શબ્દોમાં સંસ્કૃત રીતે સ્વીકારી સંપાદન કર્યું છે અને એવાં સ્થાન પાદટીપમાં નોંધ્યાં જ છે.

ઋકાર અને એ જે વ્યંજનોમાં હોય ત્યાં મોટે ભાગે રકાર તરીકે મળે છે તેવા ત્રણેક અપવાદે સુધારી ઋકાર કરી લીધો છે. પાદટીપમાં આવાં સ્થાન સર્વત્ર નોંધ્યાં છે આ રીતે દયારામના હસ્તાક્ષરની પ્રતને આટલા વિવેકથી સાચવીને આ મહત્ત્વના સિદ્ધાંતગ્રંથનું આવશ્યક ટિપ્પણ સાથે સંપાદન સાદર કરવામાં આવ્યું છે

આ પૂર્વે મુદ્રિત થયેલી વાચનાઓમાં, આમ છતાં, પાઠભેદ છે જ: આના પાઠભેદોમાં અર્થભેદનો જ જ્યાં સંભવ છે તેવાં મહત્ત્વનાં શાબ્દિક પાઠાંતર 'રસિકવલ્લભ'ની વાચનાને છેક છેડે અલગ આપવામાં આવ્યાં છે.

દયારામનું પ્રામાણિક જીવન-ચરિત્ર આપવાનો મારો મનોભાવ હતો. એ માટે દયારામના પટ્ટશિષ્યના પ્રપૌત્ર અને દયારામની કવિતાના અનુભવી અભ્યાસી શ્રી. જીવણલાલ છગનલાલ જોશીને મેં વિનંતિ કરી. એમણે સંક્ષેપમાં ૩૬ મુદ્દાઓમાં દયારામનું જીવન-દર્શન જ લખી મોકલ્યું છે એ અક્ષરશ: અહીં આ પછી એમના જ નામથી આપું છું. દયારામના જીવનના વિસ્તૃત નિબંધનો આ સંક્ષેપ છે વિસ્તૃત નિબંધ થોડા સમયમાં ગુજરાત સાહિત્ય સભા–અમદાવાદ તરફથી પ્રસિદ્ધ થશે. ભાઈશ્રી જીવણલાલે અસલ પ્રત મારા વિશ્વાસે આપવાનું અને આ જીવનદર્શન મોકલવાનું જે પ્રીતિકાર્ય કર્યું છે એ બદલ હું ખૂબ જ આભારી છું ડભોઈમાં છેલ્લે કવિ ક્યાં રહેતા હતા એની સ્પષ્ટતા મારા સ્નેહી અને 'શ્રીદયારામ સ્મારક મંદિર'ના ટ્રસ્ટી શ્રી ગોવિંદલાલ છો. પરીખ–વડિયાવાળાએ કરી આપી છે–જે 'અનુપૂર્તિ' તરીકે મેં મૂકી છે–આ બદલ એમનો પણ આભારી છું.

'રસિકવલ્લભ'માંના વેદાંતસિદ્ધાંત અને પુષ્ટિમાર્ગની આવશ્યક સમઝ ત્યા ત્યાં ટિપ્પણમાં આપી છે એ ઉપરનુ વિશદ અધ્યયન પ્રસ્તાવના-રૂપે આપવાનો મનોભાવ હતો જ, પણ એ સમયના સંકોચે જુદી પુસ્તિકારૂપે પ્રસિદ્ધ કરવાનો નિર્ણય કર્યો છે આ પુસ્તિકા પણ થોડા જ સમયમાં પ્રસિદ્ધ થશે

કવિશ્રીના પોતાના જ હસ્તાક્ષરોમાં એની મધ્યાગ્રધ કૃતિઓ હવે મળે છે એમના હસ્તાક્ષરોમાં પ્રાપ્ત થતી કૃતિઓનુ નવેસરથી સપાદન કરવાની એક યોજના હું વિચારી રહ્યો છુ. એનુ પહેલુ મૂર્ત સ્વરૂપ આ રસિકવલ્લભ 'ગુર્જર ગ્રથરત્ન કાર્યાલય" તરફથી પ્રસિદ્ધિમાં આવે છે એ માટે ભાઈશ્રી શભુલાલ અને ગોવિંદલાલ એ ભાઈઓને સાભાર ધન્યવાદ આપુ છુ, અને વસત પ્રિન્ટિગ પ્રેસના નિયામક શ્રી જયતીભાઈ દલાલે તેમજ ફોરમેન શ્રી શાંતિનાન શાહે ત્વરાથી આ પુસ્તક છાપી આપ્યું છે એ બદલ આભાર વ્યક્ત કરુ છુ આ ગ્રથનો ઉપયોગ કરનારાઓને આ ગ્રથના આ પ્રકારના સટિપ્પણ સપાદનથી સતોષ થશે તો મારી આ પાછળની સેવાની સાર્થકતા છે

તા, ૩૧-૭-'૬૧ કેશવરામ કા. શાસ્ત્રી

# શ્રીદયારામભાઈનું જીવનદર્શન

(૧) સં. ૧૮૩૩ના ભાદરવા સુદિ એકાદશી ઉપરાંત દ્વાદશી (વામન દ્વાદશી) ને દિવસે શનિવારે સૂર્યોદય થયા પછી ૪૧ ઘડી પછી ચાણોદમાં, કંગાલપુરીમાં આવેલા છેક છેડેના બાપોતી મકાનમાં માતા મહાલક્ષ્મી ઉર્ફે રાજકોરની પરમ પૂનિત કૂખે પિતા પ્રભુરામને ત્યાં શ્રીદયારામભાઈનો જન્મ થયો હતો.

(૨) પ. પૂ. ગોસ્વામી શ્રીદ્વિવકીનંદનજી મહારાજશ્રીએ શ્રીદયારામભાઈને "શ્રીકૃષ્ણઃ શરણં મમ"— એ અષ્ટાક્ષર મંત્રનું દાન ચાણોદમાં શ્રીશેષશાયીજીના મંદિરમાં કર્યું હતું. એ વખતે એમની વય ચાર વરસની હતી (સં. ૧૮૩૭).

(૩) પરમ પૂનિત માત તાતે શ્રીદયારામભાઈને એમની આઠ વરસની વયે ચાણોદમાં, કંગાલપુરીમાં આવેલા છેક છેડેના મકાનમાં યજ્ઞોપવીત દીધું (સં. ૧૮૪૧).

(૪) શ્રીદયારામભાઈના પિતાશ્રી પ્રભુરામભાઈનો (પ્રભાશંકરનો) ચાણોદમાં, કંગાલપુરીમાં આવેલા છેક છેડેના મકાનમાં ગોલોકવાસ થયો (સં. ૧૮૪૩). એ વખતે શ્રીદયારામભાઈની વય દશ વરસની હતી.

(૫) શ્રીદયારામભાઈનાં પરમ પૂનિત માતુશ્રી મહાલક્ષ્મી ઉર્ફે રાજકોરનો, ચાણોદમાં કંગાલપુરીમાં આવેલા છેક છેડેના મકાનમાં, ગોલોકવાસ થયો (સં. ૧૮૪૫). એ વખતે શ્રીદયારામભાઈની વય બાર વરસની હતી.

(૬) શ્રીદયારામભાઈ બારથી ચૌદ વરસની વય સુધીમાં માસી દેવકા સાથે ચાણોદમાં રહેતા હતા. એમની સાથે ચાણોદ–ડભોઈ અવારનવાર આવજા કરતા હતા. ડભોઈમાં, મામાને ત્યાં, સાઠોદરા વગામાં આવેલી ફૂરજીવાળાની હવેલીમાં ખપપૂરતા રહેતા હતા (સં. ૧૮૪૫ થી ૧૮૪૭).

(૭) શ્રીદયારામભાઇએ તેર વરસની વયે શુદ્ધાદ્વૈતસિદ્ધાંત અને સર્વસામાન્ય સિદ્ધાંત સમઝાવતા–" તત્ત્વપ્રબંધ " ગ્રંથનું 'ધવલ ધનાશ્રી' રાગમાં, ગુર્જરગિરામાં, ચાણોદમાં–કંગાલપુરીમાં આવેલા છેક છેડેના બાપોતી મકાનમાં સર્જન કર્યું - સં ૧૮૪૬, શ્રાવણ વદિ ૮ (જન્માષ્ટમી), કડી ૬૬

(૮) શ્રીમદ્ વેદવ્યાસે **બ્રહ્મસૂત્ર** લખ્યું એ બ્રહ્મસૂત્ર પર શ્રીવલ્લભાચાર્યજીએ **અણુભાષ્ય** લખ્યું એ અણુભાષ્ય પર શ્રીહરિરાયજી મહાપ્રભુજીના પરમકૃપાપાત્ર શિષ્ય, ત્રિકાલદર્શી મહાત્મા, પંડિત–પંચાનન, પેટનાદવાળા, ડાકોરનિવાસી—**શ્રી ઇચ્છારામ ભટ્ટજીએ** '**પ્રદીપ**' નામની પાંડિત્ય-પ્રચુર ટીકા લખી એવા મહાપુરુષનો સમાગમ શ્રીદયારામભાઇને એમની ૧૪ અથવા ૧૫ વરસની વયે ચાણોદ અને ડભોઈ વચ્ચે આવેલા "**તેનતળાવ**" આગળ થયો હતો (સં ૧૮૪૭–૧૮૪૮) ભટ્ટજી '**તેનતળાવ**'ની પાળે બેસી ભગવચ્ચર્યા કરતા હતા ભટ્ટજી ચાણોદ જતા શ્રીદયારામભા ડભોઈ જતા હતા

શ્રીદયારામભાઇએ શ્રી ઇચ્છારામ ભટ્ટજીના સમાગમનું વર્ણન 'ધવલ ધનાશ્રી' રાગના ગ્રંથાદિમાં અને એમના અનુભવોનું વર્ણન 'અનુભવમંજરી'માં કર્યું છે

*પં પૂ કાકાશ્રી નાથાભાઈ ગિરિજાશંકર જોશી–સંગૃહીત* **હસ્તલિખિત** સંગ્રહમાં આવેલા દોઢ હાથ જેટલા લાંબા લાલ ચામડાના પૂંઠાવાળા પુસ્તકમાં વિવિધ લહિયાઓના હાથે લખાયેલા 'ધવલ ધનાશ્રી' રાગના ગ્રંથો આશરે સોએક આવેલા છે એમાંના કેટલાકમાં શ્રી ઇચ્છારામ ભટ્ટજીના સમાગમનું અને ઉપદેશનું વર્ણન અને સૂચન છે 'ધવલ ધનાશ્રી' રાગના ગ્રંથોને શીર્ષક આપેલાં નથી જે મે આપેલાં છે. આ હસ્તલિખિત સંગ્રહ, ડભોઈમાં, સાઠોદરા વગામાં આવેલા મોસાળના મકાનમાં, ફૂરજવાળાની હવેલીમાં 'શ્રીદયારામ-સ્મારક-મંદિર 'માં આવેલો છે.

શ્રીદયારામભાઈના હાથે લખાયેલો " અનુભવમંજરી " ગ્રંથ વંશપરંપરાથી અમારી પાસે તે ને તે સ્વરૂપમાં સુરક્ષિત છે

શ્રીદયારામભાઈ ૧૪–૧૫ વરસની વયે ભારતના બાર વરસ જેટલા લાંબા ગાળાના પ્રથમ પર્યટને પળ્યાં ( સ. ૧૮૪૭ થી ૧૮૫૯, વય. ૧૪ થી ૨૬ અથવા સં. ૧૮૪૮ થી ૧૮૬૦, વય ૧૫ થી ૨૭ ) સૌથી પ્રથમ મથુરા ગયા. ત્યાંથી ફરતા ફરતા ચિત્રકૂટ થઈ કાશી ગયા ત્યાંથી ફરતા ફરતા ભરૂચ આવ્યા—ત્યાંથી ફરતા ફરતા શ્રીનાથદ્વારા ગયા. વ્રજયાત્રા કરી ચાણોદ આવ્યા ( ર. વ ૫૬ ૨ થી ૧૦ )

(૧૦) ભારતનાં વિવિધ તીર્થોએ ફરતા ફરતા ભરૂચ આવ્યા ત્યારે શ્રીદયારામભાઈએ ૨૫ વરસની વયે જયદેવ-કૃત 'ગીતગોવિંદ' ગ્રંથ સાંપ્રદાયિક પાઠ કરવાના સ્તોત્રપાઠના ગુટકામાં ઉતાર્યો ( સ ૧૮૫૮, ફાગણ સુદિ ૧૩, મંગળવાર)

શ્રીદયારામભાઈના મામા ભરૂચમાં ફુરજા પર નોકરી કરતા હોવાથી એમને ત્યાં રહી ઉતાર્યો હોય અથવા એમના કોઈ મિત્રને ત્યાં રહી.

આ ગુટકો અમારી પાસે તે ને તે સ્વરૂપમાં સુરક્ષિત છે

(૧૧) ભરૂચથી પાછા ભારતનાં બાકીનાં તીર્થોએ ફરતા ફરતા સૌથી છેલ્લા શ્રી જીદ્વાર (શ્રી નાથદ્વારા) આવ્યા શ્રી વલ્લભજી મહારાજશ્રી પાસે શ્રીનાથજીની સાંનિધ્યમાં બ્રહ્મસંબંધ લીધું ( સ. ૧૮૫૯ અથવા ૧૮૬૦, વય ૨૬ કે ૨૭ )

શ્રીવલ્લભજી મહારાજ પાસે શ્રીનાથજીના સાંનિધ્યમાં બ્રહ્મસંબંધ લીધા બાબતનો ઉલ્લેખ છૂટક પાનિયામાં એમના હાથે લખાયેલો છે આ પાનિયું અમારી પાસે સુરક્ષિત છે

શ્રીવલ્લભજી મહારાજ વિશેના ઉલ્લેખો અને પ્રસંગો 'ધવલ ધનાશ્રી' રાગના ગ્રંથોમાં, વ્રજભાષાના ગ્રંથોમાં, અને 'અનુભવમંજરી'માં મળે છે

(૧૨) શ્રીદયારામભાઈએ ૨૭–૨૮ વરસની વયે બ્રહ્મસંબંધ લીધા પછી શ્રીજીદ્વારમાં અથવા શ્રીનાથદ્વારાથી આવ્યા પછી ચાણોદ–ડભોઈ આવીને મરજાદ લીધી ( સં. ૧૮૯૦–૯૧ ).

(૧૩) શ્રીદયારામભાઈએ ૨૯ વરસની વયે રાધાકૃષ્ણના પાત્રમાં અરસપરસ પ્રેમપત્રો પાઠવના ગુર્જર–સાહિત્યમાં પ્રથમ જ નિરૂપાતા પ્રેમપત્રોનું—પત્રલીલાનું ગુર્જર ગિરામાં પદબંધ સર્જન ડભોઈમાં કર્યું (સં. ૧૮૬૨)

ડભોઈમાં, સાઠોદરા વગામાં આવેલા મામાના મકાનમાં, ફરજીવાળાની હવેલીમાં અથવા આમોપાલવના મહોલ્લામાં આવેલા પટ્ટ શિષ્ય જોશી રણછોડભાઈના મકાનની સાથેના પિતરાઈના મકાનમાં રહી સર્જન કર્યું હશે

(૧૪) શ્રીદયારામભાઈએ ૩૦ વરસની વયે શ્રી ઇચ્છારામ ભટ્ટજીની આજ્ઞાથી ભગવન્નામનો અતુલિત પ્રભાવ દર્શાવના " અજામિલાખ્યાન " ની ગુર્જર ગિરામાં સરળ ભાષામાં ચાણોદમાં, કમાલપુરીમાં આવેલા છેક છેડેના મકાનમાં રહી રચના કરી ( સ. ૧૮૬૩, ભાદરવા સુદિ પૂનમ, બુધવાર, શતભિષા નક્ષત્ર )

(૧૫) શ્રીદયારામભાઈએ સાત વરસના લાંબા ગાળાનું ભારતનું બીજુ પગદંડી પર્યટન કર્યું ( સ. ૧૮૬૪–૧૮૭૧, વય ૩૧ થી ૩૮ ).

આ પર્યટન વિશેનો લિખિત ઉલ્લેખ શ્રીદયારામભાઈના પ્રામાણિક ગ્રંથાદિમાં મળતો નથી, પરંતુ વંશ પરંપરાથી અમને જે જાણવા મળ્યું છે તે આધારે અહી ઉલ્લેખ કર્યો છે.

શ્રીદયારામભાઈએ ૩૦ વરસની વયે ' અજામિલાખ્યાન 'ની રચના કર્યા પછી ૩૯ વરસની વયે 'સતસૈયા' નું સર્વાંગસુંદર સર્જન વ્રજભાષામાં કર્યું છે અને ૪૧ વરસની વયે 'વસ્તુવૃંદદીપિકા' ની–એક કોશ–ગ્રંથની વ્રજભાષામાં સુલભ રચના કરી છે. ૩૦ થી ૩૯ વરસની વય સુધીના ગાળામાં એમનું કોઈપણ સાલવારી સર્જન

માલૂમ પડતું નથી, તેથી અનુમાન થાય છે કે એ વરસો, એ વય એમણે ભારતના બીજા પર્યટનમાં પસાર કરી હશે અને એ પર્યટનમાં એમણે વ્રજભાષાનો, સાહિત્યિક ગ્રંથોનો, અને બીજી પ્રાંતીય ભાષાઓનો ઘણો જ સારો અભ્યાસ કર્યો હશે 'સતસૈયા' અને 'વસ્તુવૃંદ દીપિકા'નું સાહિત્યિક અને બહુશ્રુત સર્જન આ અનુમાનને સબળ ટેકો આપે છે

(૧૬) શ્રીદયારામભાઈએ ૩૯ વરસની વયે વ્રજભાષામાં પ્રસિદ્ધિ પામેલા અને હિંદી સાહિત્યમાં અમરત્વ મેળવેલા 'સતસૈયા'નું ચરોતરમાં, કગાલપુરીમા આવેલા ઉંક ઉંડેના બાપોતી મકાનમાં રહી વ્રજભાષામાં સર્જન કર્યું (સં ૧૮૭૨, ભાદરવા સુદિ ૮, રાધાષ્ટમી)

(૧૭) શ્રીદયારામભાઈએ ૪૧ વરસની વયે ૧ થી તે ૧૦૮ વસ્તુ સુધીનુ વર્ણન કરતા "વસ્તુવૃંદદીપિકા"નું—ગેરાગ્રંથનું—વિવિધ છંદોમાં વિવિધ વિષયોમાં અને વ્રજભાષામાં ચાણોદમાં કગાલપુરીમાં આવેલા ઉંક ઉંડેના મકાનમાં રહી સર્જન કર્યું (સં ૧૮૭૪, શ્રાવણ વદિ ૮ સોમવાર, જન્માષ્ટમી)

(૧૮) શ્રીદયારામભાઈએ ૪૨ થી ૪૪ વરસની વયમાં શ્રીનાથદ્વારા, કાંકરોલી, ગોકુલ—વૃન્દાવન વ્રજયાત્રા અને ઉત્તર ભારતનો પ્રવાસ ખેડ્યો (સં ૧૮૭૫–૧૮૭૭). એ વખતે શ્રીનાથદ્વારાની ગાદીએ પ. પૂ નિત્યલીલાસ્થિત શ્રીદામોદરજી (દાઉજી) મહારાજ (પ્રાકટ્ય સં –૧૮૫૩) બિરાજતા હતા એ વખતે નિત્યલીલાસ્થિતશ્રીની વય ૨૨–૨૪ વરસની હતી. નિત્યલીલાસ્થિતશ્રી સાથેનો વાર્તાલાપ શ્રીદયારામભાઈએ 'અનુભવ મંજરી'માં લખ્યો છે

(૧૯) શ્રીદયારામભાઈએ ૪૬ વરસની વયે શ્રીમદ્ભાગવતના તલસ્પર્શી જ્ઞાનની ભાવસુગન્ધ આપતી સભી અને ભાગવતના વર્ણનાત્મક અને ભાવનાત્મક સુચિત્ર સમાવતી 'ભાગવતની અનુક્રમણિકા' વ્રજભાષામાં અને વિવિધ છંદમાં, ચાણોદમાં કગાલપુરીમાં આવેલા ઉંક ઉંડેના બાપોતી મકાનમાં રહી લખી (સં ૧૮૭૮ ફાગણ વદિ બીજ)

(૨૦) શ્રીદયારામભાઇએ ૪૬ વરસની વયે 'પદ્મપુરાણ'ના આધારે વાર્તા અને આડવાર્તાઓથી ગૂંથાયેલા "ભગવદ્‌ગીતામાહાત્મ્ય" ગ્રંથનું" ચાણોદ અને ડભોઈ ઠેકાણે રહી ગુર્જર ગિરામાં સર્જન કર્યું (સં.-૧૮૭૯, શ્રાવણ વદિ ૮, (જન્માષ્ટમી) ગુરુવાર), ચાણોદમાં, ઢંગાલપુરીમાં આવેલા ઉક ઉેડેના આપેલી મકાનમાં, ડભોઈમાં આસોપાલવના મહોલ્લામાં આવેલા પટ્ટ શિષ્ય જોશી રણછોડભાઈના મકાનની સાથેના પિતરાઈના અથવા ઝારોળાવગામાં શ્રી દ્વારકાનાથજીના મંદિરની પાસે આવેલા સખીદાસ ગાંધીના મકાનમાં.

(૨૧) શ્રીદયારામભાઈએ ૪૮ વરસની વયે શ્રીવિઠ્ઠલેશજીની આજ્ઞાથી સૂરસારાવલીનું ભાષાંતર,-ડભોઈમાં, ઝારોળા વગામાં શ્રી દ્વારકાનાથજીના મંદિરની પાસે આવેલા સખીદાસ ગાંધીના મકાનમાં રહી, ગુર્જરગિરામાં કર્યું (સં. ૧૮૮૦, શ્રાવણ સુદિ ૧૨, પવિત્રા બારશ, રવિવાર).

હિંદી સાહિત્યના કેટલાક વિવેચકો 'સૂરસારાવલી'ને અષ્ટછાપના શિરોમણિ અને હિંદી સાહિત્યના સૂર્ય સૂરદાસજીની કૃતિ માને છે તો કેટલાક માનતા નથી, કોઈ બીજા સૂરદાસની માને છે.

(૨૨) શ્રીદયારામભાઇને એમની ૪૭ અને ૪૮ વરસની વયે મહાકારુણિક શ્રીવલ્લભાધીશનાં સાક્ષાત્ દર્શન થયાં, એમની સાથે રસમય વાર્તાલાપ થયો. એમનો ભાગ્યસુભગ આશીર્વાદ મળ્યો. આ પ્રસંગો એમણે 'અનુભવમંજરી'માં લખ્યા છે (સં. ૧૮૮૦, ભાદરવા સુદિ બીજ, પરોઢિયે; સં. ૧૮૮૧, માગશર સુદિ છઠ્ઠ, પરોઢિયે).

(૨૩) શ્રીદયારામભાઈએ ૪૯ વરસની વયે વ્રજયાત્રાનું વર્ણન કરતા ભાવપ્રધાન "**વ્રજવિલાસામૃત**"નું વ્રજભાષામાં સર્જન ભરૂચમાં કર્યું (સં. ૧૮૮૨, આસો સુદિ પાંચમ).

શ્રીદયારામભાઈ ૪૯ વરસની વય સુધીમાં સમસ્ત ગુજરાતમાં સુપ્રસિદ્ધ થઈ ગયા હતા અને એમના શિષ્યો, પ્રશંસકો અને પૂજકો એ વય સુધીમાં ઠેર ઠેર હોવાથી ભરૂચમાં એમના કોઈપણ પ્રશંસક, પૂજક

અને શિષ્યને ત્યાં રહી "વ્રજવિલાસામૃત"નું સર્જન કર્યું હશે એમ લાગે છે.

ભરૂચના મરજાદી ભજિયા પારેખવાળા હરિવલ્લભ કુબેરને ત્યાં પણું ઊતરતા હોવાથી એમને ત્યાં રહીને પણ રચના કરી હોય (જુઓ 'જૂનું નર્મગદ્ય'-પા. ૪૮૧); ભરૂચના લાડ વાણિયા મનોરદાસને ત્યાં રહીને પણ રચના કરી હોય (જુઓ જૂ. કા. દો. ભા. ૫, પા. ૪૫).

આ ત્રણે ફક્ત અનુમાન જ છે. કોને ઘેર થઈ હશે એ ચોક્કસ પ્રમાણ વગર ચોક્કસ કહી શકાય નહિ, પરંતુ ભરૂચમાં થઈ છે એ ચોક્કસ છે.

(૨૪) શ્રીદયારામભાઈએ ૫૧ વરસની વયે શુદ્ધાદ્વૈતસિદ્ધાંતને સચોટ સમઝાવતા, પુષ્ટિમાર્ગના નિગૂઢ રહસ્યનું નિરૂપણ કરતા રસિકવલ્લભનું ગુર્જર ગિરામાં ડભોઈમાં સર્જન કર્યું (સં. ૧૮૮૪, શ્રાવણ સુદિ એકાદશી–પવિતરી એકાદશી, ગુરુવાર).

ચાણોદમાં સર્જન કરવામાં આવ્યું છે એવો સ્પષ્ટ ઉલ્લેખ કે નિર્દેશ રસિકવલ્લભની કંઈપ્રતીમાં મળતો નહિ હોવાથી એની રચના ડભોઈમાં ગ્રારોળાવગામાં, શ્રીદ્વારકાનાથજીના મંદિરની પાસે આવેલા સખીદાસ ગાંધીના મકાનમાં થઈ હશે એમ લાગે છે.

(૨૫) શ્રીદયારામભાઈને એમની ૫૩ વરસની વયે અમદાવાદના ભક્તકવિ માધવરામ વ્યાસ સાથે શુદ્ધાદ્વૈત-સિદ્ધાંતની છણાવટ કરતો,-માર્ગની ભાવનાને નિરૂપતો, કૃપામાર્ગના રહસ્યને સ્ફુટ કરતો પદ્યાત્મક પત્રવહેવાર —અમદાવાદ અને ડભોઈ વચ્ચે થયો હતો (સં. ૧૮૮૬, ચૈત્ર વદિ ૩, ગુરુવાર).

પત્રથી એટલું જાણવાનું મળે છે કે માધવરામ વ્યાસ અમદાવાદ-(રાજનગર)માં રહેતા હતા, પરંતુ કયે ઠેકાણે રહેતા હતા, કોને ત્યાં રહેતા હતા એનો ઉલ્લેખ કે નિર્દેશ પત્રવહેવારમાં ક્યાંયે જણાતો નથી,

તેથી એમના વિશે વધુ સંશોધન થવું મુશ્કેલ છે. જો થયો હોત તો વધારે જાણવાનું મળત, સંશોધકોને આનંદ થાત.

માધવરામ વ્યાસના પત્રનો ઉત્તર લખતી વખતે શ્રીદયારામભાઈ ડભોઈમાં, ઝારોળા વગામાં શ્રી દ્વારકાનાથજીના મંદિર પાસે આવેલા સખીદાસ ગાંધીના મકાનમાં ઘણાં વરસોથી રહેતા હોવાથી વખતે ત્યાં જ રહેતા હશે અને ત્યાંથી જ ઉત્તર લખ્યો હશે.

(૨૬) શ્રીદયારામભાઈ ૫૩ વરસની વયે ડભોઈથી, ઝારોળા વગામાં શ્રી દ્વારકાનાથજીના મંદિર પાસે આવેલા સખીદાસ ગાંધીના મકાનમાંથી વ્રજયાત્રા કરવા જાય છે ( સં. ૧૮૮૬, વૈશાખ વદિ ૧૦ ).

વ્રજયાત્રા કરવા ગયા એ બાબતનું શ્રીદયારામભાઈના હાથે લખાયેલું છૂટક પાનિયું અમારી પાસે સુરક્ષિત છે. એમાં વાસણ, લૂગડાં અને ગ્રંથોની યાદી આપવામાં આવી છે. એ યાદી પરથી સ્પષ્ટ માલૂમ પડે છે કે પ્રપંચવિસ્મૃતિપૂર્વક ભગવદાસક્તિની સુદૃઢ ભાવના ભગવદીયોની હોય છે; આને કારણે અસંગ્રહી ભાવનાથી આવશ્યક વસ્તુઓ જ રાખતા હતા; તે શ્રીઠાકોરજીની સેવામાં ઉપયોગ પૂરતી; એમને ઘર વસાવવાની કે ધનસંચયની વૃત્તિ જ નહોતી થઈ. એમાં 'અનુભવમંજરી'નો જે પ્રમાણે ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે જ પ્રમાણે એ ગ્રંથ અમારી પાસે સુરક્ષિત છે.

શ્રીદયારામભાઇ ૫૩ વરસની વય પહેલાં સાતેક વરસથી અવારનવાર અને પછી અંતકાળ સુધી સતત સખીદાસ ગાંધીના મકાનમાં રહેતા હોવાથી ત્યાંથી જ વ્રજયાત્રા કરવા ગયા હશે એમ અનુમાન થાય છે.

શ્રીદયારામભાઈને તિલકાયિત શ્રી દામોદરજી ( દાઉજી ) મહારાજશ્રીનો પ્રસંગ ૪૨ થી ૪૪ વરસની વયે કરેલા ઉત્તરભારતના પર્યટનમાં કે ૫૩ વરસની વયે કરેલી વ્રજયાત્રા - વખતે કરેલા શ્રીનાથદ્વારાના ગમનમાં સાંપડ્યો હશે એમ લાગે છે. એ પ્રસંગો 'અનુભવમંજરી'માં નોંધાયેલા છે (પ્રસંગ–૧૪૦, ૧૪૧, ७૬ ૩૬૩, ૩૬૪, ૩૬૫,

૩૬૬). એ બંને પર્યટન વખતે તિલકાયિતશ્રીની વય ૨૨–૨૪ કે ૩૩ વરસની હતી.

(૨૭) શ્રીદયારામભાઈએ ૫૬ વરસની વયે પુષ્ટિમાર્ગના નિગૂઢ રહસ્યને સ્ફુટ કરતા, મહાકારુણિક શ્રીવલ્લભાધીશના ભાવસ્વરૂપનાં દર્શન કરાવતા 'પુષ્ટિપથરહસ્ય'નું ડભોઈમાં ઝારોળાવગામાં, શ્રીદ્વારકાનાથજીના મંદિરની પાસે આવેલા સખીદાસ ગાંધીના મકાનમાં રહી સર્જન કર્યું (સં. ૧૮૮૯, આસો વદિ ૨):

"इति कृष्णभक्त श्रीवल्लभदासानुदास कविदयाराम-विरचित पुष्टीपंथरहस्य ग्रंथ संपूर्ण ॥ शुभं भवतु ॥ संवत् १८८९ ना आश्वीन वद २ ॥"

અત્યાર સુધીના સંશોધન મુજબ શ્રીદયારામભાઈની ૫૬ વરસની વય પછી. એમનું સાલવારી ગ્રંથ સર્જન મળતું નથી. 'પુષ્ટિપથરહસ્ય' એમના સાલવારી ગ્રંથસર્જનમાં અત્યારે તો અન્તિમ લાગે છે; ભવિષ્યમાં સંશોધન થયે ૫૬ વરસની વય પછીનું સાલવારી ગ્રંથસર્જન મળે તો જુદી વાત.

(૨૮) શ્રીદયારામભાઈને એમની ૬૦ વરસની વયે એમના સંપૂર્ણ કૃપાપાત્ર અને પટ્ટશિષ્ય થવા સર્જાયેલા ૧૩ વરસના રણછોડ જોશીનો ભેટો અને પરિચય મહાકારુણિક શ્રીવલ્લભાધીશના પ્રાકટ્ય–મહોત્સવને દિવસે રાતના જાગરણ વખતે ડભોઈમાં ઝારોળાવગામાં, શ્રીદ્વારકાનાથજીના મંદિર પાસે આવેલા સખીદાસ ગાંધીના મકાનમાં થયો હતો (સં. ૧૮૯૩).

(૨૯) શ્રીહરિરાયજી મહાપ્રભુજીના શિષ્ય, ત્રિકાળદર્શી મહાત્મા શ્રી. ઇચ્છારામ ભટ્ટજીની ગાદીએ આવેલા શ્રી. નારાયણદાસે પોતાનો પૂજ્યભાવ દર્શાવતો, ઔસડ ઉપચાર બતાવતો તેમજ શ્રીદયારામભાઈના ગુરુ શ્રીવલ્લભજી મહારાજનો ઉલ્લેખ કરતો પત્ર ડાકોરથી ડભોઈ લખ્યો હતો (સં. ૧૮૯૭, શ્રાવણ વદિ ૨).

એ પત્રથી સ્પષ્ટ સમજાય છે કે શ્રીદયારામભાઈ ડભોઈમાં, ઝારોળાવગામાં, શ્રીદ્વારકાનાથજીના મંદિર પાસે આવેલા સખીદાસ ગાંધીના મકાનમાં ગંભીર માંદગીના બિછાને પટકાયા હતા.

એ પત્ર અમારી પાસે તે ને તે સ્વરૂપમાં સુરક્ષિત છે.

(૩૦) શ્રીદયારામભાઈ ૬૫ વરસની વયે ડભોઈમાં, ઝારોળાવગામાં, શ્રીદ્વારકાનાથજીના મંદિરની પાસે આવેલા સખીદાસ ગાંધીના મકાનમાં મરણાસન્ન માંદગીના બિછાને પટકાયા (સં. ૧૮૯૮). આ વખતે એમણે 'વસિયતનામું' કર્યું.

આ વસિયતનામાની પ્રાચીન પ્રત પૂ. કાકાશ્રી નાથાભાઈ ગિરિજાશંકર જોશી-સંગૃહીત હસ્તલિખિત ગ્રંથસંગ્રહમાં સુરક્ષિત છે.

આ સંગ્રહ ડભોઈમાં આવેલા મોસાળના મકાનમાં ફૂરજાવાળાની હવેલીમાં, 'દયારામસ્મારક મંદિર'માં સુરક્ષિત છે.

વસિયતનામામાં પણ શ્રીદયારામભાઇના ગુરુ શ્રીવલ્લભજી -શ્રીવલ્લભલાલજીનો સ્પષ્ટ ઉલ્લેખ છે.

(૩૧) શ્રીદયારામભાઇને એમની આશરે ૧૭-૧૮ વરસની વયે વડોદરાના હરિભક્તિને ત્યાં (વડોદરા, ઘડિયાળી પોળમાં, અંબામાતા પાસે આવેલી હરિભક્તિની હવેલીમાં) બાવાજી સાથે વાતવાતમાં, નજીવી બાબત માટે સંગીતની સ્પર્ધા જામી હતી (સં. ૧૯૦૦-૧૯૦૧).

જીવલેણ માંદગી, એમાંથી તાજા ઊઠેલા, એમાં પાછી સંગીતની સ્પર્ધા, એમાં વળી ઉસ્તાદ સાથે, એમાં પાછો વિજય, એમાં વળી બક્ષિસ—સાચા મનની અને ઉદાર દિલની—આ બધું આપણને એમના પૂજક અને પ્રશંસક બનાવે છે.

(૩૨) શ્રીદયારામભાઈની આજ્ઞાથી અને એમના આશીર્વાદથી એમના પટ્ટશિષ્ય જોશી રણછોડભાઈ એમના પદાદિના પ્રચારાર્થે સમસ્ત ગુજરાતમાં ફરતા હતા.

શ્રીદયારામભાઈની ૭૨ વરસની વય હતી ત્યારે સમસ્ત ગુજરાતમાં પદાદિના પ્રચારાર્થે ફરતા જોશી રણછોડભાઈએ શ્રીદયારામભાઈની ખબર અંતર પૂછતો, પોતાનો પૂજ્યભાવ દર્શાવતો પત્ર સુરતથી લખ્યો હતો. એ પત્ર અમારી પાસે સુરક્ષિત છે (સં. ૧૯૦૫, માગશર વદિ ૧૦)

એ પત્રથી સ્પષ્ટ સમજાય છે કે જોશી રણછોડભાઈ શ્રી દયારામભાઈની આજ્ઞાથી અને એમના આશીર્વાદથી એમની હયાતીમાં જ એમના પદાદિના પ્રચારાર્થે સમસ્ત ગુજરાતમાં ફરતા હતા.

જોશી રણછોડભાઈએ ગુજરાતીઓને, ગુજરાતણોને શ્રીદયારામભાઈની સગુણી વાણીની અજબ મોહની લગાડી હતી; નશો હજી સુધી પણ ઓસર્યો નથી.

(૩૩) શ્રીદયારામભાઈને એમની ૭૩ વરસની વયે શ્રીનાથજીનાં સાક્ષાત્ દર્શન થયાં, રસભર વાર્તાલાપ થયો. વાતવાતમાં આયુષ પૂછ્યું. "બે ત્રણ વરસ જ બાકી છે" એમ જવાબ મળ્યો (સં. ૧૯૦૬). આ પ્રસંગ 'અનુભવમંજરી'માં લખાયેલો છે.

(૩૪) શ્રીદયારામભાઈની ૭૪ વરસની વય હતી ત્યારે મોતીલાલ ઉત્તમરામે એમની કવિતાનો ગ્રંથ મંગાવતો પત્ર ડભોઈ, ઝારોળાવગામાં, શ્રીદ્વારકાનાથજીના મંદિર પાસે આવેલા સખીદાસ ગાંધીના મકાનને સરનામે લખ્યો હતો (સં. ૧૯૦૭, ફાગણ વદિ ૬, રવિવાર) એ પત્ર અમારી પાસે તે ને તે સ્વરૂપમાં સુરક્ષિત છે.

(૩૫) શ્રી દયારામભાઈની ૭૫ વરસની વય હતી ત્યારે રાજપીપળાથી (નંદકુંવરબાએ) સૂકો મેવો અને ધોતીજોટો મોકલી પોતાનો પૂજ્યભાવ દર્શાવતો પત્ર ડભોઈમાં, ઝારોળાવગામાં, શ્રીદ્વારકાનાજીના મંદિર પાસે આવેલા સખીદાસ ગાંધીના મકાનને સરનામે લખ્યો હતો (સં. ૧૯૦૮, પોષ સુદિ ૪, શુક્રવાર). એ પત્ર અમારી પાસે સુરક્ષિત છે.

(૩૬) શ્રીદયારામભાઈએ ૭૬ વરસની વયે પરમપુનિત પૂજનીય ક્ષરદેહનો, ડભોઈમાં, ઝારોળાવગામાં, શ્રી દ્વારકાનાથજીના મંદિર પાસે

આવેલા સખીદાસ ગાંધીના મકાનમાં, સદાને માટે ત્યામ કરી, નિત્યલીલામાં પ્રવેશ કર્યો (સ ૧૯૦૯, મહા વદિ પાંચમ, સોમવાર)

ટીપ:– અત્યાર સુધી થયેના સશોધન મુજબ આ સાલવારી જીવનદર્શન લખ્યું છે

(૧) ભવિષ્યમાં–સશોધનમાં અગત્યનુ સાંપડતાં ફેરફાર પણ થઈ શકે

(૨) વડોદરાનરેશ સયાજીરાવ બીજા, વડોદરાના ફત્તેસિંગ મુનાસિક, વડોદરાના (વાડી જિલ્લાના) ગોપાનરાવ મહેરાળ, અમદાવાદના માધવરામ વ્યાસ અને કૃષ્ણુરામ મહારાજ, શ્રીનાથદ્વારાના તિનકાયિનશ્રી, પેટનાદની નાગરણુ બાઈ ચૂ, પેટલાદની નાગરણુ ઉમાગવરી, સ્વામિ. નારાયણુ સપ્રદાયના સાધુવરો એમની સાથે શ્રીદયારામભાઇને ક્યારે, કયે સમયે, કઈ ઉમરે અને ક્યાં પ્રસગો સાંપડયા હતા એની, ખુબ સશોધન કરવા છતાં, હજી સુધી માહિતી મળતી નહિ હોવાથી એ પ્રસગોને સાલવારી જીવનદર્શનમાં સ્થાન આપવા સાહસ કર્યું નથી, એ પ્રસગોની સવતવાર ચોકકસ માહિતી મળ્યે સ્થાન આપવાની ઇચ્છા છે

(૩) શ્રીદયારામભાઈએ એમના સાલવાળા અને સાન વગરના, ગુજરાતી અને વ્રજભાષાના તેમજ બીજી પ્રાંતીય ભાષાઓના ગ્રથોમાં એમની 'ભટ' અટક સ્પષ્ટ શબ્દોમાં બતાવેલી હોવાથી બૃ કા દો. ભા પના કવિચરિત્રમાં સ્વ ઇચ્છારામ દેસાઈએ **પંડયાની** જે અટક બતાવી છે તે શ્રીદયારામભાઈના જ કથનથી ખોટી ઠરે છે

(૪) શ્રીદયારામભાઈએ પોતાનો જન્મ સ **૧૮૩૩** સ્વયરચિત કવિત્તમાં સ્પષ્ટ બતાવેલો છે બૃ. કા દો ભા. પમાં જન્મ-સવત **૧૮૨૩** આપ્યો છે તે ખોટો ઠરે છે

(૫) શ્રીદયારામભાઈએ પોતાનાં જન્મ–તિથિ વાર ભાદરવા સુદ ૧૧ ઉપરાંત ૧૨ ને શનિવાર સ્વયરચિત કવિત્તમાં સ્પષ્ટ બતાવેલાં હોવાથી બૃ કા દો ભા પમાં છપાયેની વાર્તામાં ડાહ્યાભાઈ સાઠોદરાએ જે

# અનુપૂર્તિ

આસોપાલવના મહોલ્લામાં ભક્તકવિ શ્રી દયારામભાઈ બહોળા કુટુંબી સગાને ત્યાં રહેતા હતા. ભક્તકવિશ્રી પાસે ભક્તો અને સંતોની ભીડ જામેલી રહેતી. રાતના પણ મોડે સુધી કોઈ કોઈ વખત ભગવચ્ચર્યા ચાલતી હતી. પડોશની કોઈ વ્યક્તિએ આ વિશે ખડખડાટ કરતાં, એ અવાજ શ્રી દયારામભાઈના જાણવામાં આવતાં કોઈ એકાંતવાસ માટે ડભોઈ બહાર જવાની ઇચ્છા પોતાના નિત્યના સહવાસી ભગવદીયો પાસે જણાવી ત્યારે સખીદાસ ગાંધીની પ્રેમપૂર્વક વિનતિ સ્વીકારી શ્રી દયારામભાઈ ત્યાં રહેવા ગયા. ભગવદીય સખીદાસ ગાંધીનું ઘર મોટું હતું. એનો એક ભાગ શ્રી દયારામભાઈના વસવાટ માટે સ્વતંત્ર કાઢી આપ્યો. આ ઘરમાં શ્રી દયારામભાઈના શ્રી ઠાકોરજી બિરાજતા હતા તે જગ્યા જેની તે સ્થિતિમાં સખીદાસ ગાંધીના વારસોએ એ પોતાના ઘરમાં જાળવી રાખી છે. ઘરની બારી દક્ષિણ તરફ પડે છે, ત્યાં શ્રી-દયારામભાઈ બેસતા. એ બારી પણ જેમની તેમ જાળવી રાખી છે.

બહારથી આવનાર દર્શનાર્થીને સખીદાસ ગાંધીના વારસો બહુ આદરમાનથી આ જગ્યા બતાવે છે.

ગોવિંદલાલ છો. પરીખ

'ગીતગોવિંદ'નું છેલ્લું પાનું

कविवरश्रीदयारामभाईना संस्कृत हस्ताक्षर.

श्रीगीतगोविंदकवित्वमस्तु ॥४॥ इत्थंके
लिततीर्विहृत्ययमुनाकूलेसमंराधयातद्रो
मावलिमौक्तिकावलियुगेवेणीभ्रमंबिभ्र
ती॥तत्राह्लादिकुचप्रयागफलयोर्लिप्सा
वतोर्हस्तयोर्व्यापारःपुरुषोत्तमस्यददतु
स्फीतांमुदंसंपदं॥५॥इतिश्रीगीतगोवि
देजयदेवकृतौस्वाधीनभर्तृकावर्णनेप्रीत
पीतांबरोनामद्वादशःसर्गः॥ संवत१८
५८वर्षेफाल्गुनशुदी१३॥भौमवारेभृगु
कच्छमध्येचंडीग्रामवास्तव्यनरप्रभुरीमात्म
जदयारामकरेणलिखितंश्रीगीतगोविंदाभि

સં. ૧૮૫૮ : કવિ દયારામના હસ્તાક્ષરમાં
૨૫મે વર્ષે ભરૂચમાં કરેલી નકલ
[કવિશ્રીના પટ્ટશિષ્યના પ્રપૌત્ર શ્રી જીવણલાલ છમનલાલ જોશીના
સ્નેહ સૌજન્યથી અને પ્રતિકૃતિ]

કાર્તિક સુદિ અષ્ટમી ને ગુરુવાર બતાવ્યાં છે તે શ્રીદયારામભાઈના જ કથનથી ખોટાં ઠરે છે અને જે વ્યક્તિને પોતાના ગુરુનાં જન્માદિ પણ યાદ નથી તેને શિષ્ય માનવા મન પ્રેરાતું નથી; કોઈ ફળદ્રુપ ભેજાનો એ કાલ્પનિક પરિપાક હશે એમ લાગ્યા વિના રહેતું નથી.

(૬) શ્રીદયારામભાઈએ પોતાના ગુરુનું નામ શ્રીવલ્લભલાલ છે એમ ગ્રંથોમાં અને છૂટક પાનિયામાં સ્પષ્ટ જણાવેલું હોવાથી શ્રીપુરુષોત્તમજી (જૂનું નર્મગદ્ય), વિઠ્ઠલેશજી (બૃ કા દો. ભા. ૫) કે શ્રી ગિરિધરલાલજીનો (દ. કા. સુ) જે ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે શ્રીદયારામભાઈના જ કથનથી ખોટો ઠરેલો હોવાથી એ બીજા બીજા ગોસ્વામીબાળકોને એમના ગુરુ તરીકે માનવા મન પ્રેરાતું નથી.

(૭) શ્રીદયારામભાઈની ૧૪થી ૨૬ કે ૧૫થી ૨૭ વરસની વય, એમની સમગ્ત જુવાની, ભારતના પ્રથમ પર્યટનમાં પસાર થયેલી હોવાથી, એ યુવાવસ્થાને લગતા જે જે પ્રસંગો આલેખવામાં આવ્યા હોય તે કાલ્પનિક અને નિરાધાર લાગે છે; પછી ભલેને એ પ્રસંગ રતનબાઈની સગી સોનારણનો હોય કે કરનાળીના કેશવાનંદનો હોય. એ બને પાત્રો (સગી સોનારણ અને કેશવાનંદ) કાલ્પનિક લાગે છે, કોઈ તળેટીઓના ફળદ્રુપ ભેજાની પેદાશ લાગે છે જે વ્યક્તિ પોતાની યુવાવસ્થા ભારતના પર્યટનમાં ગાળે છે તે વ્યક્તિ એ જ અવસ્થામાં ચાણોદમાં રતનબાઈની સગી સોનારણનું એક્ કે ડવા ક્યારે આવી, નર્મદા તરની તરની સામે પૂરે કરનાળી કેવી રીતે ગઈ, કરનાળીના કેશવાનંદ પાસે ઉપદેશ ક્યારે લીધો, એ જરાયે સમજી શકતું નથી, એ લગીરે ગળે ઊતરતું નથી. એથી જ એ પાત્રોને અને એ પાત્રો સાથે સંકળાવેલા પ્રસગોને અને હકીકતોને કાલ્પનિક માનવા ફરજ પડે છે.

(૮) શ્રીદેવકીનંદનજી, શ્રીવલ્લભ–શ્રી વલ્લભલાલજી, શ્રીઠાકોરજી, શ્રીપુરુષોત્તમજી, શ્રીરણછોડલાલજી, શ્રીવ્રજભૂષણજી, શ્રીવિઠ્ઠલેશજી વગેરે સમકાલીન ગોસ્વામી બાળકોનો અને પંડિતવર્ય ભક્તપ્રવર શ્રી. ઇચ્છારામ

ભટ્ટજીનો ઉલ્લેખ એમના ગ્રંથોમાં અને ખાસ કરીને 'અનુભવમંજરી'માં જોવામાં આવે છે, પરંતુ કરનાળીના કેશવાનંદનો ઉલ્લેખ કે નિર્દેશ એમના કોઈપણ ગ્રંથ કે પદમાં જોવામાં આવતો નથી. એ પ્રસંગોના વાર્તાલાપમાં એમનું ભગવદીય માનસ, એમનું અતૂટ દૈન્ય, એમનો ગોપીભાવ નર્યાં તરી આવે છે. એવા માનસવાળા, એવા દૈન્યવાળા, એવા ભાવવાળા શું શ્રીપુરુષોત્તમજીનું કે શ્રીવિઠ્ઠલેશજીનું અપમાન કરે ખરા, એ ગળે ઊતરે ખરું? 'અનુભવમંજરી'માં એમણે જાતે લખેલા પ્રસંગો અને એ વાર્તાલાપ સાચી સાખ પૂરે છે કે શ્રીદયારામભાઈ અપમાન કરે જ નહિ.

જીવનલાલ છગનલાલ જોશી
(શ્રીદયારામભાઈના પટ્ટશિષ્યના પ્રપૌત્ર)
બી. એ., એડવોકેટ, સાહિત્યરત્ન, વગેરે

પેટલાદ : ૧૯-૬-'૬૧

श्रीगुरुगोपीजनवल्लभायनमः
अथरसिकवल्लभग्रंथलिख्य
ते॥छंद ॥रागसामेरी॥
प्रथमप्रणमुंश्रीगुरुपायेंजी॥१
वाहाल्येंवंदुंश्रीव्रजरायेंजी॥१॥
अष्टसखावंदुंहरिरूपजी॥२॥
षिकशिरोमणिकविकुळभूप
जी॥२॥मुजनेंजाणीसकुनिजदा
सजी॥मुजहृदयामांपूरोवास
जी॥३॥मुजनेंभासेंनिजप्रभुपंथ
जी॥रचुंरसिकवल्लभशुभग्रंथ
जी॥४॥ढाळ॥ग्रंथरचनाकरुं
छूं गुरुशिष्यसंवादेंकरी॥खंडन जेमां
मायावादसुधाद्वैतप्रतिपादन
करी॥५॥जेपकीसकुसंधेरले
सिध्धांतसरुपभासें॥पडेंप्रतिवि
परवतत्रापनिश्चेंभ्रमणभ्रांती
नासें॥६॥होयप्रकटभक्तीप्रेम
श्रीगिरिधरवसेंउरमांहें॥
निजकरीकरुणाडुविम्भाळ
तजकालेंबांहें॥७॥एहेव

કવિના હસ્તાક્ષરની પ્રત

# રસિકવલ્લભ

## રાગ સામેરી

૧. પ્રથમ જ પ્રણમૂ શ્રીગુરુપાયે જી,
વાહાલ્યે વદ્દૂ શ્રીવ્રજરાયે જી, ૧
અષ્ટ સખા વદ્દૂ હરિરૂપજી,
રસિકશિરોમણિ કવિકુળભૂપ જી ૨
મુજને જાણી સહુ નિજ દાસ જી,
મુજ રુદયામા પૂરો વાસ જી ૩
મુજને ભાસે નિજ–પ્રભુ–પથ જી,
રચૂ "રસિકવલ્લભ" શુભ ગ્રથ જી ૪

ઢાળ— આ ગ્રથરચના કરૂ છૂ, ગુરુશિષ્યસવાદે કરી,
જહેમા ખડન–માયાવાદ શુદ્ધાદ્વૈત–પ્રતિપાદન ભરી ૫
જે થકી સહૂ સદેહ ટળે, સિદ્ધાત સૂધૂ ભાસે,
પડે પ્રતીતિ, પરવતપ્રાય નિશ્ચે ભ્રમણ ભ્રાતિ નાસે ૬
હોય પ્રકટ ભક્તિ પ્રેમ, શ્રીગિરિધર વસે ઉરમાહ્યે,
નિજ કરી કરુણાદષ્ટિ ભાળે, સહજ ઝાલે બાહ્ય ૭

---

આરભ : श्रीगुरुगोपीजनवल्लभाय नम ॥ अथ रसिकवल्लभग्रंथ लिख्यते
॥ छंद ॥ राग सामेरी ॥
૨ રસિક– ૪ ભાસે રસિક– ૬ ટલે ભાસે પડે પ્રતિતિ–પરવત–પ્રાય ભ્રાંતી નાસે. ૭ હોય ભક્તી વસે કરુણાદષ્ટિ ભાળે ઝાલે

એહેવૂં કથન હું કરૂં છૂં શ્રીગુરુકૃષ્ણપ્રતાપ,
સ્થાપન સગુણ સાકારનૂં, હરિ વિશ્વકરતા આપ. ૮
નિત્ય ધર્મ સેવક સ્વામીનો, ઐકયતા નહિ કો કાળ;
ઇત્યાદિ વરનન કરિશ સરળ જ, જ્યમ સમઝે બાળ. ૯
પ્રહિ શાસ્રમત ઇતિહાસ અદ્ભુત યુક્તિસહ દષ્ટાંત,
જે સુણ્યેંથી જન દયાપ્રીતમ–કૃષ્ણપદ રહે ચાંત. ૧૦.

૨. શિષ્યેં પૂછ્યૂં શ્રીગુરુ પ્રત્ય જી:
કયમ ભ્રમતી રહે મ્હારી મત્ય જી? ૧
કૃપા કરી તે મુજને કહિયેં જી,
શરણાગત છૂં, નિજનો લહિયેં જી. ૨
મેં અવિલોકયા છે બહુ ગ્રંથ જી,
તેથિ ન ચાટે મન એક પંથ જી. ૩
છૂં વચબેલો, દોષ ન ધરશો જી,
પૂછિશ ઘેલૂં, ક્રોધ ન કરશો જી. ૪

ઢાળ— મન ક્રોધ ઉપજે એહેવું અવળૂં પૂછવૂં પડશે અરૂં;
તે વિના ભ્રમ ભાગે નહીં, માટયે પ્રથમ વિનતી કરૂં. ૫
મેં સંગ કરમઠ બૌ કરયા, સંન્યાસી યોગી અંત્ય,
તેથી તમારાં વચનમાં સંશે રહે, કહું સત્ય. ૬
આપ્યેં કથા અદ્ભુત કહી, મેં શ્રવણ કીધી સાર;
તે તદપિ ઉરમાં ના ઠરી, ત્યહાં સંશય સબર વિકાર. ૭

૮. શ્રીગુરૂકૃષ્ણપ્રતાપ. ૯. સ્વામિનો. ઐક્યતા સમઝે. ૧૦. દ્રષ્ટંત. કૃષ્ણ–.
૧. રહે. કૃપા. નિજનો. ૨. છે. ૩. ચોટે. ૪. વચબેલો. ૫. ઉપજે.
ભાગે. ૬. સંન્યાસિ. સંશે રહે. ૭. અદ્ભુત. કહિ. ના.

જ્યહાં લગી સંશય ત્યહાં લગી, પ્રભુ, સફળ થાય ન ધર્મ;
તે માટય નિસ્સંધે થવૂં, શ્રીગીતા–ભાખ્યો મર્મ. ૮
ઉપદેશ માત્ર જ આપથી પામ્યો પુરવ, ગુરુરાય;
સમઝ્યો ન સ્વસિદ્ધાંત પૂરૂં જે ન કચહું ચિત જાય. ૯
દયાપ્રિતમ–દાસ ન સંગ જે સિદ્ધાંત સમઝૂં સત્ય;
એહેવી દિશામાં તીર્થ કરવા ગયો કાચી–મત્ય. ૧૦

૩. વિના વિવેકયે જ્યાંહાંત્યાંહાં રાચ્યૂં જી,
જેહ સુણૂં તે જાણૂં સાચૂં જી. ૧

ભ્રમ-ચગડોળ્યે ચઢયૂં ચિત માહારૂં જી,
નિશ્ચેં ન થયૂં આ એક સારૂં જી. ૨

એમ ભ્રમ્યો હૂં દ્વાદશ વરષ જી,
તીર્થ કરયાં પણ હ્રદય ન હરષ જી. ૩

હજુ લગિ નિશ્ચેં નથિ એક ઇષ્ટ જી,
સહુ પથ સરખા, ન એકો મિષ્ટ જી. ૪

ઢાળ— તો મિષ્ટ લાગે મનથી, જો આવે નિશ્ચે એકમાં;
સહુ વાતમાં ભ્રમ રહે છે, સમઝૂં ન સત્ય વિવેકમાં. ૫

પરિપૂર્ણ જ્ઞાની ભલો કે સમઝાવવો ભલ મુગ્ધ;
અધબળો સધરે નહી, જ્યમ સધરે ન વચળૂં દુગ્ધ. ૬

---

૮. –ભાખ્યો. ૯. પામ્યો. સમઝ્યો. સ્વઃ. ૧૦. તિર્થ.

૨. –ચગડોળ્યેં. ૩. ભ્રમ્યો. તિર્થ. ૫ ‘ઢાળ’ શબ્દ હવે મોટે ભાગે ‘ઢાલ’ એમ લખાયેલો છે. એની નોંધ હવે નહિ આવે. તો. લાગે. આવે. નિશ્ચે. છે. ૬. –પુર્ણ. ભલો. સમઝાવવો. અધબળો.

નથિ અધમ ઉત્તમ પરીક્ષા; મન થયૂં માટીની ડળી;
મધુ મૂત્ર વા જળકૂપ નદી સહુ સ્પર્શથી જાય જ ગળી. ૭
શિવ શક્તિ ગણપતિ રવિ હરિગુણ સાંભળા જ્યહાં જેહ,
તે વિશ્વકરતા કહ્યા છે આદિ અનાદિ તેહ. ૮
તે વચન સરવે વ્યાસનાં મિથ્યા ન કોઈ કેહેવાય;
તે થકી નિરણે થાય નહિ એક, સદા મન ડોહોળાય. ૯
એહેવી દિશા છે માહેરી, મેં પ્રકટ કહી, ગુરુરાય,
તમ્યો દયાપ્રીતમના પ્રિયે—કહિ શીશ મૂકયૂં પાય. ૧૦

૪. સુણિને એહેવાં શિષ્ય-વચન્ન જી,
હસિ ગુરુ બોલ્યા પ્રફુલિત-મન્ન જી: ૧
ન કરિશ ચિંતા, સુણ્ય, હે તાત જી,
સરવ સુધરશે તાહારી વાત જી. ૨
સઘળા સંશે તાહારા ટળશે જી,
મન નિશ્ચળ થૈ હરિપદ મળશે જી. ૩
એહેવો દીધો આશિરવાદ જી;
કેહે, હે બાળ્યક, ધરિ આહ્લાદ જી. ૪
[ઢાળ]—આહ્લાદ સહ, સુત, કહે, કરચાં જે તીર્થ તે તે નામ;
મુખી મુખી નદી પુરી ક્ષેત્ર વળી ગિરિસિરાશ્રમ પ્રભુધામ. ૫
એહેવું સાંભળીને શિષ્ય બોલ્યો કરિ ગુરુ પરણામ:
સાંભળો, સ્વામી, કહું સુને સ્મૃતિ શ્રેષ્ઠ જે જે નામ. ૬

૭. પરિક્ષા. ડલી. મુત્ર નદિ. ગલી. ૮. હરીગુંણ છે. આદીઅનાદી
૯. કેહેવાય. નિરણે. ડોહોલાય. ૧૦. દીશા. માહેરી. કહિ
૨. સુધરશે. ૩. ટળશેં. નિશ્ચ્ય. મળશેં. ૪. કેંહે. ૫. તિર્થ. નદિ.
પુરિ. ૬. સાંભલીને. સાંભલો. સ્મ્રતિ શ્રેષ્ટ

મેં પ્રથમ શ્રીયમુના પુનિત જળ કરયૂં સુંદર સ્નાન,
શ્રીગોકુળ મથુરા વૃંદાવન ગિરિરાજ દરશ મહાન. ૭
વન બાર ઉપવન ચોવિશ રાવળ વરસાણું નંદગ્રામ,
ચોરાશી કોસ પરિક્રમા–વ્રજ, નિરખ્યા કેશવ રામ. ૮
પેછિ ગયો નિમિશારણ્ય બ્રહ્માવર્ત્ત સોરમ ક્ષેત્ર;
ત્યહાંથી ગયો માયાપુરી, હરિદ્વાર પરમ પવિત્ર. ૯
કરયું સ્નાન શ્રીગંગાજીમાં, પૂજિયા પ્રભુ તતખેવ,
જ્યહાં પધારયા છે દયાપ્રીતમ શ્રીમદ્વલ્લભદેવ. ૧૦

૫.
ત્યહાંથી હું હિમાલય ચઢિયો જી,
શ્રીબદરીનાયક – પદ પડિયો જી. ૧
જે નરનારાયણ–મહાધામ જી,
તપ્તકુંડ ત્યહાં પૂરણકામ જી. ૨
અલકનંદા ને ગંગા–વ્યાસ જી,
મજ્જન કીધૂં મન હુલ્લાસ જી. ૩
ત્યાંહાંથી કેદારેશ્વર દેવ જી,
ગંગોત્રી નાહાયો તતખેવ જી. ૪

ઊથલો– તતખેવ માનસરોવરયેં નાહિ ગયો શ્રીકુરુક્ષેત્ર;
શ્રીસરસ્વતીમાં સ્નાન કરિ હરિ નિરખિયા ભરિ નેત્ર. ૫
શ્રીમુક્તાનાથ શ્રીહરિક્ષેત્ર ને પુલહાશ્રમ પવિત્ર;
ગણ્ડકી શાળિગ્રામ શ્રીહરિભક્તજનના શુચિ મિત્ર. ૬

---

૭. જલ. વૃંદાવન. ૮. ચોવિશ. ચોરાશિ. ૯. બ્રહ્માવર્ત્ત. ૧૦. ગંગાજિમાં. પૂજ્યા. છેં.

૧. હીમાલય. શ્રીબદ્રી–. ૨. ગંગોદ્રી નાહાયો તતખવ જી. ૩. શ્રી સરસ્વતિમાં. ૪. શ્રીહરીક્ષેત્ર. સુચિ.

પંચહૃદ કૌશિકી નદી નદ સોણ તીર્થ વસંત;
પછિ પુણ્યશોત્રાનંદ મુક્તિક્ષેત્ર, છૂટે જંત. ૭
શ્રીજનકપુર શ્રીઅયોદ્ધાપુરી, સ્નાન સરયૂતીર;
શુચિ સ્વર્ગદ્વારી ઘાટ જોઇને નિરખ્યા શ્રીરઘુવીર. ૮
ત્યહાંથી ગયો હું પ્રયાગરાજ ત્રિવેણીસંગમ સ્નાન;
શ્રીવેણીમાધવ પૂજિયા, વટ અક્ષયતીર્થ મહાન. ૯
પછિ ચિત્રકૂટ પવિત્ર સ્થળ જ્યહાં વશ્યાં સીતારામ,
જન દયાપ્રીતમ પુરણ પુરુષોત્તમ સહુ–સુખધામ. ૧૦

૬. પછિ શ્રીકાશીપુરીમાં જૈને જી,
શ્રીગંગા ન્હાયો શુચિ થૈને જી. ૧
પૂજ્યા શ્રીવિશ્વેશ્વરદેવ જી,
બિંદુમાધવ કીધી સેવ જી. ૨
પંચક્રોશી યાત્રા કીધી જી,
પાવનપુરીને પરિક્રમ દીધી જી. ૩
ક્ષેત્ર ગયા જૈ કીધાં શ્રાદ્ધ જી,
પુરવજ તરિયા, ટળિયા બાધ જી. ૪

ઢાળ— ત્યહાં બાધ ટળિયા સકળ, કીધું ફલ્ગુસરિતાસ્નાન;
શ્રીગયા–ગદાધર પૂજિયા પદ વિષ્ણુસહિત મહાન. ૫
પછિ ઝાડેખંડી વૈદ્યનાથજી પૂજ્યા જ્યોતીલિંગ;
પછિ કપિલદેવજી અરચિયા જ્યહાં ગંગાસાગરસંગ. ૬

૭. કૌશકી નદિ. નિર્થ. મુક્તી–. ૮. સુચિ. ૯. ત્રિવેણિસંગમ. પુજિયા. –તિર્થ. ૧. –પુરિમાં. સુચિ. ૨. વિંદુમાધવ. ૩. –પુરિને. ૪. ટલિયા. ૫. ટલિયા સકલ. ફલ્ગુ–. વિષ્ણુ. ૬. નાથજિ. પુજ્યા. –દેવજિ.

વૈતરણી ક્ષેત્રે ગયો, પછિ મહાનદી શુચિ-જલસ્નાન;
પછિ શ્રીસાક્ષીગોપાળ નિરખ્યા, વિપ્ર – કન્યાદાન. ૭

પછિ શ્રીપુરુષોત્તમપુરી ગયો, નિરખિયા શ્રીજગન્નાથ,
બલભદ્ર, સુભદ્રા, સુદરશન, દરશન આહારે સાથ. ૮

મહા મ્હાત્મ મહાપરસાદ લીધ્યે ચતુર્ભુજ હોય જંત,
મહોદધિ ઇંદ્રદ્યુમન્ન નાહાયો, જ્યહાં પુન્ય અનંત. ૯

શુચિ મારકંડે શ્વેતગંગા, વટે કૃષ્ણનું દર્શ;
જન દયાપ્રીતમ શ્રીપુરુષોત્તમ ક્ષેત્ર અતિ ઉત્કર્ષ. ૧૦

૭.　　પછી ગયો આદ્ય કુરુમ ક્ષેત્રજી,
　　મજ્જન દરશેં શુચિ તનુ નેત્ર જી. ૧
　　વળતી નિરખ્યા ગિરિપદ્મનાભ જી,
　　સોહદી નૃહરિ લખિ લાભ જી. ૨
　　મંગળગિરિ શ્રીપણાનૃસિંગ જી.
　　પિયે પ્રત્યક્ષે પણો શ્રીરંગ જી. ૩
　　ગોદાવરી વેણા સરિ સ્નાન જી,
　　રૂપહ્રદે સુખ હરિગુણગાન જી. ૪

ઢાળ— ગુણગાન ગોવિંદ યજ્ઞપદ, પદ પાપ રહે નહિ લેશ;
　　આગળ શેષાચળ શિખર નિરખ્યા રાજે શ્રીવ્યંકટેશ. ૫

---

૭. વ્હૈતરંણુ. માહા નદી સુચિ–. –ગોપાલ ૮. પુરિ. ૯. મહોદધી નાહાયોં. ૧૦. સુચિ સ્વેત–ં. ક્રષ્ણનુ દર્શ. શ્રીપુરુષોત્ત. ઉતકર્શ.

૧. સુચિ ૨. વલતી. ૩. મંગલ–. પિયેં. ૪. ગોદાવરિ. મૂખ.
૫. આગલ. રહે.

પછિ તઞ્જેઉરીમાં ત્રિપતિપુરી શ્રીરામચંદ્રજી ભ્રાજે,
પછિ કાંચિ શિવ, વિષ્ણુપુરી શ્રીવરદરાજ વિરાજે. ૬

શુચિ પક્ષિતીર્થ ને કામકોષ્ટી કુંભકરણ સુક્ષેત્ર,
નદી કાવેરિ શ્રીરંગસ્વામી નિરખિ સફલિત નેત્ર. ૭

પછિ દક્ષિણ મથુરા દ્વારિકા નિરખિયા રાજગોપાળ,
શ્રીરામ પોઢયા નિરખિ નવગ્રહ પૂજિયા લઘુ કાળ. ૮

શ્રીસેતુબંધજી રામેશ્વર પૂજિયા અઘદુખભંગ,
પછિ ધનુષતિરથ્યેં સ્નાન કીધું ઉભય-સાગર-સંગ. ૯

તુંગભદ્રા કૃતમાલા પયસ્વિની તામ્રપરણી—નીર;
હોય સ્નાન-પાન્યેં દયાપ્રીતમ-કૃષ્ણભક્તિ ધીર. ૧૦

૮. નિરખ્યા હરિ તોતાદ્રિ ધામ જી,
શ્રીઆદિકેશવ અભિરામ જી. ૧
મેહેલ – કોટામાં શ્રીહરિરૂપ જી,
કુમારી કન્યા ક્ષેત્ર અનૂપ જી. ૨
પદ્મતિરથ પંચાપ્સર – ક્ષેત્ર જી,
અનંતપુર શ્રીપંકજનેત્ર જી. ૩
પદ્મનાભજી શ્રીશુભ નામ જી,
જનાર્દન શ્રી–પૂરણકામ જી. ૪

---

૬. તઝ્ઝેઉંટીમા. -પુરિ -પુરિ -ચંદ્રજિ, ભ્રાજે. વિષ્નુ-. શ્રીવર્દરાજ. વિરાજેં. ૭ સુચિ. -તિર્થ. નદિ ૮. દક્ષણ નિરખીયા. -ગોપાલ. કાલ. ૯ -બંધજિ. પૂજ્યા ૧૦. કૃતમાલા. પયસ્વનિ. હોય. -ભક્તી. ૧. તોતાદ્રી. શ્રીઆદી ૨. મેહેલ-. કુમારિ.

ઢાળ— છે પૂર્ણકામ શ્રીરંગનાથજી, ચલપલરાયજી નામ,
શ્રીસ્વામી કાર્તિક ગોકરણેશ્વર પંપાસર અભિરામ. ૫
શ્રીશૈળશિખરચેં મલ્લિકાર્જ્જુન રષભશૈલ મહેંદ્ર,
શ્રીરામહૃદ અધનારીશ્વર, પછિ નિરખ્યા શ્રીકૃષ્ણચંદ્ર. ૬
પછિ પુંઢરપુર શ્રીવિઠ્ઠલેશ્વર ચંદ્રભાગાતીર,
નદી ભીમરથી શ્રીભીમાશંકર કૃષ્ણા નિરમળ–નીર. ૭
શ્રીમહાલક્ષ્મી ક્‌હોલાપુર, પછિ સપ્તશૃંગી દેવી,
શ્રીગૌતમી ગંગા પુનિત–પય દેવ–મુનિજન–સેવી. ૮
શ્રીત્ર્યંબકેશ્વર નીલગિરિ કનખલ તિરથ શુભ નામ,
નાહિ નિરખિયા સ્થળ પંચવટી લક્ષ્મણ સસીતારામ. ૯
દંડકારણ્યની યાત્રા કરી પછિ સૂર્યતનયા–સ્નાન;
જન દયાપ્રીતમપ્રિયાભગિની તીર્થ પરમ મહાન. ૧૦

૯. નદી પયોષ્ણી મજ્જન કીધું જી,
રેવાસાગર નાહિ પય પીધું જી. ૧
પરશુરામ લોટેશ્વર તીર્થ જી,
ભૃગુક્ષેત્ર ન્હાયો શુભ અર્થ જી. ૨
યજ્ઞ કરચા જ્યહા બલિ ભડભાગી જી,
શ્રીવામનજી ભિક્ષા માગી જી, ૩
શુક્લતિરથ ઈશ્વર ૐકાર જી,
રેવોરિસંગ મ્હાત્મ અપાર જી. ૪

---

૫ છેં –નાથજિ –રાયજિ શ્રીસ્વામિ ૬ શ્રી કૃષ્ણચંદ્ર ૭. નદિ ભીમરથિ. નિરમલ કૃષ્ણા. ૮. –લક્ષમિ. સપ્તશ્રંગી ૯ શ્રી ત્રંબકેશ્વર સ્થલ. પચવટિ. ૧૦ દંડકારણ્યનિ સુર્ય–. –ભગ્નીતિર્થ.
૨. પર્શુરામ. તિર્થ ભ્રગુક્ષેત્ર. ૪. ઈશ્વર. હોક્કાર.

ઢાળ— છે અપાર મહિમા ચંડિપુરી, શ્રીશેષશાઇ ભગવાન,
શ્રીવ્યાસ ક્ષેત્ર ને શુકાશ્રમ શૂલભેદ ક્ષેત્ર મહાન. ૫
ૐકારનાથજી નિરખિયા, નર્મદા નિરમળ સ્નાન,
માહિષ્મતીપુરી પરમ પાવન શાસ્ત્રમાં એમ જ્ઞાન. ૬
પુરી અવન્તી મહાકાળેશ્વર શિપ્રા તિરથ પાવન,
શ્રીદ્વારિકાપુરી પછિ ગયો, જહાં સદા જુગજીવન ૭
ગોમતીસાગર ચક્રતિરથે કર્યું સ્નેહે સ્નાન,
પછિ શંખોદ્ધાર બેટે નિરખિયા કૃષ્ણ શ્રીભગવાન ૮
શ્રીત્રીકમ માધવ પુરુષોત્તમ નિરખિયા કુંવર કલ્યાણ,
રુકમણી રાધા જાંબુવતી સત્યભામાદિ પ્રભુ-પ્રાણ ૯
વિધિવત કરી સહુ નારાયણસર તીર્થ અતિ ઉત્કર્ષ,
પછિ પિંડતારક પ્રભાસ નાહાયો, સુદામાપુરી દર્શ ૧૦
કૂપ દામોદર ગિરિનાર યાત્રા, જીર્ણગઢ જહાં ગામ,
જન દયાપ્રીતમ ભક્ત-સ્થળ નરસિંહ મેહેતા નામ. ૧૧

૧૦. સોરઠ સોમેશ્વર સુરસેવા જી,
નાગેશ્વર ઘુષ્મેશ્વર દેવા જી ૧
અરબુદાચળ અતિજ પ્રભા જી,
આરાસુરમાં દેવી અંબા જી ૨

---

૫ છે —પુરિ શુક્લભેદ ૬ નિરમળ —પુરિ પર્મ ૭ પુરિ
મહાકાલેશ્વર —પુરિ ૮ કર્યું ૯ જાંબુવતિ —ભામાદી. ૧૦ તિર્થ
ઉત્કર્ષ. —પુરિ —તારક —પુરિ ૧૧ કુંડ દામોદર —ગઢ —સ્થલ
મેહેતા. ૨ અર્બુદાચલ

સિદ્ધપુરયેં હું વળતો ધાયો જી,
સરસ્વતી પ્રાચી-જળ-પૂત ન્હાયોજી. ૩
બિંદુ સરોવર મજ્જન કીધૂં જી,
ગોવિંદ માધવ-દરશન લીધૂં જી. ૪

ઢાળ— લિધું પરમ સુખ ડાકોર, ગોમતી સ્નાન પૂરણ-કોડ,
સાક્ષાત શ્રીદ્વારિકાપતિ નિરખિયા શ્રીરણછોડ. ૫
મહિસાગર ન્હાઇ પાવાગઢયેં કાલિકા દેવી-સેવ;
પછિ મેવાડયેં જઇ પૂજ્યા શ્રીએકલિંગજી મહાદેવ. ૬
પછિ શ્રીજીદ્વારયેં હું ગયો, જે પરમ પાવન ધામ;
મેં નિરખિયા શ્રીનાથજી પરબ્રહ્મ પૂરણ-કામ. ૭
સહુ-તીર્થગુરુ પુષ્કર તિરથ, ત્યહાં સ્નાન કરિ હરિ-દર્શ,
ચરમનવતી વેદિકા સુરનદી નાહિ પામ્યો હર્ષ. ૮
પછિ વ્રજમંડળ ફરિ આવિયો, એ મુખ્ય નામોચ્ચાર;
જો વિધિવત વરનન કરૂં તો ગ્રંથ થાય વિસ્તાર. ૯
એ કહી પુનિત તિરથાવળી, શ્રદ્ધા સુણે વા ગાય,
તો દયાપ્રીતમ કૃષ્ણ રીઝે, સહુ તિરથ-ફળ થાય. ૧૦

૧૧. સુણિ એમ બોલ્યા શ્રીગુરુરાયે જી:
હરિકરુણા હોય તો એ થાયે જી. ૧
પૂછ્ય હવાં તૂં ધારચાં પ્રશ્ન જી,
સંશય છૂટે, પૂરણ તૃષ્ણજી. ૨

---

૩. હૂ. વલતો. સરસ્વતિ. -પુત. ૫. પર્મ. ડાકોર ગોમતિ. ૬. પાવાગડયેં. માહાદેવ. ૭. ગયો પર્મ. ૮. તિર્થ- -નદિ. હર્શ. ૯. -મંડલ. વીધીવત. ૧૦. કહિ. તિરથાવલી. સુણેં. ક્રષ્ણ. ફલ.

૨. પ્રશ્ન. ત્રષ્ણ.

શિષ્ય વદ્યો એમ સુણિ શિર નામીજી :
પ્રથમ જ એ પૂછું છૂં, સ્વામી જી. ૩
કહો, કયમ આત્યંતિક કલ્યાણ જી,
નિગમાગમમાં જે પરમાણ જી. ૪

ઢાળ— પરમાણ નિગમાગમ વિષે, જે પામી પડવૂં નહિ કદા,
પદ પ્રાપ્ત તે કયમ થાય ? છૂટી જન્મમરણની આપદા. ૫
સુણિ એહેવૂ બોલ્યા શ્રીગુરુ : તેં સુંદર પૂછયૂં પ્રશ્ન;
તે સકલ સિદ્ધિ થાય પૂજ્યેં પરમેશ્વર, તજિ તૃષ્ણ. ૬
એહેવું સુણી બોલ્યો શિષ્ય :
કહો, પ્રભુ, પરમેશ્વર તે કાંણ ?
નિજ મત્યેં કહે સહુ જુજુઆ,
કયમ લહિયે આજ પ્રમાણ ? ૭
કોઈ વિષ્ણુ કહે, શિવ શક્તિ કો, ગણપતિ કોઈ દિનેશ;
ઇત્યાદિ ષ્હૌ રવિ–મત સુણ્યા; કહો, કેટલા પરમેશ ? ૮
હે બાળ, તૂં ગોતાળ ભ્રમ્ય માં; પરમેશ્વર તો એક,
પણ સમઝય વણ–સંશે રહે; તુનેં નથી પકવ વિવેક. ૯
એક યુક્તિથી સમઝાવું : ષ્હૌ પરમેશ કહે જડ એમ,
પણ દયાપ્રીતમ કૃષ્ણ છે સરવેશ; તન્ય મન બ્હેમ. ૧૦

૧૨. એક મદનમાં જન દશ બાર જી,
જેહેના કહ્યામાં તે સિરદાર જી. ૧

૩. વધો. છૂ. ૪ અત્યંતક ૫. –મગભુનિ. ૬ શ્રીગુરૂ પભ્મૂ સિદ્દી તષ્ણ. ૭ બોલ્યો કહો. ૮. કહો. ૯. ભ્રાન્ત. –સશેં રહે. ૧૦. કહેં. કૃષ્ણ છે.

સદનાધિપ એહેવા જ્યમ અત્ય જી,
જ્ઞાત્યધિપ તેહેનો અધિપત્ય જી. ૨
જ્ઞાત્યધિપ એહેવાનૂં જૂપ જી,
તેહેનો પરમેશ્વર પુર ભૂપ જી. ૩
ભૂપ ઘણા એહેવા પરમાણો જી,
દેશપતિ તેહેનો પ્રભુ જાણો જી. ૪

ઢાળ— જ્યમ જાણો પ્રભુ તે તેહેનો, વળિ તેહવાંનૂં જે વૃંદ,
તેહેનોસ્વામી મુલકતણો અધિપ,
પેલી પડી પ્રભુતા મંદ. ૫
બ્હૌ મુલક–પતિ ધણી ખંડપતિ,
નવખંડ – પતિ પતિ–દ્વીપ,
સ્રત દ્વીપના પતિ, તદશિરચેં નૃપ ચક્રવરતિ અધિપ. ૬
તેહેંવાંનો ઈશ્વર ઇંદ્ર, એમ ઐશ્વર્ય ક્રમ ક્રમ જ્યેષ્ઠી,
સુરનાથ અનલાનીલ યમ વરુણાદિ પ્રભુ પરમેષ્ઠી. ૭
વિધિ શિવ શિવા વિઘ્નેશ રવિ પ્રભૃતિ પરિવૃઢ શેષ,
શ્રીશેષ અનિરુધ પ્રદ્યુમન વાસુદેવ દેવ રમેશ. ૮
શ્રીમન્નારાયણ વિશ્વરૂપ સમાન અક્ષરબ્રહ્મ,
તેહેમના પણ પ્રભુ પરમ કારણ પૂર્ણ પુરુષોત્તંમ. ૯
જેહેની ન કોઇ બરાબરી, તો અધિક ક્યાં થકિ હોયે?
જન દયાપ્રીતમ તે જ પરમેશ્વર, ન બીજો કોયે. ૧૦

---

૨–૩. જ્ઞાત્યાધિપ. ૫. વલિ. તેહેંનો. મંદ. પેલિ. ૬. ધણિ. અધીપ ૭. ઇંશ. ઇંદ્ર. જેષ્ટી. ૮. પ્રભતિ પરીંવ્રઢ. ૯. તેંહેમના. પર્મ. પુર્ણ. ૧૦. તાં. હોયેં. કોયેં.

૧૩. આદ્ય સ્વયંભૂ આત્મારામ જી,
મૂળ પુરુષ જે પૂરણકામ જી, ૧
પ્રધાનપુરુષેશ્વર પરબ્રહ્મ જી,
નેતિ નેતિ કહે નિગમ જી. ૨
પર અક્ષરથી ત્રિગુણાતીત જી,
ગમ્ય ન મન, ગો-અકળ અજિત જી, ૩
જે થકિ કંપે માયા કાળ જી,
હેતુ અખિલનૂં રૂપ રસાળ જી. ૪

[ઢાળ]—જે રસાળ નિત્ય નવીન મોહન, આનંદમય સહુ અંગ;
નટવર લલિતત્રિભંગ છબિ પર વારું અનંત અનંગ. ૫
પ્રતિરોમ જે મહાપુરુષ બ્રહ્મ બ્રહ્માંડ કોટિ અનંત,
તે વામ પદમાં બિંદુરૂપે વસે રાધાકાંત. ૬
પરમાત્મ – ધરમ્યેં કરી જે સરવના અંતરયામી,
શ્રીનારાયણ ભગવાન ધરમ્યેં સકળ કેરા સ્વામી. ૭
આકૃતિ શિશુ ને કુમાર વ્રજ, પૌગંડ નંદકુમાર;
છે ધરેમી નિત્ય કિશોર કેશવ, રાધિકા-ઉરહાર. ૮
નિત્યનવલયશ બે સહસ્ર રસના
શેષ જેહેના ગાય છે,
શિવશીશ પાવન અચળ પદ પય
વહન કરિ સુખી થાય છે. ૯

૨. નેતી નેતી. કહેં. ૩. અજીત ૪. કંપે. ૫. વારુ. ત્રીભંગ. ૬. બ્રહ્મ. બ્રહ્માંડ. ૭. સકલ. ૮. આકતી. પૌવંડ. છેં. ૯. બેં સહસ્ર. જેંહેંના. છેં. અચલ–. સુહિ. છેં.

જે મૂળ પ્રકૃતિ મહામાયા, જે પુરુષની કિંકરી,
તે દયાપ્રીતમ અખિલ ઈશ્વર ગોપિજનવલ્લભ હરિ. ૧૦

૧૪.　જેહને નામ્યે શુચિ ગણુરાય જી,
જેહેના જપથી આદ્ય પુજાય જી. ૧

જેહેના ભયથી સૂર્ય ભ્રમે છે જી,
હરિ મુકાવે રાહુ દમે છે જી. ૨

શશી અરકાગ્નિ-તેજ જેહેનૂં જી,
તે કયમ પામે સમપણું તેહેનૂં જી? ૩

જેહેની મરજી-સમ સહુ ચાલે જી,
અધિકૂં ઓછૂં પત્ર ન હાલે જી. ૪

[ઢાળ]- હાલે ન દળ ઓછૂં અધિક તો બીજૂં કાંઇ કયમ થાયે?
છે વાયુ બળિયો અતિ ઘણો, પણ રુચિ પ્રમાણે વાયે. ૫
જઠરાગ્નિ બાળે અહાર માત્ર, ન દહે કયમ પળ ચર્મ?
પણ થરથરે તે થકી, બાકી સહુ દહ્યાનો ધર્મ. ૬
જળ અડચે અગ્નિ ના બચે, છે સદા સઘળે રીત્ય;
દધિ દૂધદ વડવાનળ ન બુજવી સકે, જે પ્રભુ-ભીત્ય. ૭
મરનાર બે એક ગ્રહ તુરત ઇક એક પછિ પળ પાંચ;
સંગ્યે જવાય ના લઇ ઉભય તે મહાપુરુષની આંચ. ૮

---

૧૦. મૂલ. પ્રકૃતી. ઇશ્વર. ૧. સુચિ. જેહેંના ૨ સુર્ય. ભ્રમેં છે. હરી. દમેં છે. ૩. સશિ અરકાગ્ની. જેહેંનૂ સમપણુ તેહેંનૂ ૪. જેહેંની. હાલેં. ૫. હાલેં. દલ. છેં. બળિયો. વાયેં. ૬. જઠરાગ્નિ બાલેં. વાકી દહ્યાનોં. ૭. અગ્ની નાં વચે છેં. વડવાનલ. સકેં. ૮. પલ.

જે સમય ઘનવૃષ્ટિ જહાં, જેટલી હરિરુચિ હોય,
તે પ્રમાણે સુરપતિ કરે, ન કરે કદા તો રોય. ૯
સહુ જક્તનેં ભય કાળનો, કાળનેં ભય-ભગવંત;
જન દયાપ્રીતમ તે જ નિરભય એક, બીજા સંત. ૧૦

૧૫. સુત, ત્યેં પરમેશ્વર જે ભાખ્યા જી,
તે સહુ ભયથી હરિયેં રાખ્યા જી. ૧
વૃકનેં વર આપી શિવ કંપ્યા જી,
હરિ અરિ બાળ્યો ત્યારયેં જંપ્યા જી. ૨
ત્રિપુર જાલંધર નવ જીતાયા જી,
હરિ પત્ય રાખી રચિનેં માયા જી. ૩
વળિ બલિસુતપક્ષેં હર આવ્યા જી,
હારી સૂતા હરિથિ ન ફાવ્યા જી. ૪

[ઢાળ]– ફાવ્યા ન, સ્તુતિ કરી કૃષ્ણની;
કહ્યું : નાથ, હું તવ દાસ;
પતિ રતિ સમય સતી શ્યામ સમરયા,
હરિ હરયો મહાત્રાસ. ૫
ખળ મધુકૈટભ શંખાસુર હણિ, હરિ હણ્યો વિધિતાપ;
સનકાદિ પ્રશ્નોત્તર કરયો, યશ-બ્રહ્મા વાહન આપ. ૬
ગજવદન અગણિત બ્રહ્મહત્યા કરિ થયા ભયભીત;
હરિ દયા કરિ નિજ નામ આપી હરી પીડ્ય અમિત. ૭

---

૯. મટી. તો. ૧૦. કાલનો. કાલનેં. ૨. મકનેં. બાલ્યોં. ૪. વલિ.
૫. કરિ. કષ્ણુની. ૫. સતિ. શામ. હરયોં. ૬. ખલ. મધૂ–. સંખાસુર.
હણ્યો. કરયોં. બ્રંમા. ૭. અમીત.

રાવણ–સદન ખર ચારતા વહ્યું હતું પદ વિઘ્નેશ;
પંચાંગ ધાતા વાંચતા, દીપિકા ચંદ્ર દિનેશ. ૮
શક્રાદિ સહુ સુર આજ્ઞાઆધીન રેહેતા સાધી ટેહેલ;
નવ ગ્રહ પનોતી બંધિખાને, દશાનનને મેહેલ. ૯
તે સરવનો ભય હરિ હણ્યો, હતિ દુષ્ટ નિજ બ્રદ જોઈ,
તે દયાપ્રીતમ કૃષ્ણ સમ જડ કયમ આવે કોઈ? ૧૦

૧૬.　અકળ અજિત શ્રીહરિની માયા જી,
ઇક હરિ પાખ્યેં સરવ બ્હવાયાજી. ૧
શ્રીમહાલક્ષ્મી નિજ અરધાંગ જી,
ભય ધરિ નાઠાં લખી નૃસિંગ જી. ૨
હળધર ભૂલ્યા તાળી ગણતાં જી,
દાખી લીલા ન બણે ભણતાં જી. ૩
એકદા ઉપનો ગર્વ અનંત જી,
મુજ વણ ચાલે નહિ ભગવંત જી. ૪

ઢાળ— ભગવંત મુજ વણ પોઢે ક્યહાં, ઉર વશૂં સદ્ય પ્રભુ જાણિયૂં;
ઉડ્યા મહદ આકાશકલપ અગણિત ભ્રમણ વખાણિયૂં. ૫
પછી જાણ્યુ આ ફળ ગર્વનૂ ભૂમિ પડ્યા શેષાચલ થઈ;
અદ્યાપિ જે પરવત વિરાજે શ્રીવ્યંકટેશ કૃપામઈ. ૬
શિવ છળાયા મોહનીરૂપ, ન રહ્યૂં જ્ઞાન-વિવેક;
દ્વારિકા વૈભવ લખિ ચળા, વળિ એમ વાર અનેક. ૭

શ્રીરામરુદન વિલોકિ અબા મોહ પામ્યાં સત્ય,
ધરયુ રૂપ સીતા, ઓળખ્યા હરિ, લજ્યા લાગી અત્ય. ૮
સુર અસુર મળિ સાગર મથ્યો, વિઘ્નેશ મ દર બોળ્યો,
મદ હરિ હર્યો, ફીકા પડયા, ધરિ કૂર્મ તનુ તર્ત તોળ્યો ૯
મગ માગમા સહુ સૂર્ય કહ્યુ અમ્યો તપીશે નહિ કોઈ,
રવિ થૈ તપ્યા હરિ દયાપ્રીતમ, સહુ રહ્યા તવ જોઈ ૧૦

૧૭. પ્રકટાવ્યા પ્રારથના કરિને જી,
તે જ ગયા ધાતા વત્સ હરિને જી ૧
વ્રજ વાસવ દૂખ દિહુ અપાર જી,
તદપિ ન દ્રુમ આપ્યુ વણુપ્રહાર જી ૨
–ઇત્યાદિક સ ચાર સમસ્ત જી
હરિ–માયા આગળ બળ અસ્ત જી, ૩
હરિ–સબધ્યે લહે સહુ સેવા જી,
દૂર થયે ધ્હો–કકર જેહેવા જી ૪

[ઢાળ]– એ કકર–ગોધૂમ ન્યાય સહુ પૂજાય મહાજન દેવ,
હરિ–સબધ ટળતા કકર સમ, ઈશ્વર રહ્યા સ્વયમેવ ૫
પાડવ–સભા–અગ્રેશ હરિ, પૂજ્યા, રહ્યા સહુ જોઈ,
ગજ અનિરવચન્યે સ્તુતિ કરી, હરિ વણુ ન ધાયા કોઈ ૬
અવતારી અશી સર્વાત્મા ઈશ્વર હરિ ભગવાન
પરમાત્મ બ્રહ્મ અપાર તે શ્રીકૃષ્ણ, શ્રુતિ કર ગાન ૭

---

૮ ઓળખ્યા ૯ મંદિ મથ્યો મેળવ્યો હર્યો કુર્મ– ૧૦ મન–સૂર્ય ૨ પ્રહાર ૩ આગત બલ ૪ –ધ્હો ૫ ગોધુમ મહાજન ટળતાં ઈશ્વર. ૭ અવતારિ ઈશ્વર હરી. શ્રીકૃષ્ણ

મહાદેવ આદ્યે મોટા સહુ કેહેવાય છે જગમાંહે,
પણ આટલા ગુણ હરિ વિષે, ન મળે કદાપિ ત્યાંહે. ૮
સરવજ્ઞ સ્વામી સકળના, સરવના અંતરયામી;
સમતા ન જેહેની કોઇ, નહિ કો શીશ જેહેનેં સ્વામી. ૯
આત્મારામ નેં આત્મયોનિ સરવાત્મા સહુ-રૂપ;
જન દયાપ્રીતમ કૃષ્ણમાં ઇત્યાદિ સુગુણ અનૂપ. ૧૦

૧૮. સરવ કરે નેં નહિ અહંકાર જી,
ગંભીરતાનો ન મળે પાર જી; ૧
નિત્ય પરિપૂરણ અતિ તોષ જી,
ગુણ કરિ માનેં જનના દોષ જી. ૨
અણુ સેવા માને અતુલિત જી,
એકરસ નિભવે નિત્યેં પ્રીત્ય જી. ૩
શરણાગત થૈ થાય વિમુખ જી,
ફરિ ચિંતવે તો પ્રફૂલિત-મુખ જી. ૪

ઢાળ— પ્રફુલિત-મુખ શ્રીનાથજી સમરે ન પેહેલા દોષ;
ઇચ્છે ન પ્રત્યુપકાર, સહજ ઉદાર, સદ્ગુણ-કોશ. ૫
ભય દ્વેષ હિત વા કામના, કોઇ ભાવ, કો સમ્રણ કરે,
હરિ તેનેં પણ ફળ મોક્ષ દે, મોટાઇ નિજ અંતર ધરે. ૬
મહાદુષ્ટ ઉપર પણ દયા હરિ કરે નિજપણું જોઈ;
જે જે હણ્યા ખળ, મુક્તિ તેહેને, કહે એહેવું કોઈ. ૭

---

૮. મલે. કદાપી ૯. સકલના. જેહેની. જેહેનેં. ૧૦. -યોની કૃષ્ણમાં. ઈત્યાદિ. ૧. કરેં. ગંભિરતાનો. મલે. ૨. પરીપૂરણ. ૩ અણું. અતુલીત. ૪. વિમુઃખ. તો. -મુંખ. ૫. સમરેં. પેંહેંલા ૬. દેશ. ફ્લ. દેં. ૭. કરેં. -પણું. ખલ. તેહેનેં.

સહુ–શક્તિપતિ નેં શાંત અતિ, ભૃગુ પરીક્ષા જોઈને કહ્યું;
એહેવા તો એક જ કૃષ્ણ, બીજાનૂં કથન માત્ર જ રહ્યૂં. ૮
કોપી કદાપિ ન શ્રાપ દે, વર–તુલ્ય જેહેનો ક્રોધ,
સ્વાધીન મન ધારણૂં કરે, કોઈનો ન ચાલે રોધ. ૯
અવળૂં ન અરચનમાં પડે, નિષ્કંટક જેહેનો પંથ;
જન દયાપ્રીતમ કૃષ્ણ એહેવા ગાયા મહામુનિ ગ્રંથ. ૧૦

૧૯. જેહેનૂં આપ્યૂં ન જાય કદાપિ જી,
અચલિતપદ છે ધ્રુવ અદ્યાપિ જી. ૧
શરણ પડ્યો છૂં સાચૂં ભાખે જી,
તેહેનેં હરિ નિજ સમ કરિ રાખે જી. ૨
અભય અચળ દાતા હરિ એક જી,
એ બળ ન મળે દેવ અનેક જી; ૩
'કૃષ્ણ તમ્હારો' કહે એક વાર જી,
સહજ હરિ દે સુખ–ભંડાર જી. ૪

ઢાળ— ભંડાર–સુખ એટલાજમાં ઉગ્રસેન વિભીષણ પામિયા;
કહે, ભેટચ સાધન શાં કરયાં, દુખ સઘ સઘળાં વામિયાં. ૫
શિવ બ્રહ્માદિક સુર આરાધે મહાકષ્ટ કરિ કદિ કોઈ,
દે તુછચ ફળ, તે પણ અનિત્ય, વિચ્ચારિજો મન સોઈ. ૬

---

૮. ભ્રગુ પરિક્ષા. તો. ક્રષ્ણ. ૯ –તુલ્ય. જેહેનો. કરે. કોઈનો. ૧૦. અવલું. જેહેનો. ક્રષ્ણ. ૧. જેહેનૂં. કદાપી. છે. અદ્યાપી. ૨. પડ્યો. તેહેનેં. નીજ. ૩. અચલ. બલ. મલે. ૪. ક્રષ્ણ. તમ્હારો. કહે. હરી ૫. વિભિષણ. કહે. સઘલાં ૬. બ્રંમાદિક. આરાધે. દે.

વર હિરણ્યકશિપુ હિરણ્યગર્ભથી પામ્યો,
નરહરિ મારિયો;
જન જાણિ પોતાનો વિધાતા ક્યમ ન આવિ ઉગારિયો? ૭
શિવ-સેવક રાવણ બાણાસુર, હરિ હણ્યો, છેદ્યા હસ્ત;
શંકર થકી શૂં નીપનૂં? વર વૈભવ પામ્યા અસ્ત. ૮
જડભરત-હરિજન-તેજ સહન થયૂં ન, શક્તિ ફાટી,
નિજ કરેં નિજ કિંકર હણ્યા, થૈ ગયો શ્રમ સહુ માટી. ૯
-ઇત્યાદિ અમર નશ્વર, ફળ અવળૂં પડે ક્ષણમાહિં;
જન દયાપ્રીતમ કૃષ્ણ વણ સુખરૂપ સઘળૂં ક્યાંહિં? ૧૦

૨૦. હરિ વણ ઉજ્જવળ પંથ ન એક જી,
વામી મેલા માર્ગ અનેક જી. ૧
મદ્ય માંસ માગે બલિ ચંડી જી,
શિવવ્રતધારી સહુ પાખંડી જી. ૨
ધર મુંડમાળા અસ્થિ ચર્મ જી,
ભૃગુનેં શ્રાપેં અનુચિત ધર્મ જી. ૩
ક્યહૂં વિષય, ક્યહીં ભ્રષ્ટાચાર જી,
વરણાશ્રમ ન્હૈ ધર્મ લગાર જી. ૪
[ઢાળ]- ના ધર્મ, એકાચાર સહુ, નહિ વેદશાસ્ત્ર પ્રમાણ;
તે માટ્ય કહ્યું શુક: શિવાદિક તજ્ય, વિષ્ણુથી કલ્યાણ. ૫

૭. હિરણ્કશ્યપ. હિર્ણ્યગર્ભથી. મારિયો ઉગારિયો. ૮. હણ્યો.
૯. -અતં. થયૂ શક્તી ૧૦. ઈત્યાદિ ફળ. અવળૂં કષ્ણ સઘળૂં.
૧. ઉજ્વલ ૨. માર્ગે. ૩. મુંડમાલા અસ્તી. ભ્રગુને.
૪. ક્યહીં. ૫ ના

ઓરક્ષ, ભૂંડયેં ભક્ષ ભંણ્યુ, જય દેહિ મંકટ દહિ કહ્યું;
તે પ્રમાણેં શક્તિ કરચૂં અંતરજ્ઞપણું, ક્હે, ક્હ્યાં રહ્યૂં? ૬

તે માટય સરવેશ્વર હરિ સમ ઇતરમાં મતિ જે ધરે,
તે નારકીશ સદા, મહામુનિ પદ્મપુરાણ્યેં ઉચ્ચરે. ૭

મતિ–શિલા હરિ અરચા ગુરુ, નરજાતિ મતિ છે સંતમાં;
પદ તીર્થપાવન વિષ્ણુવૈષ્ણુવ, અધમ ઉદકમતિ ચ્યંતમાં. ૮

હરિનામ મંત્ર મહાકલુષહર ત્યહાં ધી શબ્દ સમાનની;
– તે પતિત પશુ–મતિ, ગાય દ્રુમ તુલસી પ્રિયે ભગવાનની. ૯

સુખ દ્વાર ઇંદ્રી તૃપ્તિ સહુ, તરુ તૃપ્તિ જ્યમ જડિપોષ,
ત્યમ દયાપ્રીતમ કૃષ્ણ પૂજ્યેં પામે સહુ સંતોષ. ૧૦

૨૧. તજિ સુંદર શ્રીહરિની સેવા જી,
કરે ઉપાસન્ન દેવી દેવા જી, ૧

તેં જ્યમ તરવો ગંગ અનૂપ જી
તજિનેં તિરયેં ખોદે કૂપ જી. ૨

સુર પૂજે મૂકી જગદીશ જી,
તજિ કામદુઘા દુહે મહિષ જી. ૩

કહે નિગમાગમ એ ફરિ ફરિને જી:
ભજો સદા રહો એક હરિનેં જી. ૪

---

૬. શક્તી. ૭. દરી ૮. છે. તિર્થ. વિષ્ણુ. ૯. –કલુશ– ધિ. ૧૦. –ત્રપ્તિ. –ત્રપ્તિ. ક્ર્ષ્ણ. પામે. ૨. ખોદે. ૩. પૂજેં. કામદુઘાં. દુહે. મહીશ હરીનેં.

ઢાળ— શ્રીહરિ તજી કલ્યાણ ઇચ્છે બાળ અવરાધાર,
જ્યમ શ્વાનપુચ્છ ગ્રહી ધરે મન જાવા સાગરપાર; ૫
એ સર્વ વાતો વેવલાં, ભામા ભમાવ્યા વ્યર્થ;
એક કેવળ શ્રીહરિશરણ વણ નથિ સરચો કોઇનો અર્થ. ૬
શ્રીકૃષ્ણ શ્રીમુખ કહ્યૂં બ્હો : પ્રિય મુને દાસ અનન્ય;
અતિ દુરાચારી તદપિ સાધુ શ્રેષ્ઠ મહારે મન્ય. ૭
વળિ કહ્યૂં હારીતસ્મૃતિમાં પાંડવી–ગીતામાંહે,
તે વચન કેરા અર્થ માત્ર જ લખૂં છૂં હૂં આંહે : ૮
નમવૂં નહીં અન્ય દેવને, નિરખવા નહિ, ન પ્રસાદ,
મંદિર જવૂં નહિ, જદપિ કોઇની પડતી હોય મરજ્યાદ; ૯
વદવૂં સમરવૂં સેવવૂં ચિંતનાશ્રય શ્રવણાદિ
અન્યનૂં ન કરવૂં, દયા–પ્રીતમ–કૃષ્ણ–રસ જે સ્વાદી. ૧૦

૨૨.　વિશ્વ સકળ છે હરિનૂં રૂપ જી,
એકાંશે વ્યાપક વ્રજભૂપ જી, ૧
કરતા હરતા પોષક સ્વામી જી,
સહુ–ઘટવાસી અંતરયામી જી. ૨
માટચેં કોઇનો દ્રોહ ન કરવો જી,
હરિ દુખાશે એ ભય ધરવો જી; ૩
જે તે રીત્યેં કોઇ તનુધારી જી
સુખી કરતાં ખુશી કુંજવિહારી જી. ૪

---

૫. ઇચ્છે. બાલ. પુછ. ૬. વાતોં. કેવલ. –શર્ણ. કોઇનોં. ૭ શ્રીકૃષ્ણ.
૮. વલિ. હારિતસ્મૃતીમાં. ૯. નિર્ખવા. પડતિ. ૧૦. શ્રવણાદી.
કૃષ્ણ–. ૧. સકલ. ૨. –યામી. ૩. હરી. દુખાશેં–. ૪. સુખિ.

ઢાળ— કુંજવિહારી રાજી રહે, જો દયા સહુ પર હોય;
આત્મા ન કોઇનો દૂખવે, નવ દોષ કોઇનો જોય. ૫
સહુ દેવ હરિ–અંગ્યેંથિ ઉપના, દાસ હરિના જાણી
નિંદા અરિશ્શા ના કરે, પણ ભજે સારંગપાણી. ૬
શ્રીકૃષ્ણચંદ્ર વિના ન કોઇની ભીતિ, નહિ કોઇ તૃષ્ણ;
સહજ્યેં શિવાલય માર્ગ દીઠું, કરવા 'જય શ્રીકૃષ્ણ.' ૭
હરિને વિષે સહુ વિશ્વ, તે હરિ પૂજતાં પૂજાય;
કોઇ કહે : હું હરિમાં નથી, તેહેને પૂજે અહમારી બલાય. ૮
પ્રતિ પશુ પશુશોં ચિસાડા, પ્રતિ પોળીયેંશૂં મ્હોણુ
સમઝૂ ન દેવા નીસરે, વડી વડી પ્રત્યેં લોણ. ૯
શિવ સ્ફુટ નમ્યા નહિ દક્ષને દેખી દેહા-અભિમાન;
જન દયાપ્રીતમ કૃષ્ણ અંતરયામી નમિયા ધ્યાન. ૧૦

૨૩. સઘળે સરખી પ્રીત્ય ન સારી જી,
ટેકની ભક્તિ પ્રભુ અતિ પ્યારી જી. ૧
અળગા અન્યાશ્રિત ભગવંત જી,
વ્યભિચારિણીથી પ્રેમ ન કાંત જી. ૨
પતિવ્રતા ઉત્તમ જો હોય જી,
પતિ પુરુષોત્તમ, ત્યહાં ચિત પ્રોય જી. ૩
વણ સમઝયેં અન્યાશ્રે જનમાં જી,
તે પણ ખટકે હરિના મનમાં જી, ૪

---

૫. ર્‌હે. દૂખવેં. ૬. નાં કરેં. ૭. શ્રીકૃષ્ણ–. ત્રષ્ણ. ૮. પુજે અહમારિ. ૯. પશુશોં પોલીયેંશૂ. નીસરેં. વડિ વડી. ૧૦. કૃષ્ણ.—યામિ. ૧. સઘલે. ટેકનિ ભક્તી. ૨. અલગા વ્યભિચ્ચારણિથી. ૩. હોંય. ૪. અન્યાશ્રેં. ખટકેં.

ઊથલો—મન ખટક, જ્યમ રજ નેત્રમાં વણુ નીકળે નહિ ચેહેન,
ત્યમ અન્યાશ્રય વણુ છોડવ્યે નહિ જંપ પંકજનેન. ૫
પશુપતાકાસ્ત્રાદિક અન્યાશ્રય હતો અરજુન,
બ્રહ્માસ્ત્ર દ્વારા મુકાવ્યો હરિ જાણિને નિજ જન. ૬
વળિ આશરો અરકનો, અક્ષયપાત્ર દ્રૌપદ્યાદિ,
તે દુરવાસા પ્રેરી મુકાવ્યો, કૃષ્ણ શુચિ રતિ—સ્વાદી. ૭
અંબરીષને અભયા તણો આશ્રય લખ્યો અખિલેશ,
તે પણ ટળાવ્યો મોકલી મુનિ દ્વાદશી—વ્યપદેશ. ૮
વળિ એ જ વ્રતનો આશરો નંદને દીઠો નાથ;
પ્રેરી વરુણ—ચર બંધાવ્યા, વળિ લાવ્યા ગ્રહિ હરિ હાથ. ૯
વળિ અંબિકા યાત્રા ગયા, ત્યહાં ગળ્યા અજગર નંદ;
ફરિ દયા—પ્રીતમ છોડવ્યા તવ સમઝ્યા સહુ સુર મંદ. ૧૦

૨૪. અન્યાશ્રયનૂં ફળ છે એહેવૂં જી,
નંદાદિકને દીઠૂં જેહેવૂં જી. ૧
હરિને હિત ના આવે ત્યાંહે જી,
જેહેનૂં ચિત હોય ખ્હીં સુરમાંહે જી. ૨
પ્રાઘુરણિક જ્હો ઘરનો હોય જી,
મરે ક્ષુધાયે, ન પૂછે કોય જી; ૩
પુત્ર—પુંશ્ચલી પિતુ ફહે ફહાને જી?
લાડ ઓળંભા કોઇ ના માને જી. ૪

---

૫ ઊથલો નીકલે. ચેહેન ૬. પશુપતાક આદીક—. ૭ વલિ. આશરો. અરકનો દ્રોપદ્યાદી—. કૃષ્ણ સુચિ ૮ અમ્બરિષને લખ્યો ૯. વલિ દીઠો. વલિ. ૧૦. વલિ ગલ્યા. ૧. ફૂલ. ૨ ના. જેહેનૂ ૩. હોય. ૪. ઓલંભા. ના માને.

ઢાળ— માને ન મન માધવ વિના કયહુ, તે જ સાચો સંત;
નિજ પ્રાણ-અધિકો લહે તેહેને ભક્તાધીન ભગવંત. ૫
એમ સુણી બોલ્યો શિષ્ય : પ્રભુ, સંશય રહે છે એક;
આપ્યે કહ્યું તે ખરૂં, ભજવા એક હરિ ધરિ ટેક; ૬
શ્રુતિ-સ્મૃતિ-વચને દૃઢ થયૂં, સંશે ન નિશ્ચેં એવ;
છે એમ તદપિ ઘણા જન કયમ ભજે ઇતર દેવ ? ૭
કેટલા દૃઢ સુર એક, કેટલા નામે સઘળે શીશ,
તે કયમ હશે, ગુરુ, કહો, અળકે પ્રવર જસં જગદીશ. ૮
એમ સુણી શ્રીગુરુ કહ્યૂં : સાંભળ્ય, કહૂં કારણ, તાત;
જે અંશ જેહેના હોય તે, તેહેને ભજે શ્રુતિ ખ્યાત. ૯
જે જેહેનૂં તેહેને તે મળે, તવ થાય ચિત્તનિરોધ,
જ્યમ દયાપ્રીતમ કૃષ્ણ સેવે ભગવદી વણ-બોધ. ૧૦

૨૫. વત્સ કદા મ્હેશી નવ ધાવે જી,
ધેનુ ધાવવા મહિષ ન આવે જી; ૧
ગુણ અવગુણનૂં કશૂં ન કામ જી,
ચિત્ત તેહનૂં ત્યહાં જ વિરામ જી. ૨
ભૂલૂં પડિયૂં બાળક રોય જી,
મુખ અધમોત્તમ સહુનાં જોય જી, ૩
તદપિ ન ભટકણ ભાગે મનની જી,
સઘ શાંતતા મળતાં જનની જી. ૪

---

૫. અખિકો. તેંહેને. ભક્તાધિન ૬. બોલ્યોં. શિશ્ય. ૭. –સ્મૃતી–. દ્દઢ. સંશે. છેં. તદપી. ભજેં ઈતર. ૮. દ્દઢ. નામે. સઘસે. ઝળકે. ૯. સાંભલ્ય. જેંહેંના હોય તેહેને ભજે. ૧૦. તેંહેને ત મલે. ક્રષ્ણ સેવે. ૧. ધાવે. ધેનું. મહિશ. આવે. તેહેનૂં ૪ ભાગે મનના.

વલણ—જ્યમ જનની મળતાં જંપ તતક્ષણ, અવર રેહે નહિ આશ;
પછિ બોધ તેહેનેં ન કરવો, પામ્યા પુરણ અભિલાષ. ૫
સઘળેં નમે પંચપીરિયા, જીવ આસુરી કેહેવાય;
ઉપજતાં માયામાં મળ્યા, ક્યમ એક ઠોર ઠરાય? ૬
એકદા શ્રીમદ પુરુષોત્તમને ઇચ્છા ઉપની એહેવી·
વિસ્તાર જગમાં થાય જસનો, કૃતિ કરવી તેહેવી. ૭
એમ ધારિ ભ્રકુટી ભંગથી ઉપજાવી સૃષ્ટિ સાર:
બ્રહ્માંડ ભવ્ય વિચિત્ર નાના લોક દશ નેં ચ્યાર, ૮
મહિમંડળ નવ ખંડાદિ રચના લીલા માત્રેં કીધી;
જુગ પ્રકારચેં રચી સૃષ્ટિ કરવા પર પોતાની પ્રસિદ્ધિ. ૯
એક દૈવી બીજી આસુરી ઉપજાવી આપોઆપ,
જન દયાપ્રીતમ સકળ–શક્તિ–પતિ અતુલ પ્રતાપ. ૧૦

૨૬. ભક્તિ સુંદરી માયા દાસી જી,
બંધેં પ્રકટ કરી કુંજવિલાસી જી. ૧
નખશિખ સુભગા ભક્તિ જેહ જી,
અતિ પ્યારી લાગી પ્રભુ તેહ જી. ૨
પડી અક્ષર–પર કૃપા–કટાક્ષ જી,
સત્ત્વ ઊપના લક્ષોલક્ષ જી, ૩
થયા ભક્તિમાં લીન સુભાગી જી
વૈષ્ણવ ગુણવતા હરિરાગી જી. ૪

૫ જનનિ મનતાં તેહેનેં. અભિલાશ. ૬. સવલે. નમે. જિવ કેહેવાય. મલ્યા. ૭ જસનો કૃતી. તેહવી ૮ –બ્રગધા ઉપજાવિ સ્રષ્ટી ૯. –મંડલ લિલા ગચિ શ્રષ્ટિ પ-પોતાનિ પ્રસીદ્ધી ૧૦. દૈવિ. ઉપજાવિ. સકલ–શક્તીપતી. ૨ નખસિખ ભક્તી. ૩. પડિ. સત્વ

ઊ૦— અનુરાગી કેવળ કૃષ્ણમા, સર્વદા કૃષ્ણાધીન
જે બીજી કટાક્ષે ઊપના, તે માયામા થયા લીન, ૫
તે આસુરી સહુ કર્મજડ હરિભજન-ધર્મવિમુખ,
તે કરે ઉપાસન અવરના, જેહમા સદા ભય દુખ ૬
એહેવા જ મળ્યે જીવ તે કો કાળ નહિ કલ્યાણ,
કહ્યુ 'मूढा जन्मनि जन्मनि' શ્રીગીતામાહે પ્રમાણ ૭
વળિ તેહેવાને અતિ બહિરમુખ શિવ કરયા હરિઇચ્છિ
જોઈ,
મૂઝ્યે મરકટ ને વળિ મદ પાયો, તે શાણા કહે
કોઈ ? ૮
એ કથા પદ્મપુરાણમા વિસ્તાર છે અથ-ઇતિ,
તે અંશ માત્ર લખ્યો, વધે બહુ ગ્રંથ તે મન ભીતિ ૯
તે માટ્ય હરિના હોય તે જ સદા ભજે હરિરાય,
જન દયાપ્રીતમ કૃષ્ણ વણુ તેહેનૂ ચિત્ત કયહુ
નવ જાય ૧૦

૨૭. શ્રીગિરિધરના ભક્ત સોહાગી જી,
પ્રેમરસ ભક્તિ તણા વિભાગી જી, ૧
એ સરજ્યા છે હરિરસ પીવા જી,
અણઅધિકારી ન ઉતરે ગ્રીવા જી ૨
મરાલ મીન મધ્યે નવ જાય જી,
બક લે મુક્તાફળ, ન ખવાય જી ૩

---

૫ અનુરાગિ કેષ્ણમાં. કેષ્ણાધીન. બિજિ ૬ -વિમૂખ. ૭ મૂ ે કાન. મુઢા જ મનિ જન્મની ૮ વલિ. મૂ ે વનિ ૯ છે અથ ઈતી લખ્યો વધે ભીતી ૧૦ કેષ્ણ તેહેનૂ ૧ ભગ્તી ૨ છે ૩ લે -ફલ

દીપક જીવે પામ્યેં સ્નેહ જી,
મક્ષિ તજે તે ચડતાં દેહ જી. ૪

ઢાળ— એમ દેહ છૂટે ખર તણો, જો કદા સાકર ખાય;
તે આહાર શક્કરખોર ખગ, મિસરી વિના ન જિવાય. ૫
સિંહેણ્ય-પય જ્યમ જેરવે સિંહેણ્યનાં જે બાળ;
વણ કંચનપાત્ર ટકે ના કયહું, ફોડિ નીસરે તતકાળ. ૬
ઉદરચેં ટકે રસ-સોમવલ્લી, શુદ્ધ-કુળ જો વિપ્ર;
હોય વિકારી તો વમન કરિ કાઢે જ તે રસ ક્ષિપ્ર. ૭
જ્યમ ક્ષાર-જળનૂં મત્સ્ય મીઠે જળેં પામે મીચ,
જ્યમ કીટ વિષનો મરે ખાંડચે, એ જ રીતિ નીચ. ૮
મહામિષ્ટ ભોજન કટુક લાગે, જેહેને તન જ્વર હોય;
ઉંટ ભક્ષિ કંકેળ્ય-કર્મ, કૂંપળી-આમ્ર ખાય ન કોય. ૯
ભગવદી જન ભગવંત ભજવા નિત્ય નવલા કોડ;
જન દયાપ્રીતમ-પ્રભાકર દેખે ન આસુરી ઘોડ. ૧૦

૨૮.　સુણિ એમ બોલ્યો શિષ્ય વચન્ન જી :
સુણિ પ્રતિઉત્તર ઉકળ્યૂં મન્ન જી, ૧
સત્ય કહો છો સકળ પ્રપંચ જી,
સહુ હરિકારજ, વ્યર્થ ન રંચ જી; ૨
બ્રહ્મ સગુણ કૂહો છો સાકાર જી,
જીવ બ્રહ્મના અંશ અપાર જી, ૩

૪. તજેં. ૫ તણો ૬. બાલ કયહુ તતકાલ. ૭ ટકે. -કુલ. ક્ષીપ્ર ૮. -જલનૂ. મત્સ. જલે. પામેં. રીતી. ૯ મ્હા- લાગે હોય કકેળ્ય-. કૂંપળિ. ૧૦. નવલાં. દેખે. આસુરિ. ૧. ઉકલ્યૂં. ૨. સકલ ૩ કૂહો છો.

જીવ જગતના ઈશ્વર સ્વામી જી,
જીવ અણુ, પ્રભુ સહુ-ગુણ-ધામી જી. ૪

ઢાળ— છે ધામી અક્ષર ધામના, સેવવા અંતત તેહ;
અચલિત સેવક-સ્વામી-નાતૂં સંભવે કયમ એહ ? ૫
જળ-તરંગ ભેદ નહીં જ, કંચન-કુંડળ ભેદ ન હોય;
મૃત્તિકા-ઘટમાં ભેદ શો ? જડ તે જ જૂદાં જોય ૬
નિરલેપ બ્રહ્મ અખંડ અંતત, ત્યહાં ન ભેદ ત્રિકાળ,
કેહે ભેદ વેદ વૃથા જ, કહે કો સત્ય, સમજો, બાળ. ૭
એમ સુણી બોલ્યા શ્રીગુરુઃ તૂ સુણી કેહે છે વાત,
પણ અંતરમાં સમઝયેણુ નથી આ મલિન, આ અવદાત. ૮
એક દ્રવ્ય કેરી અવસ્થા, સુણય, વિવિધ ભાત્યની થાય,
તે માટય નિશ્ચે કાર્જ-કારણ વસ્તુ બે કહેવાય ૯
છે ભેદ નામાકારથી, વળિ ક્રિયાથી પણ હોય,
જે મૃદાથી આવે નહીં તે ઘટથે આવે તોય ૧૦

૨૯. લેહેરી કુંડળ ને વળિ કળશ જી,
જળ કંચન ભોમીથી દરશ જી, ૧
સમીર સોની કુલાલ પાખ્યે જી
ભેદ ન ઉપજે, નિરખો આંખ્યે જી. ૨
વણુ ત્રય હેતુ કારજ ન હોય જી,
શ્રુતિ સ્મૃતિ બોલે સહુ કોય જી, ૩

---

૪. ઇશ્વર અણૂ ૫ છે ધામિ અચલીત ૬ જલ-. નહી હોય ૭. વ્રથા સમઝો બાલ ૮. શ્રીગુરૂ ૯ ભાત્યનિ. બે કહેવાય ૧૦. છે વળિ. છે. નહી આવે. ૧ કુંડળ વલિ કલશ. જલ ૨ ઉપજે. નિરખો ૩. હેતૂ. શ્રુતીસ્મૃતી.

ઉપાદાન-ઘટ મૃતિકા લહિયેં જી,
નિમિત્ય કારણ કુલાલ કહિયેં જી. ૪

ઢાળ— કહિયેં વળી સમવાઇ કારણ વિવર ચક્ર ને દંડ;
એ ત્રણ્ય કારણ થકી સમઝી લે રચ્યૂં બ્રહ્માંડ. ૫

જો નિરગુણ નિરાકાર વણ બીજૂં ન હોય જ કોય,
તો તૂં જ કૂહે, આ સૃષ્ટિ શી રીત્યેં અભેદેં હોય. ૬

સુણિ શિષ્ય બોલ્યો: સાંભળો, મહારાજ, કોહો છો જ્યંમ,
હૂં કદાપિ હા કહૂં, પણ એમ વાદી માને ક્યંમ? ૭

તે એમ કહે છે, સાંભળો, કોઇ કાચમંદિર માહ્યં
જન ગયો, એક અનેક રૂપ્યેં થયો પોત્યેં ત્યાંહ્યં; ૮

નિજ છાયા દરપણ્યેં દેખિ માને અવર ઠામ્યે ઠામ;
ભૂલો પડ્યો પ્રતિબિંબ નિરખી આપણું જ અભિરામ. ૯

ત્યહાં દ્દષ્ટાદ્દશ્ય નથી, અવર સ્રષ્ટા ન સૃષ્ટિ કોય;
છે દયા-પ્રીતમ બ્રહ્મ તે એક, વાદી કૂહે સહુ કોય. ૧૦

૩૦. જળ ભરિ ધરિયે કોટિક કળશ જી,
તેટલા રવિ તેહેમાં હોય દરશ જી, ૧
ત્યમ સંયોગ્યેં કરિનેં માય જી
રૂપ બ્રહ્મનાં ઘણાં જણાય જી. ૨

---

૫. વલી. રચ્યૂ. ૬. નીરાકાર. બીજૂ. તોં. કૂહે આ શ્રષ્ટિ. ૭. સાંભલો. માહારાજ. કોહોં છોં. કદાપી. વાદિ માનેં. ૮. કહે. સાંભલો. થયો. ૯. માનેં. પડ્યોં. ૧૦. દ્દષ્ટાદ્દષ્ટ્ય. સૃષ્ટી. છે. વાદિ કૂહે. ૧. જલ. કલશ. હોય.

એમ સુણી વધા શ્રીગુરુ વાણી જી:
મેં મતિ તાહારી અતિ જડ જાણી જી; ૩
સુણિ તાહારી વાતો હાંસી આવે જી;
વદતો અસંભવ લાજ ન લાવે જી. ૪

[ઢાળ]– તૂં લાવતો નથિ લાજ મન જે ખોટૂં સંભવશે કયહીં;
જો, ત્હારા મતમાં બ્રહ્મને તો રૂપ મૂળગૂં છે નહીં. ૫
વળિ દરપણ–સ્થાની માયા કહી તે માયા કપટનું નામ;
તે કપટમાં ક્હાં અમલતા ગણો આદ્રશ કેરે ઠામ? ૬
પ્રતિબિંબ ન પડે રૂપ વણ નિરમળી વસ્તુ પાખ્ય;
પવનનૂં પ્રતિબિંબ કાષ્ડમાં કયહું પડયૂં દીઠૂં, ભાખ્ય. ૭
વળિ તૂં અભેદ કહે, જ્યહાં ત્યહાં ભેદ ભાસે સત્ય;
જો, તૂં જ તાહારા કહ્યાથી બંધાય છે વણ–મત્ય. ૮
એક કાચ, બીજો નર ગણો, વળિ છાયા તેહેની ત્રીજી,
કોઇ અન્ન ચોથો મળ્યો સંગ્યેં, ભ્રમણમાં મતિ ભીંજી. ૯
અવયવ વિના છાયા ન સંભવ દયાપ્રીતમ રંચ;
સમઝે ન, જડ, તૂં પણ: બને નહિ યુગલ વણ પરપંચ. ૧૦

૩૧. અખંડ વ્યાપક અરૂપ જણાયા જી,
ત્યહાં પ્રતિબિંબ જ શૂં, શી છાયા જી? ૧
અગુણ એક ત્યહાં ભિન્ન શી માયા જી?
માયા છે તો એક શિદ ગાયા જી? ૨

---

૪. વાતો. આવે. ૫. લાવતો. સંભવશે. તો. મુલગૂ. છે નહી. ૬. વલિ. કહિ. ૭. નિરમલી. વસ્તૂ. કાષ્ટમાં. ૮. વલિ. ૯ વલ. ચોથો. મલ્યો. ૧૦. સમજે. બને. ૨. શિ. છે.

રૂપ વિના કરતત્વ ન હોય જી,
સગુણ વિના સૃષ્ટિ નહિં કોય જી. ૩

જો કરતા ના હોય સાકાર જી,
તો અવયવ હોય કયમ સંસાર જી? ૪

ઢાળ— સંસાર-રૂપ ન હોય, જો કરતા પુરુષ ના હોય;
કારણ સરીખું કાર્ય સઘળી સૃષ્ટિ. શેં નવ જોય? ૫
હરિ રૂપાદિક સહુ જોઇ નિજ જક્તનું કીધું જાણય.
ના કહે તે અજ્ઞાન છે, તું સત્ય કરિ પરમાણય. ૬
કહે કરપદાદિ ન બ્રહ્મ શ્રુતિ, છે ગ્રહણ ગતિ આદિક,
નિરવાહ કયમ તે ઋચાનો જો કહેશ છેક અલીક? ૭
સિદ્ધાંત તેહેનો એ જ છે: પ્રાકૃત ન ઇંદ્રી-ધર્મ,
છે અપ્રાકૃત આનંદમય સહુ રૂપાદિ, શ્રુતિ-મર્મ. ૮
તું કેહેશ: તેજોમય કહે સહુ બ્રહ્મ ગોળાકાર;
તે રૂપ અક્ષર ધામ હરિ, તે માંહેં છબિ સાકાર. ૯
તેહેની સમીપ જે વસનાર મહાપ્રભુ સદશ નિત્ય જ સિદ્ધ,
જન દયાપ્રીતમ કૃષ્ણશું તે રમે અચળ પ્રસિદ્ધ. ૧૦

૩૨. વળિ સમઝાવું દેઇ દષ્ટાંત જી,
તાહારા મનની ટળવા ભ્રાંત જી; ૧

---

૩. હોય. સૃષ્ટી. ૪. નાં હોય. હોય. ૫. હોય. નાં. સરીખૂ સઘલી. ૬. રુપાદિક. કીધૂ. કહેં. છેં. ૭. કહેં. છે. આદીક. રચાનોં. કહેંશ. ૮. છેં. પ્રાક્રત. છેં. રુપાદી ૯. કેંહેંશ. કહેં. ગોલાકાર ૧૦. ત્હેનિ, સમિપ. ક્રષ્ણશું. રમેં. અચલ. ૧. વલિ. દ્રષ્ટાંત. ટલવા.

જ્યમ કચ્છપ છે કર પદ સુખ જી,
રમે સજાતિમાં, લહે સુખ જી; ૨
કોઈ વિજાતિ આવે જ્યારયેં જી,
વરતુળ-રૂપ્યેં થૈ જાય ત્યારયેં જી; ૩
અંગ સકળ છે પણ સંતાડે જી,
શૂન્ય સરીખી પીઠ્ય દેખાડે જી. ૪

[ઢાળ–] દેખાય શૂન્ય સરીખડૂં વપુ વિજાતિથી જ્યંમ,
ત્યમ શૂન્યવાદી શૂન્ય સરખા માને દેખે બ્રહ્મ. ૫
જે જેહેવા જાણીનેં ભજે, હરિ તેહનેં તેહેવા થાય;
શ્રીમુખ્યેં શ્રીગીતાજીમાં એમ કહ્યૂં વૈકુંઠરાય. ૬
જ્યમ સૂર્યમંડળ જોયિ જગ સહુ કહે ગોળાકાર,
છે દૂરના જોનાર, દેખે 'નહીં રૂપ લગાર, ૭
પણ અરુણાદિક અવિલોકે અંતર રૂપ, રેહે રવિ પાસ;
એમ મંડળ અક્ષર તેજોમય માંહે સૂર્ય, ત્યમ અવિનાશ. ૮
છે ધામી નટવર પુરુપોત્તમ, કૂટસ્થ અક્ષર ધામ;
ત્હેની પ્રતીતિ થાવા પ્રતિનિધિ પ્રકટ શાળિગ્રામ. ૯
તે મધ્યથી રાધારમણ નીકળ્યા વૃંદાવન્ન;
જન દયા-પ્રીતમ અદ્યાપિ સહુ-શિળા દે દરશન્ન. ૧૦

---

૨. છેં. મૂખ. રમેં સજાતીમાં લહે સુઃખ. ૩. વિજાતી. વરતુલ-. ૪. સકલ. શુન્ય પિઠ્ય. ૫. શુન્યવાદી. મનિં. ૬. શ્રીગીતાજિમાં. ૭. સુર્યમંડલ. ગોલાકાર. છેં. નહી. ૮. રેંહેં. મંડલ. સુર્ય. ૯. છેં. ૧૦. નીકલ્યા. વંદાવન. અદ્યાપી. દેં.

૩૩. અરૂપ અગુણુ તૂં કેહે છે બ્રહ્મ જી,
તેથી પર છે પુરુષોત્તમ જી; ૧
દિવ્ય જનમ નેં કરમ જેહેનાં જી
પ્રાકૃત કૂહે, કૂટાં ક્રમ તેહેનાં જી. ૨
મન વાણીથી પર ગતિ ગૂઢ જી,
તેહેનેં શૂં જાણે જન મૂઢ જી? ૩
રૂપ વિના કાંઇ નહિ સુખકારી જી,
શાણા સમઝે હૃદે વિચ્યારી જી. ૪

ઢાળ— વિચ્યારી જોયૂં, શ્રીગુરુ, મ્યેં, શિષ્ય બોલ્યો વાણી :
ગુણ રૂપ વણ પ્રતિબિંબ-શૂં મેં જુગતિ જૂઠી જાણી. ૫
પણ જગત કૂહો છો સત્ય ક્યમ શ્રીમુખે ફરિ ફરિ આપ,—
જે દેખતાં મટિ જાય છે, જ્યમ દોરડીનો સાપ? ૬
જ્યમ રૂપું માને શીપ દેખી, પણ ન રૂપું થાય;
જો સત્ય રૂપૂં હોય તો ક્યમ ઘરેણૂં ન ઘડાય? ૭
જ્યમ મરીચિકા-જળ જોઇ મૃગગણ મતિ વિના અથડાય,
પણ ત્યહાં ન કિંચિત તોય, ધાઇ ધાઇ શ્રમિત થૈ પસ્તાય, ૮
એમ બ્રહ્મમાં અજ્ઞાનથી જગતની ભ્રાંતિ હોય;
છે બ્રહ્મ સત્ય સદા જ તેથી જગત સત્ય ન કોય. ૯

૧. અરુપ. કેહેં છેં. છેં. ૨. પ્રાકૃત. ૩. ગૂંઢ. જાણે઼ૅ. ૪. સમઝેં. ૫. શ્રીગુરૂ. ૬. કૂહો છો. દોરડીનો. ૭. રુપૂં માનેઁ. ૮. મરિચિકાજલ. મ્રગ–. ૯. ભ્રાંતી હોય.

– ગુરુ, એમ બહુધા સુણી મેં વિવર્તવાદની રીતિ;
-જન દયા-પ્રીતમ દૃઢ અભેદની તે થકી જ પ્રતીતિ. ૧૦

૩૪. રે જડ, તુજને નથિ કાંઇ જ્ઞાન જી,
મિથ્યા પંડિતનૂં અભિમાન જી; ૧
જૂઠી જુગતી ગ્રહિ ઇતિહાસ જી,
જીવને નાંખે ભ્રમની ફાંસ જી. ૨
વાંકીચૂંકી સર્પની ભાત્યેં જી
જોઇ જેવડી કોઇ એક રાત્યેં જી, ૩
સાચા કેરી વિના સજાતિ જી
ભ્રમ નવ હોય જ, ચોગુગ ખ્યાતિ જી. ૪

[ઢાળ–] છે ખ્યાતિ ચોગુગ મર્મ સાચો માટય ભ્રાંતિ હોય;
જો જૂઠું પુષ્પ, ગગનનૂં દીઠૂં કહે નહિં કોય. ૫
જો શીપ સાચી હોય નહિ નેં રૂપૂં હોય ન સત્ય,
ના સત્ય નર તો, જોઇ તેહેને ભ્રમી કાંહાંની મત્ય? ૬
જો કિરણુ સત્ય ન સૂર્યનાં તો ચમક શા થકિ થાય?
રવિ–કિરણમાં જળ છે જ માટયેં દગરક્ષિતિ દરશાય. ૭
એ આહારે સત્યના ભેદ વણુ ભ્રાંતિ કયહૂં નવ થાય,
જડ દુરાગ્રહ અળગો કરે તો સાચૂં તે સમઝાય. ૮
સાઅવયવને વિવર્ત હોય, નહિ નિરઅવયવને કોય;
સાચી જ વસ્તુ માંહેં સાચો હોય તેહને હોય. ૯

---

૧૦. વીવર્નવાદનિ રીની. દ્રઢ અભેદનિ પ્રતીતી. ૧. પંડીતનૂં. ૨. જિવનેં. ૩. સર્પનિ. ૪. સજાતી. હોય. ચોંયુગ. ખ્યાતી. ૫. ભ્રાંતી. પુસ્પ. ૬. હોય. ૭. રપૂં. હોય. ના. ૭. સુર્યના. –કિર્ણમાં. જલ. ૮. ભ્રાંતી. અલગો. તો. ૯. નિરઅ. હોય. વસ્તુ. સાચો. હોય.

નિરરૂપ બ્રહ્મ દયા–પ્રિતમ વણ અવર હોય ન વસ્ત,
તો તેહેને મન દષ્ટાંત કેરૂં કથન પામે અસ્ત. ૧૦

૩૫. જો ભવ જૂઠો નિસ્સંધેહ જી,
તો આ જૂઠો ઠરિયો દેહ. જી. ૧
તદા દેહની કૃતિ પણ જૂઠી જી,
સાધન જૂઠે ગયું ફળ ઊઠી જી. ૨
વિના શરીરથે હોય ન જ્ઞાન જી,
તે જૂઠે શો મોક્ષ મહાન જી? ૩
પ્રાપ્તિ સ્વપ્નમાં થૈ હોય ગર્થ જી,
જાગ્યે ન સરે તેથી અર્થ જી. ૪

[ઢાળ–] નિજ અર્થ સાચો સરે જે થકિ, મળે પદ મહા મોટૂં,
તે તણૂં હેતુ શરીર સુંદર કયમ કહિયે ખોટૂં? ૫
હરિ–વસ્તુમાં મમતાપણું તેટલૂં મિથ્યા જાણ્ય.
વસ્તુનો નાશ નથી કહ્યો, તૂં સત્ય કરિ પરમાણ્ય. ૬
જે વસ્તુ પોતાની લહી તે નાશ પામ્યેં રોય.
મ્હારાપણૂં મિથ્યા ઠરયૂં, વસ્તુ તો જ્યહાં ત્યહાં હોય. ૭
તૂં કેહેશ પરિણામ્યેં મૃષા, તે મંદ તાહારી મત્ય;
સંસાર સુક્ષમબીજ–રૂપ્યેં સદા હરિમાં સત્ય. ૮
જ્યમ વ્રષા વીત્યેં અભ્ર અંતરધ્યાન હોય, સહુ જોય,
ક્યહું હતાં નહિ તો સમય આવી કાંણ વરશૂં તોય? ૯

---

૧૦. તો. દ્રષ્ટાંત. પામે. ૧. જૂઠો. તો. જૂઠો. ૨. કૃતિ. ફલ. ૩. હોય. ૪. હો. ૫. મલે. શરિર. ૭. વસ્તુ. તો. હોય. ૮. કેહેશ. મ્રશા. ૯. હોય. નહીં તો.

ભવલીલા. છે ભગવંતની, સંશે ન ભગવત-રૂપ;
છે કારણ સાચૂં દયા-પ્રીતમ, કાર્ય પણ તદ્રૂપ. ૧૦

૩૬. નામ, રૂપ નેં ગુણ કરિ ભેદ જી,
સકળ રૂપ શ્રીહરિ, કૂહે વેદ જી. ૧
વિચિત્ર લીલા રચી સમરથ્યેં જી,
રમણ પોતાનેં કરવા અરથ્યેં જી. ૨
સકળ સદૃશ તૂં લે હરિ જોઈ જી,
હરિ-સદૃશતા ન મળે કોઈ જી. ૩
આદ્યાંતેં એક રહે હરિ જેહ જી,
મધ્યેં ભ્હૌ રૂપ્યેં પણ તેહ જી. ૪

ઢાળ— તેહ જ સકળ સરવત્ર કારણ-કાર્ય ભેદ-અભેદ;
તૂં નામ-રૂપ-વિનાશ કેહે છે, તે વૃથા કહે વેદ. ૫
પોત્યેં જ રચના-રૂપ હરિ, પોત્યેં જ જોય અનૂપ;
ચિત શુદ્ધથી નિરખતાં ભાસ વિલાસ છે તદ્રૂપ. ૬
સુણિ એમ બોલ્યો શિષ્ય: ગુરુ, મુજ સંધે ઉપનો એહ;
સરવત્ર હરિ તો શ્રેય ક્યમ નહિ જ્યહાં ત્યહાં કરતાં સ્નેહ? ૭
કરિ શ્રવણ શ્રીગુરુ બોલિયા: તુનેં સંશય ઉપનો સત્ય;
પણ શ્રવણ કરય, શંકા ટળે, નિશ્ચલિત રાખી મત્ય. ૮
લૌતિક આધ્યાત્મિક નેં આધિદૈવિક હરિ ત્રિરૂપ,
જ્યમ ગંગા-વારિ તીર્થ દેવી, ક્રમ વિવેક અનૂપ. ૯

---

૧૦. ભવલિલા છં. સંશેં છં. ૧. સકલ. કૂહેં. ૩. સકલ. સદ્રશ. લેં. હરીસદ્રશતા. મલે. ૫. સકલ કેહેં છે. નથા કેહે. ૭. તો. ૮. ટલેં. ૯. લૌતીક અધ્યાત્મક નેં આધીદેવ. ત્રીરૂપ. —વારી. નિર્થ—.

એ રૂપ ત્રણ્યે સુર-સરી, વ્યવહાર જૂદો જ્યંમ,
જળ જક્ત તીરથ અંત્રયામી, દૈવી પુરૂષોત્તંમ. ૧૦

૩૭. નિરાવરણ અગ્નિ જ્યમ બાળે જી,
સાવરણ સ્પરશેં ત્યમ ન પ્રજાળે જી, ૧
એમ હિત હરિનૂં સંસૃતિ ટાળે જી,
પ્રીત્ય પ્રપંચ્યેં ભેદ્ર ન ભાળે જી. ૨
થડ ડાળાં અળગાં નહિ કોય જી,
પણ સિંચન તે થડનેં હોય જી. ૩
બ્રહ્મ સત્ય નેં જગત અસત્ય જી,
એમ કહે કાણા વણ-મત્ય જી. ૪

ઢાળ— મતિ-હીણ લોચન એક દેખે બ્રહ્મ, અવર ન કોય;
તે તણેં મત દ્રષ્ટાંત કેરૂં કથન કયમ કરિ હોય? ૫
તવ શિષ્ય ફ્હે :ગુરુ, સાંભળો, પરમાર્થમાં હરિ એક;
વ્યવહારમાં સહુ સત્ય છે વરણવી વસ્તુ અનેક. ૬
જ્યહાં લગી જેહેનેં નિજ સ્વરૂપનું નથી ઉપજ્યુ જ્ઞાન,
ત્યહાં લગી તેહેનેં ભેદ વસ્તુ તણૂં રેહે છે ભાન. ૭
પ્રકૃતિવિકાર મટી ગયેં વ્યવહાર ભેદ અસત્ય,
ભ્રાંતિજનિત વ્યવહાર છે ગુરુ-શિષ્ય ત્યહાં લગિ સત્ય. ૮
જ્યહાં લગી કાંઇએક રહે છે અજ્ઞાન કેરો લેશ,
ત્યહાં લગી ગુરુજી કરે છે ધ્રુવ શિષ્યનેં ઉપદેશ. ૯

---

૧૦. જલ દૈવિ. ૧. અગ્ની. બાલે. પ્રજાલેં. ૨. ટાલેં. ભાલેં. ૩. ડાલાં અલગાં. હોય. ૪. કહે. કાણા. ૫. લોચ્યન. દેખેં. દ્રષ્ટાંત કેરૂ. હોય. ૬. ફ્હેં. સાંભલો. ૭. ઉપજ્યુ. વસ્તૂ રેહેં છે. ૮. પ્રકતી-. ભ્રાંતી-. સિષ્ય. ૯. રહે છેં.

ગુરુ દયા—પ્રીતમ બ્રહ્મ અખંડિત સ્વરૂપ નિજ કરિ જાણે,
તદપિ પુરવ અધ્યાસ દ્વૈતની ભ્રાંતિ મનમાં આણે. ૧૦

૩૮. એમ સુણી આચારજ બોલ્યા જી:
જૂઠી જુગતી દેખી ડોલ્યા જી; ૧
અતિ અજ્ઞાની શિષ્ય વખાણ્યો જી,
ગુરુ અણુ અજ્ઞાની પરમાણ્યો જી. ૨
ગુરુને ન ઠરયૂં પૂરણ જ્ઞાન જી,
ભેદ-દૃષ્ટિમાં ઉભય સમાન જી. ૩
એક જ બ્રહ્મ હું છૂં સહુ ઠામ્યે જી,
મુજ વણુ વસ્તુ અવર ન નામ્યે જી. ૪

ઢાળ— નામ્યે ન વસ્તુ અવર—એહેવૂં જ્ઞાન હોય જ જેહેને,
હે શિષ્ય, પૂરણ જ્ઞાની તાહારે મતે કહે છે તેહેને. ૫
જ્યહાં લગી અંતરમાં રહ્યો અજ્ઞાન કેરો લેશ,
ત્યહાં લગી, તૂં જ વિચ્યાર, છે શૂં ગુરુ માંહે વિશેષ ? ૬
ગુરુ શિષ્ય બંધે બરાબર, જ્યહાં લગણુ દૃષ્ટિ-ભેદ;
વણુ જ્ઞાન તુજને ઉપજે છે સત્ય વચને ખેદ. ૭
સુણિ શિષ્ય બોલ્યો: પ્રભો, કયમ સમતા ઉભયને આપી ?
ગુરુ બ્રહ્મ જીવનો ભેદ તો જાણુતા છે નિ કદાપિ ? ૮
અજ્ઞાન ધારૂં શિષ્યને: આપથી બીજો દેખે;
નિરરૂપ નિરગુણ બ્રહ્મ તે છૂં હૂં જ, એહેવૂં લેખે; ૯

૧૦. સ્વરૂપ. જાણે. તદપી દ્વૈતનિ ભ્રાનિ આણે. ૨. વખાણ્યો. અણુ. ૩. -દૃષ્ટિમાં. ૪. હૃ. વસ્તુ. ૫. એહેવૂ હોય. જ્ઞાનિ. કેહે છે. ૬. છે. ગુરુ. વિશેષ. ૭. દોઉ-. ઉપજે છે. ૮. કદાપી. ૯. શીષ્યને. દેખે. મકર

સ્વપ્ને ન દૃષ્ટિ અવર ગુરુ, શિષ્યનેં મહા અજ્ઞાન;
ગુરુ દયા–પ્રીતમરૂપ તે કયમ હોય શિષ્ય સમાન ? ૧૦

૩૯. સુણિ એમ વદિયા ગુરુ વચન્ન જી :
તૂં–સમ નથિ કો મૂરખ જન્ન જી. ૧
ભેદ શૂન્ય જો ગુરુ નિજ પેખે જી,
ગુરુ શિષ્યનેં ભિન્ન ન દેખે જી. ૨
અવર વસ્તુ જો છે નહિ લેશ જી,
ગુરુ કરે કહાંનેં ઉપદેશ જી ? ૩
ભેદદૃષ્ટિ તુજ મત નહિ જ્ઞાની જી,
સુણ્યો ન ઉપેદેષ્ટા અજ્ઞાની જી. ૪

ઢાળ— અજ્ઞાનીનેં અધિકાર નહિ, જ્ઞાની ન ભેદ લગાર,
તો તાહારે મત ઉપદેશનો સંભવે નહિ જ વિચ્ચાર. ૫
એમ સુણી બોલ્યો શિષ્ય : વિનતી કરૂં, સુણિયે, સ્વામી;
એ વાત જૂઠી નથી, સાચી છે જ, કહું શિર નામી. ૬
એક ચંદ્ર દૃષ્ટિદોષવાળો દેખે ઉભયાકાર;
દેખનારો પણ સત્ય ન કહે, સમઝિ નેત્ર–વિકાર. ૭
નિત્ય પ્રત્ય એક વિલોકિયો તે સત્ય માને મન્ન;
પરિણામ મિથ્યા મિથુન થાતાં નિરમળાં લોચન્ન. ૮
સુણ્ય, શિષ્ય, શશિ સાચો ન છબ તો શૂં દૃષ્ટિ બે
આવે ?
જો જોનારો નથિ સત્ય, તો બે ચંદ્ર કાંણ બતાવે ? ૯

---

૧૦. દ્રષ્ટી ૧. ગુરૂ ૩. વસ્તૂ. છે ગુરૂ. ૪. –દ્રષ્ટિ. ૫. અજ્ઞાનિને . ૬. કરૂ છેં. ૭. દ્રષ્ટીદોષવાલો. કહે. ૮. વિલોકિયોં. માને઼ઁ. નિરમલાં. ૯. સિષ્ય. સશિ. તોં દ્રષ્ટી. તો. બનાવે.

શ્રોતા ન સાચો હોય તો ક્હે કાંણ આગળ વાત ?
સાકાર સાચા દયા-પ્રીતમ, સત્ય ભવ્ સાક્ષાત. ૧૦

૪૦. સત્ય ગુરુ, સાચો ઉપદેશ જી,
સત્ય શિષ્યના હરે કલેશજી જી. ૧
પુષ્પ ગગનનૂં જૂઠૂં કહિયેં જી,
શિંગ સસાનૂં તદવત લહિયેં જી, ૨
જૂઠો વંઝ્યાસુત ત્યમ ક્હાવે જી,
રૂપ કયહૂં કો દૃષ્ટ ન આવે જી. ૩
તે સહુ સાચૂં ભાસે સ્પષ્ટ જી,
જૂઠૂં હોય તે નાવે દૃષ્ટ જી. ૪

ઢાળ— દૃષ્ટિયેં જૂઠૂં ના પડે, સુણિ શિષ્ય બોલ્યો વાણી :
મહારાજ, સમઝ્યો હવાં હૂં, ત્હેની જુગતિ જૂઠી જાણી. ૫
એહેવી અનેક અભેદ જુગતી સુણિ વધ્યૂં અજ્ઞાન;
નિજકૃપાથી કાંઇ થયુ હવાં મુજ સત્યાસત્યનૂં જ્ઞાન. ૬
હૂં રહ્યો કાશી જ્હાં થયો સંન્યાસી કેરો સંગ;
તે માયાવાદી હતો તેથી ચઢ્યો એહેવો રંગ. ૭
મુનેં કહ્યૂં : તૂં એક બ્રહ્મ નિત્યેં પોતાનેં કરિ જેની;
નથિ ભેદ તુજ મુજ અણુ, ન્યૂનાધિકપણૂં સહુ ખ્હોની. ૮
છે સત્ય જ્ઞાન અભેદ, સહુ ભેદનૂં મિથ્યા જાણ;
નિજ રૂપમય સમઝી સકળ તૂં, અભયતા ઉર આણ્ય. ૯

૧૦. સાચો હોય તો. આગળ. ૧. ગુરૂ સાચો. ૨. પુસ્પ. સસાનૂં. ૩. ક્હાવેં. દ્રષ્ટ ૪. દેખ દ્રષ્ટ ૫. દ્રષ્ટિયેં. ના. બોલ્યો. ત્હેનિ. ૭. રહ્યો. સંન્યાસિ. કેરો. ચઢ્યો. ૮. અણૂ -પણૂ ૯. છે. સત્ય.

ખ્હો કાળ તેહેવો બોધ સુણિ નવ રહ્યો સત્ય વિવેક;
તે માટય કહ્યુ, ગુરુ : દયા–પ્રીતમ બ્રહ્મ જીવ તો એક. ૧૦

૪૧. વળિ તેણ્યે એક જુગતિ બતાવી જી,
મુજને હવડાં સાંભરિ આવી જી; ૧

ત્રય સત્તા ક્હે છે સહુ ઠામ જી,
શ્રીગુરુ, સુણિયે ત્હે[નાં] નામ જી. ૨

વ્યવહારિક તો પેહેલી કહિયે જી,
પ્રતિભાસ બીજીને લહિયે જી, ૩

ત્રીજી પરમાર્થ ઇક બ્રહ્મ જી,
કહું વિસ્તારી તેહેનો ભ્રમજી. ૪

[ઢાળ–]ભ્રમભેદ–શ્રુતિ વ્યવહાર તેહેમા સત્ય સહુ સંસાર;
છે પ્રતિભાસની સ્વપ્ન, જાગ્યા પછિ રહે ન લગાર. ૫

પરમાર્થ બ્રહ્મ સ્વરૂપ નિજ, ત્હેનૂં ન જ્યહાં,લગિ જ્ઞાન,
ત્યહાં લગી સાચૂ છે સકળ ગુરુ શિષ્યનૂં અભિમાન. ૬

એ વિધ્યે ક્હિ ક્હિ જુગતિ બહુ મોહિત કરે સંસાર;
તેહના મુખની વાતછળનો કો ન પામે પાર ૭

સુણિ એમ ગુરુ ક્હે : ત્રણ્ય સત્તા ખડી છે મે પેહેલી
વિવર્તપ્રતિબિંબવાદમા, વળિ પુછે છે મતિ ઘેહેલી. ૮

---

૧૦ કાલ. તેહેવો -બો. ૧. વલિ. ૨ ક્હે છે ૩. વ્યવહારીક પેહેલી ૪. ભ્રમ ૫. પ્રતિભાસનિ -રહે. ૬. છે સકલ ૭ વાતછલનો. પામેં ૮ છે વલિન- વાનિ પુછે ઈ. ઘેહેલી

નિજ મત નિજ ખંડન કરે, સમજે નહીં અણુ બાળ,
જ્યમ મૂર્ખ જે ડાળ્યેં ચઢે, છેદન કરે તે ડાળ. ૯
પરમાર્થમાં વસ્તુ અવર નહિ, એ જ પાડ્યું પ્રમાણ;
છે દયા-પ્રીતમ બ્રહ્મ એક જ તે ક્‍હેનારૂં કાંણ? ૧૦

૪૨. ક્‍હેશ અવરનૂં વધૂં ન સાચૂં જી;
વેદ કહે છે તે કયમ કાચૂં જી? ૧
તો તૂં બંધાયો મુખ ત્‍હારે જી,
કશું પણ ક્‍હેવૂં ન પડયૂં મ્‍હારેં જી. ૨
એક બ્રહ્મ નેં બીજો વેદ જી,
સિદ્ધ કરયો પરમેશ્વર ભેદ જી; ૩
જ્‍યહાં ત્‍યહાં સત્તા ત્રણ્ય બતાવે જી,
ત્‍હેમાં મોટો દોષ એ આવે જી. ૪

ઢાળ— ત્‍યહાં આવે મોટો દોષ એ, મન વચન તન જે થાય,
પંડિત પુરુપ એમ કહે છે, વ્યવહાર તે ક્‍હેવાય. ૫
એ ત્રિ સત્તામાં આવિયૂં, નથિ પરસ્પર કાંઈ ભેદ;
એ ત્‍હરે ઘોબો ઘેર છે, સમઝતાં થાશે ખેદ. ૬
સ્વપ્નમાં જે જે વસ્તુ કાંઇ નિદ્રસ્થ દેખે જન્ન,
તે સમય ભાસે તેહનેં વ્યવહાર સાચો મન્ન. ૭
તે સમેં સાક્ષી બ્રહ્મ રેહે છે, શ્રુતિ કહે સહુ કોઈ,
વૈખરીનો વ્યવહાર આવો ઈહાં પણ લે જોઈ. ૮

---

૯ મત. કરે. નહીં. અણુ ૧૦. મુખં ડાળ્યેં. ડાળ. ૧૦ વસ્તૂ છે.
૧. ક્‍હેશ. કહેં એ. ૨. બધાયોં ત્‍હારે. પડ્યૂ ૩. કરયો. ૪. બતાવે.
મોટો. આવે ૫ આવે. મોટો. એં. કહેં છે. ક્‍હેંવાય. ૬. ત્રી. છે.
સાશે ૭. દેખે. ભાસેં ૮. છે. કહે. વૈખરીનો. લે.

જાગ્રત સમય સહુ કરે છે જે વિધિ થકી વ્યવહાર,
તે રીત્ય પાછો સ્વપ્નમાં દેખે સકળ સંસાર. ૯
એ વિધ્યેં સત્તા ત્રણ્યમાં ઊપજે છે વ્યવહાર;
એ દયા–પ્રીતમ બ્રહ્મ લગિ સંભવ ન, સમઝય, ગમાર. ૧૦

૪૩.　શિષ્ય કહે : સુણો, ગુરુ, હું ભાખૂં જી,
જુક્તિ અવર તેહેની કહિ દાખૂં જી; ૧
જીવ નેં બ્રહ્મ બે એક ઠરાવે જી,
ત્યહાં દષ્ટાંત તે જળનું બતાવે જી. ૨
જ્યમ જળ મધ્યે જળ મળિ જાય જી,
એમ જ બ્રહ્મમાં જીવ સમાય જી. ૩
વળિ જુગતી એક કેહે છે અભેદ જી,
મત તેહેનેં ત્યહાં રહે નહિ ભેદ જી. ૪

ઢાળ— કાંઇ ભેદ ન રહે દીપજ્યોતી, જુગ્મ જ્યહાં મળિ જાય;
ટળતાં અવિદ્યા જીવ ત્યંમ જ બ્રહ્મમય થૈ જાય. ૫
એ બ્રહ્મ ને હૂં બે નથી, સમઝચો, શમ્યૂં જ્યહાં દ્વંદ,
ત્યહાં નિશ્ચેં તે ભોગી થયો જાણવો બ્રહ્માનંદ. ૬
સુણ્ય, શિષ્ય, એ ત્રય યુક્તિ કેરા ખંડનેની કહું રીત્ય,
એ વિચ્યારચેંથી વ્યર્થ છે, તૂં રખે ધરતો પ્રીત્ય. ૭
ઘટ પૂર્ણ–જળ હોય તેહમાં જો અવર નીર સમાય,
તો જાણિયેં જે જીવ જૈનેં બ્રહ્મમાં ભળિ જાય. ૮

૯. દેખેં. સકલ. ૨. બેં ઠરાવેં. દ્રષ્ટાંત. જલનુ. બતાવેં. ૩. જલમધ્યે. જલ. મલિ. ૪. વલિ. ૫. રહેં. જૂગ્મ. મલિ. ટલતાં ૬. બેં. ૭. યુક્તી. છેં. ૮. પુર્ણજલ. હોય. ભલિ.

દષ્ટાંત બીજું—જ્યોતિ મધ્યે જ્યોતિ મળતી હોય,
તો એ મળ્યેથિ પ્રકાશ અધિકો કયમ લખે સહુ કોય ? ૯
દીપ પ્રભા દ્રવ્ય બે જાણિયેં, ઘટચવધ્ય ધરમને હોય;
જન દયા–પ્રીતમ કૃષ્ણ ધરમી, દોષ ન અડે કોય. ૧૦

૪૪. દીપની કાંતિ રહિ હોય ફેલી જી,
લૈયેં તેહને ઘટ સંકેલી જી. ૧
દીપકને કશી હાનિ ન આવે જી,-
ન્યૂનાધિકતા કાંતિને ફ્હાવે જી. ૨
ઉપમા ને ઉપમેય કથન જી
ન ઘટે, જ્યહાં એક બ્રહ્મ અનંત જી. ૩
વળિ કહ્યો ત્રીજો દંદ વિયોગી જી,
તે કયમ હોય બ્રહ્માનંદ–ભોગી જી ? ૪

ઢાળ— એક ભોગી ને વળિ ભોગ વસ્તુ, બે વિમાશી જોય;
જો એક તો આનંદ–અનુભવ તેહને ન મળે કોય. ૫
અદ્વૈત બ્રહ્મ અરૂપથી પૃથક ના હોય પ્રકાશ;
જો ધરમીને માયા અડે તો સ્વરૂપનો હોય નાશ. ૬
ફ્હે જીવ બ્રહ્મની એકતા, જાણવો અજ્ઞથિ અજ્ઞ;
છે જીવ તો અલ્પજ્ઞ, નિત્યેં બ્રહ્મ છે સરવજ્ઞ, ૭

---

૯. દ્રષ્ટાંત. બીજ્યૂ. મલતી. હોય. તો. બેં. મલ્યેંથિ. અધિકો. લખેં.
૧૦. –હોય. ક્રષ્ણ. અડેં. ૧. દીપનિ કાંતી. હોય. ૨. કશિ. આવેં.
કાંત્તિનેં. ફ્હાવેં. ૪. વલિ કહ્યોં. ૫. ભોગિ. વલિ. વસ્તૂ બેં વિમાશી.
મલે. ૬. પ્રથક નાં હોય. સ્વરુપનો. હોય. ૭. ફ્હેં. બ્રહ્મનિ. છેં.

વળિ જીવ તો છે અનીશ્વર ને ઈશ્વર છે પરબ્રહ્મ;
તે ઉભયની એકતા વિદ્વજ્જન કહે, કહો, કયમ? ૮
અણુ જીવ કર્માદિક-વશ ભોગવે વિવિધ કળેશ;
છે મહદ્બ્રહ્મ સ્વતંત્ર આનંદ, કર્માદિક નહિ લેશ. ૯
પડે સ્વર્ગ નરકમાં જીવ, એ સંસૃતિ વારંવાર;
જન દયા-પ્રીતમ-કૃષ્ણભક્તિ કરચે પામે પાર. ૧૦

૪૫. જીવ મનોરથ કરે અનેક જી,
પૂરો ન પડે તેહેમા એક જી. ૧
બ્રહ્મ ચાહે તે તતક્ષણ હોય જી,
તેહેને મેટી ન સકે કોય જી. ૨
હું જ બ્રહ્મ છૂ—જગમય કેહે છે જી,
તે જ નરકના ભોગને સેહે છે જી. ૩
મિથ્યા ગુરુ ને મિથ્યા જ્ઞાન જી,
શિષ્ય મૃષા, કયમ તે ગુરુધ્યાન જી? ૪

[ઢાળ-] કયમ ધ્યાન જૂઠા ગુરુનૂ આવે? ન સમજે બાળ.
રે શિષ્ય, તૂ માં પડિશ માયાવાદિ-માયા-જાળ. ૫
નહિ દ્વૈતજ્ઞાન વિના જ મુક્તિ, કહે વેદપુરાણ;
છે વ્યાસાદિકનો એ જ આશય, સુજ્ઞ ન લહે કાંણ? ૬
હું વિપ્ર છૂં, હું ક્ષત્રી છૂ, વૈશ્યાદિ, છે સહુ ભાન,
નથિ દેહ જીવની ભિન્નતા સમઝતા જન-અજ્ઞાન. ૭

---

૮. વલિ તો. છે અનિશ્વર ઇશ્વર. કહે ૯ અણું કર્માદીક. ભોગવે. છે ૧૦. નર્કમાં. સંસૃતી -ભક્તી. પામે ૨. ચાહે સકે. ૩ છૂ કેહે છે. સેહે છે઼. ૪ મ્રથા ૫. ગુરૂનૂ આવે. સમઝે. બાલ. તુ. -જાલ. ૬. મુક્તી. છે. વ્યાસાદિકનો. લહે ૭ ક્ષત્રિ વૈશ્યાદિ. જીવનિ.

જો સાધન મુક્તિ કેરું એહ અભેદજ્ઞાન જ હોય,
તો સહજ મોક્ષ લહે સહૂ, ગુરુ–શરણ ચાહે ન કોય. ૮
અશ્વત્થ વૃક્ષ તનૂ કહ્યો શ્રુતિ, ત્હાં કહ્યા ખગ જોડય;
એક બ્રહ્મ, બીજો જીવ, મિથ્યા કહે મોટી ખોડય. ૯
છે જીવ બ્રહ્મનો દાસ નિત્ય જ, બ્રહ્મ સહુ જગસ્વામી;
છે જીવ બ્રહ્મની દેહ ત્હેમાં, બ્રહ્મ અંતરયામી. ૧૦
જડ, અણુ, વ્યાપક હેતુ હરિ કરિ કરે વરનન વેદ;
જન દયા–પ્રીતમ કૃષ્ણને ત્રય તત્ત્વ–ભેદ–અભેદ. ૧૧

૪૬. નિર્ગુણ સગુણ શ્રુતિનો અર્થ જી
એમ કરચો મહામત્ય સમર્થ જી: ૧
પ્રાકૃત ગુણ નહિ જેહેમાં લેશ જી,
અપ્રાકૃત ગુણ ભરચા અશેષ જી, ૨
સદ ચિત આનંદ આદિ અનંત જી,
ઐશ્વર્યાદિસહ ભગવંત જી. ૩
અગુણસગુણ એ બ્રહ્મ–વિચ્ચાર જી,
કેવળ નિરગુણ કહે ગમાર જી. ૪

ઢાળ— કૂહે છે ગમાર ગતિ વના, જીવ બ્રહ્મ થાયે એક;
ભળ્યો બ્રહ્મમાં એ કથન છે, જીવ ભિન્ન, ભાખું વિવેક. ૫
નદી–નીર ચઢિ સાગર ભળે, ભિન્નતા ન ભાસે લેશ;
નિજ ઉદક લેઇ પાછો ફરે, સરિ–સલિલ રહે અવશેષ. ૬

---

૮. મુક્તી કેરૂ. ચાહે. ૯. વ્રક્ષ. તનૂં કહ્યોં. કહેં. ૧૦. છેં. છેં. બ્રહ્મનિ. ૧૧. અણૂં. હરેં. કૃષ્ણનેં. ૧. શ્રુતીનો. કરચોં. મ્હામત્ય. ૨. પ્રાકૃત. નહીં. અપ્રાકૃત. ૩. ઐશ્વર્યાદી–. ૪. કેવલ. કહેં. ૫. કુહેં. ગતી. જિવ. એક. ભળ્યો. જિવ. ૬. નદિ. ભલેં. ભિનતા. ફરેં. અવશેશ.

બહુ વૃક્ષના રસ  ભળ્યેથી  નીપજે મધુ–આપૂપ,
નવ સ્વાદ જૂદો અન્ય,  મક્ષી–જ્ઞાન પૃથક–સ્વરૂપ ૭
નથિ ભિન્ન તો કયમ જનક ખોટયો ભળી બ્રહ્મસ્વરૂપ?
વળિ બ્રહ્મ–ભળિયા નીકળ્યા વ્રજવાસી કયમ અનૂપ? ૮
કદિ બ્રહ્મ ભળ્યા તોહે સુખ કશૂ, જળસ્વાદ શો
જળરૂપ,
જયમ કમળ–ગંધ ન કમળને ભોક્તા સુગંધ મધુપ? ૯
છતે સ્વામિયે વિધવાપણૂ સહુ માને માયાવાદી,
જન દયા–પ્રીતમ કૃષ્ણાનંદના રસિક જન છે સ્વાદી ૧૦

૭.   સરવોપર  છે  ભજનાનંદ જી,
પણ અનુભવ ન્હૈ જે રતિમંદ જી  ૧
તે સુખ લૂટયૂ સહુ વ્રજભકતે જી,
હરિ વશ કીધા, જાણ્યૂ જકતે જી  ૨
શુક મુનિ વ્યાસે પ્રશંસા કીવી જી,
પદરજ માગી ઉદ્ધવ લીધી જી,  ૩
શેષ–રમા–શિવ–વિધિ નિજ નંદે જી,
ફરિ ફરિ ગોપીજન–પદ વંદે જી  ૪

ઢાળ— વંદે સરવ શ્રીકૃષ્ણને, તે કૃષ્ણ પણ આધીન,
ત્યહા મોટયમની અવધી થઈ, ગજ–પદે સહુ પદ લીન  ૫

---

૭ વ્રક્ષના  ભલ્યેથી નીપજે પ્રથક વ્રજવાસિ ૮ તોં ભલી વલિ –ભલિયા નંકયાં –વાસિ ૮ કદા તોહે જ–. જલ– કમલ– કમલને મધુપ ૧૦ માને કૃષ્ણાનંદના ૧ છે ૨ –શીવ– ૪ નિંદે કૃષ્ણને

શ્રીગોપીજનવલ્લભ અતિ-પ્રિય નંદ-સુતને નામ,
હરિ વિશ્વ-વલ્લભ, વલ્લભ તેહેને પ્રાણાધિક વ્રજવામ.
કાંઇ કહું તેહેનું હેતુ જેહેમાં હેતુ વણ દૃઢ ભક્તિ,
અલવ્યસન મૂર્તિમાન શાશ્વત, પ્રેમ સહુ આસક્તિ. ૭
એ રીત્ય રતિ નહિ અવરમાં સરવની સાલિપ્રાય;
ભવ બ્રહ્માદિક ન સમાન મોટા જ્ઞાની યોગી રાય. ૮
પ્રીતિ સહજની અતિ ઘણી શ્રીનાથજીને ભાવે;
તે કોટિ સાધન કરચે હરિ કરુણા વિના કયહું નાવે. ૯
તે સંપૂરણ વ્રજભક્તમાં 'અનપાયની નવ જાય;
જન દયા-પ્રીતમ કૃષ્ણ જીતાયા અજિત, શ્રુતિ ગાય. ૧૦

૪૮. કેહેશો, કયમ ન્હૈ સમતા કોય જી?
કહું સમઝાવી, સમઝય ન હોય જી. ૧
નિજ આજ્ઞા બ્રહ્મા તપ કીધો જી,
રાસમંડળમાં કયારે લીધો જી? ૨
જોગ જુગતિમાં શંકર પૂરા જી,
પરમ તત્ત્વમાં મન ચકચૂરા જી; ૩
ભુજ ધરિ શ્રીવા નંદકુમારચે જી,
ગાન કરચૂં ક્હો હળિમળિ કયારચે જી? ૪

ઢાળ— જો, કયારે અગદાલભ્ય ઋષિ ભીંજતા વૃષ્ટિ માંહે;
જોઇ વ્રજપતિયે ધરિ ગિરિ કર શીશ કીધી છાંહે. ૫

૬. અતી–, ૭. દ્રઢ ભક્તી. મુર્તીમાન. સશ્વન. આસક્તી. ૯. પ્રીતી. ભાવેં. નાવેં. ૧૦. કૃષ્ણ. ૧. કેહેશી. ૨. બ્રંમા. –મંડલમાં. ૩. પર્મ. ૪. ક્હો. હલિમલિ. ૫. મટી. વ્રજપતીયેં. ગિરી.

તપપુંજ્ય દુર્વાસા ઋષિ, તૃણ દુરવા નિત્ય અહાર;
દુખી ચક્રાનલ દેખિનેં કયમ પીધો ન નંદકુમાર ? ૬
મુનિ મારકંડે જ્ઞાની યોગી, તેહેનેં નિજ ભરમાવ્યા;
સત કલ્પ વીત્યા જળ વિષે તોહે વરુણથી ન મુકાવ્યા. ૭
નિજ ભક્ત–વિરહેં કૃષ્ણ કાતર, કૃપામય શ્રુતિ ગાય;
હરિ જીતવાનો શુદ્ધ ભક્તિ સમ ન એક ઉપાય. ૮
કોટી કલપ લગિ તપ સમાધિ ધ્યાનાદિક કરિ કોય,
અઘરહિત જન થાયે તદા ઉર ઉદય–ભક્તિ હોય. ૯
તે પણ સહેતુ અહેતુકી હરિકૃપા વણ નવ થાય;
થૈ તદા દુર્લભ કશૂં નહિ, વશ દયાપ્રીતમ–રાય. ૧૦

૪૯. કર્મજ્ઞાનનું ફળ તે ભક્તિ જી,
શ્રીગીતા શ્રીમુખ કરી વ્યક્તિ જી; ૧
કર્મ પુરવ ભાખ્યૂં, પછિ જ્ઞાન જી,
છેલી ભકિત કથી ભગવાન જી. ૨
કરમ્યેં કરવી સત્ત્વની -શુદ્ધિ જી,
જ્યહાંલગિ હરિમાં લુબ્ધ ન બુદ્ધિ જી; ૩
શ્રવણાદિકમાં શ્રદ્ધા જાગી જી,
થવૂં કરમથી પછિ વીતરાગી જી. ૪

ઢાળ—વીતરાગી થાવૂં, કર્મજડથી ભકિતમાં વિક્ષેપ;
વિશ્વાસ દૃઢ હરિ સેવતાં કરમનો ન અડે ચેપ. ૫

---

૬. ઋષી. ત્રણ દુખિ. પીધો. ૭. જ્ઞાનિ. જલ. ૮. ક્રષ્ણ. ક્રપામય. ભક્તી. ૯. સમાધી. યાયેં. –ભક્તી. હોય. ૧૦. સહેતૂ અહિતુકી. –ક્રેપા. કશૂ. ૧. ફલ. કરિ. વ્યક્તી. ૨. ભક્તી કથિ. ૩. સત્વનિ શુધી. લુબ્ધ. બુધી. ૪. શ્રધા. વિતરાગી. ૫. વિતરાગિ. દ્રઢ.

તૂં કેહેશ: કર્મ કદા ન તજવાં, વેદવાણી ખ્યાત;
સર્વાત્મભાવ્યેં હરિશરણ નથિ ગયા તેહેની વાત. ૬

સહુ કર્મ તજિ હરિનેં ભજે તેથી ધરમ સહુ હેસ્ય;
ત્રય કોટિ ઋષિ તે ભક્ત કર્મની ભોગવે છે વેસ્ય. ૭

હરિભજન અર્થ સ્વધર્મ મૂકે, કદિ પડે જો કાચો,
તોપણ નથીય અભદ્ર, તો શો લાભ સ્વધરમ સાચો ? ૮

શત જન્મ સ્વધરમનિષ્ઠ નર લોકયેં વિરંચિ જાય,
ભગવદી તે જ તનૂ તજ્યેં પદ પરમ પ્રાપતિ થાય. ૯

સેવા સદા શ્રીકૃષ્ણ કરવી, તે જ વર એક કર્મ;
જન દયા-પ્રીતમ જગન્નાથજી વદા મોટો ધર્મ. ૧૦

પ૦. શ્રેષ્ઠ સરવથી તે ચાંડાળ જી,
મન વચ જિહ્‌વા જપ-ગોપાળ જી; ૧
તેણયેં કીધાં તપ સહુ તીર્થ જી,
સ્વધર્મ સાધ્યા, યજ્ઞ સમર્થ જી; ૨
વેદ ભણ્યા તેણયેં સહુ જાણો જી,
અથવા પુરવ્યે કરયાં પ્રમાણો જી; ૩
કૌત્યક આનંદ એ વિખ્યાત જી;
કહ્યૂં કપિલજી પ્રત્યેં માત જી. ૪

ઢાળ— માતાનું ભાખ્યૂં કહ્યૂં. કહું વળિ ઉપનિષદનું વચન્ન :
સંધ્યા ન કુશ જલ- મંત્રથી થાય, કૃષ્ણ સાંધ્યેં મન્ન. ૫

---

૬. ક્ષાત. ૭. -કર્મનિ. ભોગવે. ૮. સાચો. તોપણ. કાચો.
૯.-નિષ્ટ. વિરંચી. તનં. પમં. ૧૦. -નાથજિ. ૧. શ્રેષ્ટ. ચાંડાલ. -ગોપાલ.
૨. નિર્થ. ૩. પ્રમાણો. ૪ વિક્ષાન. પ. ભાખ્યૂ. કહુ વલિ ઉપનિષદનું. કૃષ્ણ.

મન કૃષ્ણરૂપે જોડવૂં, સંધિનું સધ્યા નામ;
એમ વાસુદેવોપનિષદમાં કહ્યું છે અભિરામ. ૬

મન વચન કરમ્યેં ક્ષાલવૂં, જ્યાંલગી ઉજ્જવલ હોય;
પછિ રંગ કૃષ્ણ ચઢાવવો. વળતી ધૂએ તો રોય. ૭

તજિ ઉચિત રીતિ હઠ કરે, તે કર્મજડ કેહેવાય;
જ્યમ શ્વાનકંઠયે કાંઠો તે કાઢવા દે, ન કઢાય. ૮

હોય અનીશ્વરવાદી મીમાંસક, કર્મ – અત્યાસક્તિ;
હરિ બહિરમુખ તે જાણવા, કદિ પ્રાપ્ત થાય ન ભક્તિ. ૯

પ્રભુ-વિમુખ દ્વિજ ગુણ બાર સહ, સ્વય તરે નહિ ગરવાળ;
હરિ દયા–પ્રીતમ–દાસવર કુળ સહ તરે ચાંડાળ. ૧૦

૫૧. કદિ વિમુખ હોય ગુણભંડાર જી,
તે સહુ ગુણને છે ધિક્કાર જી. ૧

કદિ હરિજન મહાદોષની ખાણય જી,
તદપિ વર સાધુ તે જાણય જી. ૨

બ્રાહ્મણ થૈ સાધે હરિભક્તિ જી,
તો તે તુલના નહિ જન જક્તિ જી. ૩

સાચા બ્રાહ્મણ કૂહાવે તેહ જી,
કૃષ્ણ બ્રહ્મને જાણે જેહ જી. ૪

---

૬. કૃષ્ણ–. સંધીનુ વાસુદેવોપનીશદમાં. છે ૭ વસન ઉજવલ હોય. કૃષ્ણ ૮. રીતી કરે કેહેવાય કાઢીં દે ૯ હોય અનિશ્વરવાદી. મિમાંસક અત્યાસક્તી ભક્તી ૧૦ કુલ ગરવાલ ચાંડાલ
૧ હોય ૨ મ્હાદોષનિ તની. સાધૂ ૩. સાધે.–ભક્તી–જક્તી.
૪. કૃષ્ણ જાણે

ઢાળ—જે બ્રહ્મ જાણે તે જ બ્રાહ્મણ, જન્મ સાચો શુદ્ધ;
સંસ્કારથી દ્વિજ વેદાભ્યાસેં, વિપ્ર માને બુદ્ધ. ૫
હરિ લહે તે શ્રુતિ ઉચિત બ્રાહ્મણ, બિજા કેહેવા માત્ર;
જ્યમ પય પીયૂષ કેહેવાય, પણ જીવે મૃતક નવ ગાત્ર. ૬
એમ સુણી બોલ્યો શિષ્ય : બ્રાહ્મણ સરવ સરખાં પાત્ર,
એ ઈશ્વિર કેરાં રૂપ તે કયમ ? કથન કરવા માત્ર. ૭
એમ સુણી શ્રીગુરુ ઉચ્ચરયા : તું સમઝતો નથિ, બાળ;
સુણ્ય, શંકર સ્વામી વજ્રસૂચિ ગ્રંથ્યે કહ્યૂં તતકાળ. ૮
જો ક્હેશ, બ્રાહ્મણ દેહ તો, સંભવ ન, સંકટ જાગે;
સુત પ્રજાળે પિતુ–દેહ, કયમ નવ બ્રહ્મહત્યા લાગે? ૯
જો ક્હેશ, આત્મા બ્રાહ્મણ છે, નહિ સંભવે નિરધાર;
આત્મા દયા–પ્રભુ અંશ વ્યાપક બ્રાહ્મણ રહ્યો સંસાર. ૧૦

પર. પૃથક પૃથક જીવાત્મા કેહેશ જી,
તોપણ દૂષણ તેહેમાં લેહેશ જી. ૧
બહુ બદલે છે આત્મા દેહ જી.
કયમ ક્હાવે ન્હૈ બ્રાહ્મણ તેહ જી ? ૨
શુકલ વરણ જો બ્રાહ્મણ કહિયેં જી,
તેહેનો પણ નિશ્ચેં નવ લહિયેં જી. ૩
બ્રહ્મબીજ બ્રાહ્મણ સનમાન જી,
તેહેનૂં નિશ્ચેં ક્યાં છે જ્ઞાન જી ? ૪

---

૫. જાણેઁ. સાચો. મનિઁ. ૬. કેહેંવા. –પિયુષ મ્રતક. ૭. ઇશ્વર. ૮. તૂ. સમઝતો. બાલ. વજ્રસુચિ.–કાલ. ૯. ક્હેંશ તો. જાગેં. પ્રજાલેં. ૧૦. સંભવેં.
૧. પ્રથક પ્રથક. કેંહેંશ. તો. લેહેશ. ૨ બદલેં છેં. ક્હાવેં. ૩. નિશ્ચેઁ.

ઢાળ— હોય જ્ઞાન સમ્યક ઓળખે હરિ, જાતિનૂં નહિ કામ;
જો બતાવૂં સુજને ઘણા, હરિ ભજ્યે બ્રાહ્મણ-નામ. ૫
ઋષિશૃંગ મૃગીથી ઉપના, કુસુમાસ્તરણ કૌશિક,
શશપૃષ્ઠથી ગૌતમ-ઉદે, વાલ્મીક થયા વલ્મીક, ૬
મુનિ પરાશર ચાંડાલીગર્ભ, અગસ્ત્ય ઘટથી જાત,
માતંગ મુનિ માતંગી-સુત, માંડવ્ય માંડુકી-માત, ૭
કરિણી-કુંવર અનુચર ઋષિ, ભરદ્વાજ-મા શૂદ્રાણી,
કૈવર્તકન્યા જનની વેદવ્યાસ મુનિની જાણી, ૮
વેશ્યા થકી જ વસિષ્ઠ, ક્ષત્રાણીથિ વિશ્વામિત્ર,
કિંકરી જનની નારદ મુનિ જગપૂજ્ય પરમ પવિત્ર; ૯
ઇત્યાદિ બ્રાહ્મણ કહાવિયા શ્રીકૃષ્ણભજન-પ્રતાપ;
નથિ દયા-પ્રીતમ-કૃષ્ણ-પ્રિય તે પ્રકટ સુરતી-પાપ. ૧૦

પ૩.　જ્ઞાની તે પણ મહા અજ્ઞાની જી,
પ્રભુપણું પોત્યેં બેઠા માની જી.　૧

ધર્મ દાસનો સઘળો ત્યાગે જી,
તે કયમ પરમેશ્વર પ્રિય લાગે જી?　૨

હું સાગર છૂં, બોલે લવણ જી,
સત્ય કહે તે વાણી કવણ જી?　૩

જીવ કદાપિ બ્રહ્મ ન થાય જી,
નદી ઉલટી વ્હે મૂળ ન સમાય જી.　૪

---

પ. હોય. ઓલખેં. ૬. મ્રગિથી. કોશીક. શશપ્રષ્ટથી. વાલ્મિક. ૭. ચાંડાલિ-. અગસ્ત. માતંગિ-. માંડુકિ-. ૮. ઋષી. શુદ્રાંણી. જનનિ. ૯. વસિષ્ટ. -પુજ્ય. ૧૦. ક્રષ્ણ-' ૧. જ્ઞાનિ. વેઠા. ૨. સઘલો ત્યાગેં. લાગેં. ૩. બોલેં. ૪. કદાપી. નદિ. મુલ.

ઢાળ— જ્યમ મૂળમાં ન સમાય નદી, ત્યમ જીવ સમાય ન બ્રહ્મ;
એમ કાર્ય કારણ નિરંતર છે, મુગ્ધ ન લહે મર્મ. ૫

હરિ વર્ણ, જીવ રકાર, ક્રમ, એક કર્મ–રૂપે હોય;
ભળિ ગયાનો આકાર, અધ શિર–છત્ર સેવક જોય. ૬

સનકાદિ વિષ્ણુ વિલોકિ કહ્યું, અધિકો સ્વરૂપાનંદ;
અમ્યો બ્રહ્માનંદ પણ અનુભવ્યો છે, આ થકી અતિ મંદ. ૭

શુકદેવજી પણ બ્રહ્માનંદ – નિમગ્ન હૂતા સત્ય;
ઉદ્ધાર કીધો ત્હાંથિ સ્વરૂપાનંદ અધિકો અત્ય. ૮

*જો ભિન્ન નાંતા બ્રહ્મથી તો, નીકળ્યા ક્હો ક્યમ?*
તે માટય માથાકૂટય મૂકી પૂજ્ય પુરુષોત્તમ. ૯

ભાખિયૂં ભક્ત્યાચાર્ય મારગ જ્ઞાન ભ્રાંતિ–મૂળ;
જન દયા–પ્રીતમ સેવવા તેહેને નહીં અનુકૂળ. ૧૦

૫૪. પુરુષોત્તમને પ્રિય જે ભક્તિ જી,
તે સાધે નહિ અણુ આસક્તિ જી; ૧
નિશદિન સ્હે છે કષ્ટ મહાન જી,
લભ્ય થવાને કેવળ જ્ઞાન જી. ૨

---

૫. મૂળમાં. નહિ. જિવ. છે. ભ્રંમ. ૬. હોય. ભળિ. ગયાનો. શિર્છત્ર. ૭. વિષ્ણુ. અનુભવ્યોં છે. છેલ્લું ચરણ 'અધિકો પતિમંદ' છે તે 'આ થકી અતિમંદ' ઘણા સમય પછી સુધારેલું જણાય છે. સુધારો સંમત છે ૮. સ્વરુપાનંદ. ૯. નાંતા (=નહોતા). નીકળ્યા ક્હો. ૧૦. ભાખિયૂ. –ભ્રંતી. મૂળ. નહીં અનકૂલ.

૧. ભક્તી. આસક્તી. ૨. સ્હે છે. કેવલ.

પોચ્ય કૂટતાં લાભ ન લેશ જી,
એ જ ઉગરે કેવળ ક્લેશજી; ૩

કઠણ સમઝવૂં તેહેવૂં કેહેવૂં જી.
વિવેક સાધન કઠણ જ લેહેવૂં જી. ૪

ઢાળ— લેહેવૂં કઠિણ સહુ રીત્યથી, જ્ઞાનમાં વિઘ્ન અપાર;
એ ઘૂણાક્ષર—ન્યાયેં સફળ કોકનેં કોઇ એક વાર. ૫

તે લાભ પણ વળિ તુછ્ચ જોતાં. મુક્તિ મૃત્યુ સમાન.
જે અસુર અરિભાવ્યેં મળ્યા, સમ ઠર્યૂં વૈર નેં જ્ઞાન. ૬

એ તત્ત્વ—ટું પણું તુછ્ચ લાગે, પ્રેમરસ પીનાર;
હરિ દે, ન લે, જલલવણ સરખી મુક્તિ માને ચ્યાર. ૭

ઢાકળા સરખી મુક્તિથી જન પ્રેત થાય પ્રસન્ન;
જે ભક્તિ-ઘેબર-ભોગિયા, તેહેનૂં ન માને મન્ન. ૮

નિત્ય સેવક સ્વામીભાવ વણ અન્યથા નથિ આનંદ;
પણ પય પચે માંજાર, પાયસ ના પચે રતિમંદ. ૯

પોતા સરીખો પ્રભુ કરે, પણ ન આપે નિજ ભક્તિ;
તેદયા-પ્રીતમ પ્રાણ પ્રિય, જેહેનેં દૃઢ સ્વરૂપાસક્તિ. ૧૦

૫૫. રૂડી રસાળી શ્રીહરિભક્તિ જી,
સકળશિરોમણિ વિશ્વે વ્યક્તિ જી; ૧

---

૩. ઉગરેં. કેવલ. ૪. કેંહેંવું. સાધન લેહેવૂં. ૫. લેંહવું. ધુણાક્ષર—. સફલ. ૬. વલિ. મ્રત્યુ. મલ્યા. ૭. તત્ત—. લાગેં. દે. લેં. માનેં. ૮. ઢોકલા. માનેં. ૯. પચેં. પાછળથી સુધારી 'પાયસાંન ના.' ૧૦. ભક્તી. દ્રઢ. —સક્તી. ૧. રુડી રસાલી. —ભક્તી. સકલ—. વ્યક્તી.

ભક્તિ–સુક્તાથી ભુવન પવિત્ર છો,
માધવ માને મનથી મિત્ર છો ૨

ભક્તિ વિના મ્હૌ સાધન શૂન્ય છો,
શ્રીભાગવતે ભાખ્યુ શુક સુન્ય છો ૩

ભક્તિરહિત આસુર તપ અત્ય છો,
ભવ–ભય–હેતુ ન લહે ગત્ય છો ૪

ઢાળ– ગતિ થાય નહિ ભક્તિ વિના, કોઇ કરો કોટિ પ્રયત્ન,
ભક્તિ સ્વરૂપ શ્રમ પરમ પદ, જ્યમ કોડી સાટે રત્ન ૫

પ્રાચીનબર્હિશ નૃપ્યે અગણિત યજ્ઞ વિસ્તરી જક્તિ,
તે થકી ઉલટો ભય થયો, હરયો નારદ દેઇ હરિભક્તિ ૬

ગૌદાની નૃગ નૃપ ભક્તિ વણુ થાટૂ પડ્યૂ કૃકલાશ,
ભક્તિ સહિત નદ્યે કરયા ગોદાન પુણ્ય બિલાશ ૭

વાસના ન ટળે યોગથી, જો હોય ભક્તિ–વિયોગી,
બહુ દિન સમાધિ ઊતર્યે કંઇ થઈ પૂછ્યૂ યોગી ૮

શૂ થાય અગણિત સાધન્યે વણુ ભક્તિ–સુંદર–શ્યામ ?
જો ભક્તિ છે તો કોઈ સાધન તણૂ છે નહિ કામ ૯

અજપા જપો, અણુહદ સુણો, પાપડા અધડા વ્યર્થ,
જન દયા–પ્રીતમ–કૃષ્ણુભક્તિ વિના ન સરે અર્થ. ૧૦

---

૨ માનૈં. ૩ શુન્ય. ભખ્યુ' –પાઠગથા 'ભાખ્યુ' કર્યુ છે ૪ –હેતૂ ૫ જક્તી પર્મ કોડી ૬ જક્તી. થો હરયા. નાર્દ. –ભક્તી. ૬ ગૌદાન. થવૂ કૃકલાશ ભક્તી ૭ ટળે હોય– સમાધી. ૯ છે' તો છે ૧૦ પાપડાં અધડાં –કૃષ્ણભક્તી સરે

૫૬. વ્યર્થ ભણ્યા ભક્તિ વણ વેદ જી,
રાવણ દીધો રઘુપતિ ખેદ જી. ૧
ભક્તિ વિના વંઠયો વૈરાગ જી,
જો નવ ઉપનો હરિ-અનુરાગ જી. ૨
ભક્તિ મણિ ને દીપક જ્ઞાન જી,
અભય સભય આદિ કરય માન જી. ૩
જેહેને જેહેની ઊપર સ્નેહ જી,
તેહેને ગણિયે તેહેનો દેહ જી. ૪

ઢાળ– દેહ તેહેનો તેહ જેહેને, હૃદે જેહેવું રૂપ;
ઉર જેહને સ્ત્રી ભકિત છે, તે જાણવા તદ્રૂપ. ૫
નહિ મોહ સ્ત્રીને સ્ત્રીથકી, છે માયા પણ સ્ત્રી-દેહ;
ભક્તને ન દમે ચ્યજા તે, સમઝવૂં કારણ એહ. ૬
પુંલ્લિંગ જ્ઞાન વૈરાગ, યોગાશ્રિત તત્સમ સોહે,
તે માટય પીડચ પ્રધાન દે છે, નારી નરને મોહે. ૭
ભવતારણ-નૌકા ભક્તિ, દારુ તુમ્બિ જ્ઞાનાદિક;
નાવ્યે સકળ સહજ્યે અભય ત્યહાં સ્વયપિ શ્રમ સહજ્યહીક. ૮
જ્ઞાનાદિ તજિ તન ઇંદ્રિયો કદિ તરે એકલા આપ,
દુખ દેઇને દૂર કરે, તેહને ઇંદ્રિયો દે શાપ. ૯
યોગીનું પણ મન માત્ર શુચિ, જો હોય દયાપ્રભુ ધ્યાન;
નખ શિખ લગી દુરગંધ તનુ, હરિ-સેવાવણ શબ માન. ૧૦

---

૧. ભક્તી. દીધો. ૨. ભક્તી. વઠયોં– ઉપનો ૩. મણી. ૩. આદી. ૪. તેહેંનો. ૫. હાંસિયામાં 'વે' ઉમેયું છે –જેનાથી "વે દેહ તેહેનો તેહ" વગેરે વંચાય. તેહેનો. ૬. દમેં. ૭ પુલ્લિગ. યોગશ્રીન દે છે. નારિ. ૮. ભક્તી. દારુ. તુમ્બિ જ્ઞાનાદીક. સકન. ૯. કરે. દે. શ્રાપ. ૧૦. યોગિનુ. સુચિ. હોંય.

૫૭. તારે સંગી સહુ હરિભક્ત જી,
જે કો આશ્રિત હોય જન-જક્ત જી. ૧
દેહ રસિક જે જીવને વળગાં જી,
હરિરસ વેળા ન કરે અળગાં જી. ૨
સહુ સહે ભુક્તે ભજનાનંદ જી,
આશિશ દે તન્નને ગોવૃંદ જી. ૩
અહાં પણ સેવા, અવર ન તૃષ્ણ જી,
પરલોકયેં પણ ભજવા કૃષ્ણ જી. ૪

ઢાળ— શ્રીકૃષ્ણની સેવા કરે, કર ચરણ દરશન ધાયે,
નેત્ર તો નટવર-છબ નિહાળે, શ્રવણ કૃષ્ણ-કથાયે, ૫
વરનન કરે વાણી હરિ-ગુણ, પદ-કમળ મન ધ્યાન,
ઘ્રાણનેં પુષ્પ, પ્રસાદિ તુલસી, ચરણોદક સુખપાન, ૬
શિર નમે હરિ ગુરુ સંત, ડંડવત સરવાંગ્યેં પરણામ,
સહુ સમરપી દાસ થૈ માગે, ભક્તિ સુંદર-શ્યામ. ૭
ભક્તિનું ફળ ભગવંત નિજ, જ્ઞાનાદિનૂં ફળ મોક્ષ;
રસિકનેં રૂપ રસાળ પ્રિય, નિરવાણ ન રુચે રૂક્ષ. ૮
એ ભક્તિના બે પુત્ર છે, જ્ઞાન વૈરાગ્ય કહાવે;
જ્યહાં ગાય ઘરમાં આવિ સહેજ્યેં વત્સ ચાલ્યા આવે. ૯
કરતવ્ય કશું તેહેનેં નથી, મળિ પ્રેમભક્તિ અનૂપ;
જન દયા-પ્રીતમ-કૃષ્ણમનમોહની રાધારૂપ ૧૦

---

૧. આશ્રીત ૨. વળગાં ૩. વેળા કરે અળગાં. ૩ દે. ગોવંદ. ૪. ત્રષ્ણ. કૃષ્ણ. ૫ કરે. ધાયે તે. નિહાળે. કૃષ્ણકથાયે. ૬. કમળ. ઘ્રાણનેં. પુરપ. ૭. નમે. માગે. -શ્યામ. ૮. ભક્તીનુ ફળ. રૂપ. રસાલ. રુક્ષ. ૯. ભક્તોના ઘરમાં સહેજ્યે આવે. ૧૦. મળિ. -મનની. -કૃષ્ણ-.

૮. શિષ્ય બોલિયો સુણિ શુચિ વાણી જી.
શુરુ, ભક્તિ સહુથિ વખાણી જી ૧
તે ભક્તિનૂ કહો મુને રૂપ જી,
અગ અધિકારી ભૂષણ અનૂપ જી. ૨
શ્રીગુરુ બોલ્યા સાભળ્ય, તાત જી,
કહું વિસ્તારી પૂછી વાત જી ૩
પ્રેમસહિત છે દશધા ભક્તિ જી,
વ્યસન પછી, પેહેલી આસક્તિ જી ૪

ઢાળ— આસક્તિ રાખી શ્રવણ કરય, છે શ્રવણ પેહેલી ભક્તિ,
કિરતન, સ્મરણ, પછિ પાદસેવન, અરચન, વ દન વ્યક્તિ, ૫
દાસત્વ ભક્તિ, સખ્યતા, આત્મનિવેદન નામ,
તે ઉપર દશમી પ્રેમભક્તિ, અતિપ્રિયે ઘનશ્યામ ૬
પરીક્ષિત શુક પ્રહ્લાદ શ્રી પૃથુ અક્રૂર ને હનુમાન,
અરજુન બલિ શ્રીગોપીજન અનુક્રમ્યે ભક્તિદાન ૭
તે ઊપર આવે આસક્તિ, પછિ વ્યસનાવસ્થા થાય,
તે ઊપર તનમયતા ખરી, વળતી ન કાંઈ કહેવાય ૮
પ્રેમની અવસ્થા ચ્યાર છે, આસક્તિ ત્રણ્ય વિવેક,
છે વ્યસનની બે અવસ્થા, પછિ તનમયતાની એક. ૯

---

૧ સુચિ 'ગુરુ' બેવાર છે, બિનજરૂરી —ભક્તી ૨ ભક્તીનૂ કહો ભુષણ ૩. સાંભલ્ય ૪ ૭ ભક્તી પેહેલી ૫ પેહેલી ભક્તી વ્યક્તી. ૬ ભક્તી આત્મા— —ભક્તી ઘનશામ. ૭ પરિક્ષત પ્રથુ અક્રુર. બલી —ગોપિ—. ભક્તી— ૮. આસક્તી વનતી કહેવાય ૯ પ્રેમનિ ઉ છે બે

એ દશ અવસ્થા થઈ તેહેનાં પ્રકટ ભાખૂં નામ;
જન દયા–પ્રીતમ–કૃષ્ણહેતુ ભોગવી છે વ્રજવાસ. ૧૦

૫૯. દગરુચિ સ્મૃતિ અભિલાખુદ્વેગ જી,
પ્રેમ અવસ્થા એ ચો નેગ જી. ૧
આસક્તિ વ્રિવ્યાધિ પ્રલાપ જી,
ઉનમાદ–સ ત્રીજી આલાપ જી. ૨
વ્યસન અવસ્થા જડતા એક જી,
અપર મુરછના રહિત વિવેક જી. ૩
તનમયતાની અવસ્થા એહ જી,
મૃત્યુસદશ પણ છુટે ન દેહ જી. ૪

ઢાળ— દેહ છૂટે નહીં, એ દશ અવસ્થા કહેવાય;
જો વિસ્તારી વરનન કરૂં તો, ગ્રંથ વાધી જાય. ૫
જળ-સ્વાતિ ચાતક પ્રેમ છે, આસક્તિ ચંદ્ર ચકોર,
છે વ્યસન વારિ મત્સ્ય, ત્રણુય ઉદાહરણના ઠોર. ૬
હવાં કહું અતિસંક્ષેપ શ્રવણાદિક ક્રમ કરિ મ્હાત્મ.
અણુ માત્ર અંતર ઊતરે તો પ્રસન થાય પરમાત્મ. ૭
એક વાર નામ કરણ વિપે શ્રીકૃષ્ણ પડતાં માત્ર,
જ્યમ શરદ સંગ્યે જળ અમળ, ત્યમ સદ્ય શુચિ જન ગાત્ર.૮
હોય સ્વાદ તદપિ દીક્ષિતનો અધિકાર તેહેને થાય;
શ્રીભાગવતમાં કહ્યૂં છે, જો કદી શંક ભરાય. ૯

---

૧૦. –હિતુ ૧. દ્રગરુચિ. ચો. ૨. આસક્તી. ત્રી–. ૫. છુટે નહી. કહેવાય. ૬. જલ–. છે. છે. વારી મત્સ. ૭. શ્રવણાદીક, તો. ૮. સદ–. જલ. અમલ. સુચિ. ૯. તદપી. દિક્ષનો.

વળિ વદ્યાં શ્રીમહાલક્ષ્મીજી શ્રવણુ–મ્હાત્મ અપાર,
જન દયા–પ્રીતમ–કૃષ્ણુ એટલૂં સાંભળ્યૂં એકેવાર. ૧૦

૬૦. જપ ગાયત્રી કોટી એક જી,
દાન સોળ સ્હેં સહિત–વિવેક જી. ૧
ક્રતુ શત કોટી કરયા અવેધ જી,
સહસ્ર કરયા તેણ્યેં હયમેધ જી, ૨
પરિક્રમ ભૂ પંચ લાખ હજાર જી
કરી તેણ્યેં જાણો શત વાર જી, ૩
સુણ્યુ એક જેણ્યેં હરિનૂં નામ જી,
વચન રમાનૂં સહુ શ્રુતિધામ જી. ૪

ઢાળ— શ્રુતિ શિખરનૂં સિદ્ધાંત કલિ શ્રીકૃષ્ણુ કિરતન સાર,
જે થકી વણુશ્રમ અગમ ભવ તરિ સરવ પામે પાર. ૫
કલિકાલ મહદાશૂચ, નહિ કો કર્મનો અધિકાર;
શ્રીકૃષ્ણુ–નામ અડે નહીં, આનંદમય ઉચ્ચાર. ૬
સાધન સકળ શિર મુકુટમણિ શ્રીકૃષ્ણ અપર સ્વરૂપ;
હરિ થકી પણુ બળ અધિક, કરુણાવંત અભય અનૂપ. ૭
મહાપાપ અકથિત તાપ અખિલ સમૂળ ભસ્મીભૂત
કરિ કરે પરમાનંદ પ્રિય, હરિ–નામ પાવન પૂત. ૮
મનકામના પરિપૂર્ણ, ચિંતામણિ–અધિકૂં એહ;
મુખ રટણુ નિશદિન કરચેં હરિ મળશે, નથી સંદેહ. ૯

---

૧૦. શ્રીમહાલક્ષમીજી. ક્રષ્ણુ. એટલૂ. સાંભલ્યૂં.
૧. સોલસ્હેં. ૨. સહસ્ત્ર ૩. કરિ. જાણો. ૫. પામેં. ૬. નહી. ૭. સકલ. શ્રીક્રષ્ણુ બલ. ૮. સમૂલ. કરેં. –પ્રીય. ૯. –પુર્ણ, –મણી. મલશે.

મહા અધમથી પણ અધમ, જેહેની નહીં ગતિ કે કાળ,
ગતિ તેહની કરતા દયા—પ્રભુ નામ શ્રીગોપાળ. ૧૦

૬૧. કૃષ્ણ કહે કે એક જ વાર જી,
તેહેના મ્હેમાનો નહિ પાર જી. ૧

ગંગાદિ સ્હૌ તીર્થ મહાન જી,
કલ્પ ત્રિશત લગિ કરતાં સ્નાન જી. ૨

શુચિ જેહેવૂં તે થકિ હોય ગાત્ર જી,
તેહેવૂં શુચિ એક હરિવચ માત્ર જી. ૩

હરિ જસ હેતેં ગાય જ્યહાં દાસ જી,
સકળ તિરથનો ત્યહાં જ નિવાસ જી. ૪

ઢાળ— છે નિવાસ તીર્થ અખિલનો હરિચરણપંકજ માંહેં;
તે આપોઆપે ઊભા રહે, જન ગાય ગુણ નિજ જ્યહાંહેં. ૫

હરિસ્મરણ કરતાં માત્રમાં બંધન ટળે સંસાર;
આનંદમંગળ નિત્ય નિર્ભય, પુણ્યનો નહિ પાર. ૬

શ્રી લાભજય જશ શુભ સકળ હોય, અમંગળ ટળિ જાય;
તે સમય સહુ સવળૂં વિમુખ દુખ, યદા હરિ સમરાય. ૭

ભય કંસ, દ્વેષે ચૈદ્ય, કુબ્જા સ્મરણ—હરિ સ્મરભાવ,
તદપિ થયૂ શિવ, તો કહે, કો સ્નેહસ્મરણ—પ્રભાવ ? ૮

---

૧૦ કાલ. શ્રીગોપાલ
૧ કૃષ્ણ ૨ ગંગાદી. નિર્થ. ૩ હેય. ૫. છે નિરં અખીલનો. ૬. કરતા. ટલે. —મંગલ. પુન્યનો ૭ સકલ. અમંગલ ટલિ. સવલૂ. ૮. દ્વેશેં. તદપી. તોં કહે.

સ્વસ્ત્યષ્ટકોણ ને જાંબુ જવ પવિ ધ્વજ સુઊરધ-રેખ,
અંકુશ અંબુજ દક્ષિણાંઘ્રિ નવ, ન ન્યૂન વિશેષ. ૭

મત્સ્ય ત્રિકોણ ધનુષ-મઘવા કળશ મંડળ નામ,
ગોચરણ ને અધ ચંદ્રમા, છે લક્ષ્મ સત પદ વામ. ૮

લીલા-કમળ કર ફેરવે, ભવ-રમણ-હેતુ જેહ;
ઇત્યાદિ સાભિપ્રાય સહુ ધરિ વસ્તુ હરિજન-નેહ. ૯

એ રૂપનું ચિંતન કરયેં ઉર વસે એ જ સ્વરૂપ;
જન દયા-પ્રીતમ શ્રીપુરુષોત્તમ અખિલ વ્રજના ભૂપ. ૧૦

૬૪. કૃષ્ણચરણમાં મન એક વાર જી
જો દીધું મંદ્ધે અવતાર જી, ૧

તો સ્વપને યમદૂત ન જોય જી,
પ્રકટ પેખવા ક્યહાંથી હોય જી. ૨

સદા કરે ચિંતન પ્રભુ કેરૂં જી,
તે જન દામોદરનૂં ડેહેરૂં જી. ૩

સહજ સદા શ્રીજીમાં મન્ન જી,
સકળ સફળ પૂરણ સાધન્ન જી. ૪

ઢાળ— સાધન્ન પૂરણ સ્નેહ સહિત જો બણે શ્રીહરિસેવા.
તે અન્ન સરવે મંદ, દિનકર ઉદે દીપક જેહેવા. ૫

---

૭. અંકૂશ. દક્ષણાંઘ્રી. ૮. મત્સ ત્રી-. ધનુષ... કલશ. મંડલ. છે.
૯. -કમલ. -હેતૂ. ૧૦. રૂપનૂ.
૨. તો. હોય. ૩ કરે. ૨. સકલ સફલ. ૫. બણે.

શ્રુતિ કુંડળ ઝળક કપોળમાં, વેલિયૂં વારૂ સોહે,
મુખ પર અલક-લટ વાંકડી, મનમથ્થનૂં મન મોહે. ૮

ચારુ ચિબુક ચોરે ચિત્ત, અમૃત—વચન લટક નિહાળિયેં.
શશી શરદ પૂરણ કોટિ કંદ્રપ મોહન—મુખ પર વારિયેં. ૯

તાંબોલ-લાલી, કુંદકલિ-દ્વિજ, અધર—ઓપ અનૂપ;
જન દયા—પ્રીતમ કૃષ્ણ અલબેલોજિ આનંદરૂપ. ૧૦

૬૩. દુલરી-કંઠે નિરમળ મોતી જી,
કૌસ્થુભમણિની ઝળહળ જ્યોતી જી. ૧

વિશાળ વક્ષસ્થળ હરિ ભવ્ય જી,
ભૃગુપદ શ્રીવત્સલક્ષ્મ અસવ્ય જી. ૨

કટિ કૃશ પીતાંબર—પટ ભ્રાજે જી,
રશના તે ઊપર અતિ રાજે જી. ૩

મણિ મુકતા કંચન સક શ્યામ જી,
વૃંદા-વનમાળા રતિ-દામ જી. ૪

ઢાળ— રતિદામ વિઠુલ—વૈજયંતી, અંગદ ભુજ અતિરૂપ;
કર કંકણ, કંચન—મુદ્રિકા, મણિ મોરલી અત્ય અનૂપ. ૫

વર વાગો, અદ્‌ભુત ઉપરણો, નેપુર ઝમક જુગ પાય;
ચારુ સ્નિગ્ધ પટ દશ તે તલેં, ધરે ધ્યાન યોગીરાય. ૬

---

८. -कुंडल. झलक. सोहें. मोहें. ९. अमृत-. निहारियें. ससि सर. वारियें. १०. कंबु.

१. निरमल. झलहल. २. विशाल वक्षस्थल. भृगुपद. ३. कट. पितांबर. भ्राजें. राजें. ४. काम. वृंदावन माला. मोरलि. ६. वागो. उपरणो. सरें.

સ્વસ્ત્યષ્ટકોણુ ને જાંબુ જવ પવિ ધ્વજ સુઊરધ-રેખ,
અંકુશ અંબુજ દક્ષિણાંઘ્રિ નવ, ન ન્યૂન વિશેષ. ૭

મત્સ્ય ત્રિકોણુ ધનુષ–મઘવા કળશ મંડળ નામ,
ગોચરણુ ને અધ ચંદ્રમા, છે લક્ષ્મ સત પદ વામ. ૮

લીલા–કમળ કર ફેરવે, ભવ–રમણુ–હેતુ જેહ;
ઇત્યાદિ સાભિપ્રાય સહુ ધરિ વસ્તુ હરિજન–નેહ. ૯

એ રૂપનું ચિંતન કરયેં ઉર વસે એ જ સ્વરૂપ;
જન દયા–પ્રીતમ શ્રીપુરુષોત્તમ અખિલ વ્રજના ભૂપ. ૧૦

૬૪.

કૃષ્ણુચરણુમાં મન એક વાર જી
જો દીધું મહે અવતાર જી, ૧

તો સ્વપને યમકૃત ન જોય જી,
પ્રકટ પેખવા કૃષ્ણુંથી હોય જી. ૨

સદા કરે ચિંતન પ્રભુ કેરૂં જી,
તે જન દામોદરનૂં ડેહેરૂં જી. ૩

સહજ સદા શ્રીજીમાં મન્ન જી,
સકળ સફળ પૂરણુ સાધન્ન જી. ૪

ઢાળ— સાધન્ન પૂરણુ સ્નેહ સહિત જો બણે શ્રીહરિ-સેવા.
તે અન્ય સરવે મંદ, દિનકર ઉદે દીપક જેહેવા. ૫

---

૭. અંકૂશ. દક્ષણાંઘ્રી. ૮. મત્સ ત્રી–. ધનુષ... કલશ. મંડલ. છે.
૯. –કમલ. –હેતૂ. ૧૦. રૂપનૂ.
૨. તોં. હોય. ૩. કરેં. ૨. સકલ સફલ. ૫. બણેં.

સાધન અવર શિવ આપણું, પણ શ્રીજીને શું સુખ?
શુશ્રૂષામાં ઉભય આનંદ, માટય ભજન જ મુખ્ખ. ૬

સરવાત્મભાવ પ્રભુ સુણી કયમ થાય એ અભિલાષ,
સેવાનું ફળ સેવા જ ઇચ્છે, સુખ અવર નહિ આશ. ૭

મન લોક વેદની લાજ નહિ, એક કૃષ્ણ પિયુશું પ્રેમ.
પતિની પ્રસનતા સાધવી, અચલિત ઉર એ નેમ. ૮

માનસી સેવા મુખ્ય પણ મન વ્યસન ઉપજ્યેં થાય,
ત્યહાં સાધન–બળ પોહોંચે નહીં, ફળ કૃપા જો ગુરુરાય. ૯

સેવા ન કૂહાવે સ્નેહ વણ, પૂજન્ન વેદ ૧પ્રમાણ,
લહિ દયા–અભુમય જક્ત સહુ સંતોષ અરચન જાણ. ૧૦

૬૫. હરિનૂં પૂજન સહુ સંતોષ જી,
તે મહાસેવા વૈષ્ણવ–તોષ જી. ૧

શ્રીહરિ શ્રીગુરુ સંત સમાન જી,
જ્યમ ત્રયગંગા ત્યમ અનુમાન જી. ૨

જન્મ ધરી એકો જ પ્રણામ જી,
જેણે કીધો સુંદર–શ્યામ જી, ૩

તેથી ઓછા દશ હયમેધ જી;
સંસૃતિ છૂટે નહિ એ વેધ જી. ૪

૬. 'સશ્રૂશ્રપામાં' (સુધારેલું છે). મુખ્ખ. ૭. પ્રભૂ. અભિલાશ. ફલ ઇછે. ૮. –વેદનિ.
કૃષ્ણ. અચલીત. ૯. –બલ. નહીં. ફલ કૃપા. ૧૦. કૂહાવેં.
૧. હરિન. ૩. કીધો. –શ્યામ.

ઢાળ— વેધ તો સર્વ નિષેધ નમન્ચેં, માયા કાળ ન ત્રાસ.
જે પ્રણામી શ્રીકૃષ્ણનો, નહિ જનની જઠર નિવાસ. ૫
કેમ વચન મન હરિ નમન કરતાં સકળ સાધન પૂર્ણ,
'હરયે નમઃ' મુખ ઉચ્ચરયેં ચોવિધી પાતક ચૂર્ણ. ૬
શુભ કીર્તિ કેરી અવધિ જગ શ્રીકૃષ્ણ કાહાવ્યો દાસ,
સૌભાગ્ય સઘળૂં દાસ્ય-પદમાં રહ્યૂં પૂરી વાસ. ૭
સૌભાગ્યનૂં લેખૂં નહીં, વ્રજભક્ત પરમ પવિત્ર,
જે તણા પૂરણ બ્રહ્મ પરમાનંદ અચ્યુત મિત્ર. ૮
અરજ્યુન ઉદ્ધવ ધ્રુહ નૃપ સુગ્રીવ સખા જગખ્યાત,
પણ સખ્યતા વ્રજવાસિજન હરિ, વિલક્ષણ ખ્હો વાત. ૯
આત્માસહિત સહુ અરપિને સેવે સતત થઇ દાસ,
જન દયા–પ્રીતમ કૃષ્ણ વણ આશા ન કયહુ વિશ્વાસ. ૧૦

૬૬.
આત્મનિવેદન જેણેયેં કીધૂં જી,
પદ પરમાનંદ જીતી લીધૂં જી. ૧
ચિંતા સઘળી પ્રલે પામી જી,
પતિ પુરણાનંદ શિર પર સ્વામી જી. ૨
સરવાત્માભાવ્યે પિયુ ટેહેલ જી,
વિધિ નિષેધની છૂટી ગેલ જી. ૩
સહજ પતિશૂં પ્રકટ્યો પ્રેમ જી,
શાંતિ પામે સરવ્યે નેમ જી. ૪

૫. કાલ શ્રીક્રષ્ણનો. જનનિ–. ૬. સકલ. ચોવિધી ૭. કિર્તિ. શ્રીકૃષ્ણ. સઘરૂં. ૮. નહી. ૯ ઉધવ સુગ્રિવ ૧૦. સેવે. કૃષ્ણ. કયહુ.
૨. સરની ૩. ટેહેલ ગેંલ. ૪. પતીશૂં. પ્રકટ્યોં. શાંતી. પામે.

ઢાળ— સ્હૌ નેમ નાસે પ્રેમ પ્રકટચે'. અનાદિ એ રીત્ય.
તે અનુભવ્યો રસ ગોપીજન : પળ પળ્યેં નૂતન પ્રીત્ય. ૫
આહીર અબળા અધમ જાતિ સકળ-સાધન-હીન;
અહો પ્રેમબળ જે અજિત ઈશ્વર તે તણેં આધીન. ૬
એક પ્રેમ આસક્તિ વ્યસન તનમયપણું મળિ ચ્યાર,
એ સ્નેહ કેરી અવસ્થા, કાંઇ કહ્યું બીજી વાર. ૭
તન તપે બહુ જ વિયોગથી, રતિ તેની તે અતિ ભિન્ન.
એ પ્રેમલક્ષણ કહ્યું કિંચિત, ત્યાંનું ત્ય્હાં રહે મન્ન. ૮
એક વાર આખા દિવસમાં વણ મળ્યે નવ રેહેવાય,
કદિ ના મળે તો વિકલ થાય, આસક્તિ એ કહેવાય. ૯
ઉર પરસ્પર વીધાય, નવ ખશિ શકે કો અણુમાત્ર,
જન દયા-પ્રીતમ કૃષ્ણ કરુણા તે વ્યસન રસપાત્ર ૧૦

૬૭. અતિ દુર્લભ છે એહેવી ભક્તિ જી,
જેહેની દાસી ચ્હારે મુક્તિ જી. ૧
આચરણ વય વિદ્યા રૂપ કોય જી,
ધન જાતિ બળ હરિ નવ જોય જી. ૨
રાધાવર ભક્તિરસ ભીંજે જી,
નિરમળ રતિ પાખ્યે નવ રીઝે જી. ૩

---

૫. અનાદી. અનુભવ્યો. ગોપિ-. પલ પલ્યે'. ૬ અઅલા જાતી. સકલ-
-બલ. ઈશ્વર ૭ આસક્તી મલિ ગ્યો ૮ તેનિ કિંચિત. ત્યાંનુ મલ્યે'.
મળે તો ૧૦. સકે. અણુ-. -કૃષ્ણ-.
૧. ભક્તી. મુક્તી. ૨. રુપ. જાતી. બલ ૩ ભક્તી-. નિરમલ. રીઝેં.

પારધિ ક્યહાં આચરણુ પ્રતિપાળ જી,
વય ક્યહાં હુતું ધ્રુવજી બાળ જી? ૪

ઢાળ— ધ્રુવ બાળ, ગજ વિદ્યા કશી, કુબજ્યા હતું ક્યહાં રૂપ?
ધન સુદામાને ક્યહાં હતું? વિદુર શી જાતિ અનૂપ? ૫
પુરુષાર્થ શું ઉગ્રસેનમાં નિરખિયું નંદકિશોર?
રીઝિયા કેવળ ભક્તિથી, એક એ જ હરિ ચિતચોર. ૬
હરિભજનમાં પ્રતિકૂળ હોય તેહને તજ્યે દોષ ન કોય,
જનની જનક સુત ભ્રાત ભરતા ગુરુ આદિક કદિ હોય. ૭
માતા ભરત, પ્રહ્‌લાદ પિતુ તજ્યો, ઉગ્ર સુત મતિવક્ર,
બંધુ વિભીષણુ, કાંત ઋષિપત્નિયો, બલિ ગુરુ શુક્ર. ૮
તે પરમ પ્રિય પરમાણુવા, જે ભજાવે ભગવંત,
શત્રુ સરસ તે સમઝવાં, પ્રભુથી ચળાવે ચ્યંત. ૯
સ્હુલ્યમાં પડી ચતુરાઇ સ્હૌ, અવગુણુ સમઝય ગુણુ જેહ,
જન દયા-પ્રીતમ કૃષ્ણુશું જો નથી સાચો સ્નેહ. ૧૦

૬૮. તેજસ્વી હોય સૂર્ય સમાન જી,
ગણુપતિ સરખો મહામતિમાન જી, ૧
આનંદદાતા શીતળ સમ ચંદ્ર જી,
વૈભોગી તો બીજો ઇન્દ્ર જી, ૨

---

૪. –પ ન. બાલ. ૫. બાલ. ૬. રીઝીયા કેવલ. ૭ પ્રતિકૂલ હોય. ૮. તજ્યોં, બધૂ વિભિષણ –પત્નિયો. ૯ ભજાવે શત્રૂ ચલાવેં. ૧૦. પડિ. કૃષ્ણશું સાચોં.
૧. હેય. સુર્ય. મ્હામતિ–. ૨. શીતલ. તોં.

દ્રવ્યવંત તો તુલ્ય કુબેર જી,
અચળેપણામાં તુલના મેર જી, ૩
રૂપવંત તો જેહવો કામ જી,
અરજુન સરખો ધીર સંગ્રામ જી, ૪

[ઢાળ–] સંગ્રામવાદે સુરગુરુ સમ, જનક જ્ઞાન્યેં પૂર,
દેવી ક્ષમા સરખો ક્ષમી, મુનિ–રોમહરષાચૂર, ૫
નૃગ કરણ સમ દાનેશ્વરી, ગંભીર સિંધુસમાન,
વિક્રમ સરીખો યશસ્વી, સત્યવાદી શિબિ નળ માન, ૬
કવિ શુક્ર સમ, ધરમી યુધિષ્ટર, વાયુ સમ બળવંત,
સમ સિદ્ધ સહસાર્જુન, ઇત્યાદિક સુગુણ અનંત. ૭
સદકુળ જનમ, સદકર્મ લક્ષણ, ન્યૂન નહિ કશી વસ્ત,
એક શુદ્ધ ભક્તિપ્રેમ વ્રજપતિ વિના સહુ શ્રીઅસ્ત. ૮
ચો ચૌદ પટ નવ અષ્ટદસ ભણિ કરયું સઘળું ટોળ,
શ્રીકૃષ્ણભક્તિ નથી તો સમજવો દ્વિજ ચંડાળ. ૯
નહિ વેળુ પીલ્યેં તૈલ કદિ, જળ મથ્યેં નવનીત ન્હોય,
ત્યમ દયા–પ્રીતમ કૃષ્ણભક્તિ વિના ભદ્ર ન જોય. ૧૦

૬૯. સ્પર્શમણિનું પૂર અભિરામ જી,
ચિંતામણિમય રચિયું ધામ જી, ૧

૩. તો. કુવેર. અચેલ–. ૪. જેહેવો. ધિર. ૫. –ગુરૂ–. ૬. સત્યવાદિ. ૭. બલવંત સહસ્ત્રાર્જુન. ઇત્યાદીક ૮.–કુસ કશિ. ભક્તી–. ૯. ચો. સઘલૂં. ટોલ. શ્રીકૃષ્ણભક્તી. તો. ચંડોલ. ૧૦. વેલુ જલ. નવનિત. કૃષ્ણ ભક્તી. ૧. –મણીનૂં. પુર રચિયૂં.

કામધેનુ ઘેર અક્ષયપાત્ર જી,
વાડય વાટિકા સુરદ્રુમ માત્ર જી, ૨
નવગ્રહ–સિદ્ધિ સહુ આધીન જી,
સહુ જગ જેહેની આગળ દીન જી, ૩
જો નથિ ભક્તિ–નંદકુમાર જી,
તો એ પામ્યૂં સહુ ધિક્કાર જી. ૪

ઢાળ— ધિક્કાર ઇત્યાદિક સકળ મળ તુલ્ય લહે હરિભક્ત;
જે ભૂલ્યા સકળ પ્રપંચ દ્દઢ, શ્રીકૃષ્ણરૂપાસક્ત. ૫
જ્યમ જીવે ફણિ મણિ જોઇને, જળમગ્ન જીવે મચ્છ,
તે વિના પ્રાણ ટકે ન ક્ષણ, એહેવી અનન્ય પ્રીતિ સ્વચ્છ. ૬
નવધા ખરી, પણ પ્રેમભક્તિ તણું બળ છે અત્ય;
તે વિના રસિકચૂડામણિ હરિ વશ ન થાય એ સત્ય. ૭
જ્યમ પુષ્પ નાના–જાતિ પર ટકિ મધુપ લે ક્ષણ ગંધ,
પણ કમળ વણ બંધન ન કયહું, એમ સમઝય ઉભય સંબંધ. ૮
જીતે અજિત, બાંધે અબધ, બળપાશ અતિશયપ્રેમ,
હરિ ક્રીડામૃગ પ્રેમી કરચા, ભૂલવ્યા વચન-શ્રુતિ નેમ ૯
કદિ ત્રુટે વજ્રની શૃંખલા, પણ પ્રણયપાશ ન ત્રૂટે,
જ્યહાં દયા–પ્રીતમ કૃષ્ણને મન બેહુનૂં બળ ખૂટે. ૧૦

---

૩. –સિદ્ધી. આગલ. ૪. ભક્તી તો. ૫. સકલ. મલ. દ્દઢ. શ્રીકૃષ્ણ–.
૬. જીવેં. જલમગ્ન. જીવેં મત્સ. સ્વચ્છ. ૭. –ભક્તી. બલ રસિકચુડામણી.
૮. પુસ્પ. ક્ષણું. કમલ. ૯. જીતેં. બાંધે. બલ–. ક્રિડામ્રગ. ભુલવ્યા.
૧૦. વજ્રનિ. ત્રૂટેં. કૃષ્ણને. બલ ખૂટેં.

૭૦. શિષ્ય વદ્યો: શ્રીગુરુ, મુને કહિયે જી,
એહેવી ભક્તિ તે ક્યમ લહિયે જી? ૧
તેહનો છે કાંઇ સરળ ઉપાય જી,
દુર્લભ વસ્તુ પ્રાપતિ થાય જી? ૨
શ્રીગુરુ બોલ્યા વચન અભંગ જી:
ઉપાય એહેનો એક સતસંગ જી. ૩
કૃષ્ણ-કૃપાયેં તે પણ લાધે જી,
પછિ પદ, તેહેના નિત્યારાધે જી. ૪

ઢાળ— આરાધના શ્રદ્ધા સહિત દીનતા મનમાં લાવે,
જોઇ કૃપા ઉપજે ભક્તને તવ પ્રેમ-ભક્તિ આવે. ૫
તે વેશધારી ઘણા, પણ અનુભવી વિરળ જ હોય,
જે તાદર્શી કેહેવાય, દરશન થતાં અઘ દુખ ખ્હોય. ૬
તે તણાં લક્ષણ, સુણ્ય, કહૂં, જે કહ્યાં શાસ્ત્રપુરાણ:
પ્રભુ પ્રાણાધિક જેહેને પ્રિયે, પ્રભુને અધિક તે પ્રાણ, ૭
શ્રીમદાચાર્યનો દૃઢાશ્રય ઉર, અન્યાશ્રય નહિ નામ,
નિરપેક્ષ, વરજિત કામ-લોભ્યેં, સેવે સુંદર-શ્યામ, ૮
માત્સર્ય રહિત વિરક્ત, તત્પર સદા પર-ઉપકાર,
હોય વ્યસન સેવા કથા કિરતન સતત નંદકુમાર, ૯
શુભ સત્ય મિષ્ટ સુહિતકરણ વાચક વદે હરિયુક્ત,
જન દયા-પ્રીતમ-કૃષ્ણ-વલ્લભ સંત જીવન્મુક્ત. ૧૦.

---

૧ ભક્તી. ૨. તેહેનો. સરસ. એહેનો. ૪. કૃષ્ણકૃપાયેં. નિત્યારાધે.
૫. કૃપા. -ભક્તો. આવે. ૬. નૃમતી. હોય તાદશી કેહેવાય. ૭. પ્રિયે.
૮. શ્રીમદાચાર્યનો દ્રઢા-. નિપેક્ષ. -શ્રામ. ૧૦. વદે. -કૃષ્ણ-. જીવન-.

૭૧.　તે ભગવદીય-દાસાનુદાસ જી,
થાતાં ઉર હોય ભક્તિ-નિવાસ જી.　૧

સતસંગતનૂં મ્હાત્મ અપાર જી,
હરિ મળવાનો સત્યુપચાર જી.　૨

ઉદ્ધવ પ્રત્યેં શ્રીહરિ-વાણી જી,
તે કહું કિંચિત ઇહાં વખાણી જી :　૩

ઉદ્ધવ, મુજનેં ન રોધે યોગ જી,
સાંખ્ય, ધર્મનાં કર્મ-પ્રયોગ જી,　૪

ઢાળ— ન પ્રયોગ, ન સ્વાધ્યાય, તપ દક્ષિણા દાન ન ત્યાઃ
વ્રત નેમ યમ તીર્થાટણેયેં ન રોધાઉં નાના યાઃ

રોધાઉં નહિ વેદાધ્યયન—આદિ વિના સતસંઃ
વણુ ધર્મસાધન થાઉં વશ હું, જો સુસંગ્યેં રંઃ..

બહુ દૈત્ય રાક્ષસ ખગ સમૃગ ગાંધ્રવ અપછરા નાગ,
જન સિદ્ધ ચારણુ વિદ્યાધર ગુહ્યક કપિ સદરાગ, ૭

---

હાથપ્રતમાં પા ૩૧ થી ૬૯ (અ) સુધીમાં ૭૦ પદ ઉતારેલાં છે. ત્યાં સળંગ લીટી બાંધેલા ગુજરાતી અક્ષરોમાં "પાછળ આંહાંની સાંધણી આ ગ્રંથના પ્રારંભની પછવાડે પાના ૨૫ા મુકીને પાન ૬ થી લખી છે તાંહાંથી વાંચજો। ઇકોતેરમા પદ થકી છે।।" અને પા. ૬ (બ) ને મથાળે નાગરી અક્ષરોમાં "।। સાંધણી પાને ૬૯ મેથી રસીકવલ્લભગ્રંથની ।।" એમ નોધવામાં આવ્યુ છે. આ બને લિપ્યક્ષરો કવિ દયારામના હાથના છે.

૧. ભગવદિ દાસાનંદાસ. હોંય. ૨. મલવાનોં. ૩. કહુ કિંચીત. ૪. રોધેં. ૫. દક્ષણા. તિર્થાટણેં. રોધાઉ. ૬ આદી. હુ. ૭. સમ્રગ. કપી.

સ્ત્રી વૈસ્ય શૂદ્રનેં અંત્યજ જાતિ, રજ તમ પ્રકરતી અપાપ,
તે તે અરવ મુજ પામિયા કેવળ સુસંગ–પ્રતાપ. ૮
તે કાંણુ કાંણુ કહૂં, સુણો, પ્રહલ્લાદાદિક બલિ ભૂપ,
વૃષપરવા વૃત્રાસુર બાણાસુર તરયા ભવકૂપ. ૯
હનુમાન સુગ્રીવ અંગદાદિક, તથા જાંબૂવાન,
તે સહુ દયા પ્રભુ પદ લહ્યૂં, સતસંગ શક્તિ મહાન. ૧૦

૭૨. ગજ સગ્રાહ નેં ગિધ ખગજાતિ જી,
વ્યાધ વળી કુબજા જગખ્યાતિ જી, ૧
યજ્ઞપત્નિયો સહુ વ્રજગોપી જી,
ભક્તમણિ સતસંગ્યેં સ્થાપી જી; ૨
પ્રકટયો ઇત્યાદિક હરિ–રંગ જી,
પ્રભુ પામ્યાં કેવળ સતસંગ જી. ૩
સંગ સંતનો વ્યર્થ ન જાય જી,
અલ્પમાત્ર પણુ અતિ ફળદાય જી. ૪

ઢાળ— ફળ અતિ સહજ સતસંગથી, તરિયો અજામિલ પાપી,
સુત–નામં નારાયણ ધરાવી, મુક્તિ મુક્તિ આપી. ૫
પત્તન વીથી ઉદ અતિ અશુચિ જ્યહાં મળ્યૂં જઇ જળગંગ,
ગંગા થયૂં છે સહજ સદ્ય જ, જો બળ મહદ પ્રસંગ. ૬

---

૮ વૈષ્ય શુદ્ર જાતી કેવલ ૯ વ્રષપરવા વત્રાસુર ૧૦ સુગ્રિવ જાંબુવાન.
૧ ખગજાતી વળી. –ખ્યાતી ૨. –પત્નિયોં –મણી ૩. કેવલ.
૪. ફલદાય. ૫. ફલ. અતી. તરિયોં. મુક્તી. ૬ પત્તનવિથી. મલ્યૂ.
જલ– બલ.

હરિસંગિ-સંગ સમાન લવ સુખ-નાક નહિ નિરવાણુ,
તો મૃત્યુલોકનું મૃષા સુખ તે, કરે કથની કાંણુ? ૭

સુરદ્રુમ હરે દારિદ્રતા, શશી તાપ, ગંગા પાપ,
તે ત્રણ્યે સાધુસંગ સદ્ય હરે જ અતુળ-પ્રતાપ. ૮

હોય વૈષ્ણુવ વૃક્ષ-સમાન-ગુણ, પરસુખ કરે સહિ કુલેશ,
નખશિખ લગી પરમાર્થ સહુ, સ્વારથ નહીં લવલેશ. ૯

વણ વાંક દે દુખ દુષ્ટ, મારે દુરવચન ઉર બાણુ,
સ્તવિ દયા-પ્રીતમ કૃષ્ણુ માગે, તેહેનૂં પણુ કલ્યાણુ. ૧૦

૭૩. ગુણુ સાધુનો હોય જ એહેવા જી,
પરોપકારી, મ્હાય ન સેવા જી, ૧
દોષ કરે ખ્હૌ પરના પાન જી,
પ્રકટ કરે ગુણુ અલ્પ મહાન જી. ૨
ગરલ દોષ સાગર પીધો જી,
ચંદ્ર ચતુરથી ભાલ્યે દીધો જી. ૩
દુરલભ સાધુ મળવા એહેવા જી
મળે, પ્રસન્ન જો હોય હરિદેવા જી. ૪

ઉથલો—હરિદેવની કરુણાબળ્યે ભગવદી એહેવા ભેટે,
ભક્તિ ઉદે અનપાયિની, દુક્તિ દુઃખ સહુ મેટે. ૫

---

૭ મ્રત્યુ-. મ્રશા. કરે. ૮ શશિ. સાધૂ-. ૯. વ્રક્ષ- નહી. ૧૦. ક્રષ્ણ.
૧. સાધૂના. ૨. કરે મ્હૌ. કરે. ૩. પીધો. દીધો. ૪. સાધુ મલવા. મલે.
હોય. ૫. -બળ્યે. ભેટયે. ભક્તી ઉદે અનપાયની. દુક્રીત. મેટે.

એમ સુણી બોલ્યો શિષ્ય: શ્રીગુરુ, મહાપ્રબળ સતસંગ,
સતસંગ કેટલા કરે છે, પણ નથી ચઢતો રંગ. ૬
તેહેનૂં કશૂં કારણ હશે? મહારાજ, મુજને ભાખો,
શી પેરય લાગે સંગ—સજ્જન, તે વિધિ કહિ દાખો. ૭
સુણ્ય, શિષ્ય, પ્રતિઉત્તર કરૂં, બોલિયા શ્રીગુરુરાય.
છે ઓછય એકેકી ઉભયમાં, ટળ્યે કારજ્ય થાય. ૮
આતુર પરીક્ષિત શુદ્ધ શ્રોતા વક્તા શુક શુચિ આમ,
ફલીભૂત મગતિ શીઘ્ર થૈ, નૃપ મળ્યૂં અચ્યુત ધામ. ૯
શ્રોતા તથા વક્તા બરોબર મળે ત્યહાં શી વાર?
જન દયા પ્રીતમ કૃષ્ણપદપંકજ ઉભય ચિત તાર. ૧૦

૭૪. તે જ કથા સાંભળી બહુ જન્ન જી,
પણ પરીક્ષિત સરખ્યૂ નહિ મન્ન જી, ૧
માટયેં ન થયૂં ફળ તતએવ જી,
વક્તા તેના તે શુકદેવ જી. ૨
તરે તુંબિકા, આશ્રિત તારે જી,
અનુભવ સહુને, શાસ્ત્ર પોકારે જી, ૩
પણ જો ઉર હોય રહિત વિકાર જી
તરે; ન તારે લીલી લગાર જી. ૪

૬ બોલ્યોં મહાપ્રબન ૭ હશી માહારાજ. પેરય લાગે વાધી. દાખો.
૮. બોલીયા છે. ટળે ૯ પરિક્ષન સુચિ—. ફલિભૂત સિધ્ર. મલ્યૂ.
૧૦. વરોબર. મલે —ક્રષ્ણ—.
૧. સાંભલિ. પરિક્ષન. ૨ ફલ. ૩. તુંબિકા. ૪. લિલી.

ઉથલો—લીલી ન તારે તુંબિ ત્યમ, ન ફળે સમળ જન સંગ;
ફરિ તેનું તે જ કરે સુકાર્ય, વિકાર થાતાં ભંગ. ૫
આરદ્ર વસ્ત્ર અડે અવર, ભીજવે તે પણ વાસ;
અડયું વસન સૂકું શુષ્કનેં ત્યહાં નહીં શીતાભાસ. ૬
મલયાદ્રિદ્રુમ ચંદન સહુ, પણ નહિ ઇરંડ, ન વંસ;
ઉરગ્રથિયો તે માટચ ત્યમ; સદસંગ ફળે ન નૃશંસ. ૭
શતકલ્પનીરનિમગ્ન ઉર પાષાણ આગ્ય ન જાયે;
કદિ અષ્ટ યામ ઉકાળિયે, કાગડુ ન કોમળ થાયે. ૮
જ્યમ ચિત્ર કેરા ચંદ્રથી નવ શમે તનપરિતાપ,
ત્યમ ગગનશશીથી પણ ન ઉભરે ચિત્ર ઉદધિ આપ. ૯
જિજ્ઞાસુ ઉપદેષ્ટા ઉભય હોય, ઉચિત ટળે ભવ રોગ,
જન દયા પ્રીતમ–કૃષ્ણકરુણા, તવ મળે એ યોગ. ૧૦

૭૫.　　હિત હરિ જગવે સાચા સંત જી,
તે જ દુષ્ટ ભૂલવે ભગવંત જી. ૧

હરિજન પાશે નિત્યે વસવૂં જી,
દુષ્ટ સંગથી દૂર ખસવૂં જી. ૨

દુષ્ટ સંગ પેહેલો પરનારી જી,
નિજની પણ બહુ પ્રિય નહિ સારી જી. ૩

---

૫ ફલે સમલ ૬ સુશ્કને નહી ૭ ફલે ન ત્રસસ. ૮. નિમદ્ય. જાયે. ઉકાલિયે. કોમલ થાયે. ૯ શમે ગગનશશિથી. ઉભરે. –ઉદધી. ૧૦ હોય. ટલે. –કૃષ્ણ–. મલે:
૧. જગવે. ભૂલવે. ૨. દૂર ખસવૂ. ૩. પેહેલો.

કામ દામ બે માયા ધામ જી,
સદા અવિદ્યા ત્હ્યાં વિશ્રામ જી. ૪

ઉથલો—વિશ્રામ જ્ય્હાં નહિ અવિદ્યા, ત્ય્હાં સહુ અમંગળ હોય,
શમશાન સ્થળ ત્ય્હાં પ્રેત હોય, કઉત્યક ન માને કોય. ૫
તરુણી જ માયા મોહિની, તરવા ન દે જ્ય્હાં સંગ,
અણુમળ્યા કો કદિ ઊગરે, મળતાં સકળ બળ ભંગ. ૬
તે માટય એહેવૂં નાસવૂં જ્યમ છાયા-સ્પર્શ ન થાય,
જ્યમ છાયા-મગરી-છાયા અડતાં કાયા કરડી ખાય. ૭
તરવારય સરખી તરુણી શણગારી દીસે સારી,
ઊપર અનોપમ રૂપ મનુહર, અંતરમાં હત્યારી. ૮
પચરંગી પ્રફુલિત પુષ્પ સરખી મોહન નિરખ્યેં નારય;
મસળ્યા પછી મન ગ્લાનિ ઉપજે, ચતુર ચિત્ત વિચ્યારય. ૯
દુખ દુરિત નરકની ખાણય સ્ત્રી, કરિ પરી ચિતથી ક્હાડય.
જન દયા-પ્રીતમ કૃષ્ણ મળતાં મધ્ય મોટી આડય. ૧૦

૭૬. ધન પણ તેહેવૂં મન્ન બગાડે જી,
પ્રભુમાં પ્હોચ્યૂં ખેંચી ક્હાડે જી. ૧
અનર્થ જેહેમાં દશ નેં પાંચ જી,
શ્રીમુખ ગાયા ભસ્યિા આંચ જી. ૨
સુહૃદ સરવથી ક્લેશ કરાવે જી,
પ્રાણ હોય કે પ્રેત બણાવે જી. ૩

૫. અમંગલ. સ્થલ. હોય. માનેં. ૬. દે. અણુમલ્યા. મલતાં. સકલ બલ. ૭. છાયા. ૮. તરુણી શણગારિ ૯. પચરંગિ. મસલ્યા. ૧૦. તર્કંનિ. કૃષ્ણ મલતાં ૧. ક્હાડેં. ૩. કરાવેં. બણાવેં.

હરિસેવામાં વા પરમાર્થ જી
વિત વવરાયૂં, સફલિત અરથ જી. ૪

થલો—સફલિત કરવૂં અર્થ એમ જ, હોય જો કંઈ પાશ,
નૂતન ઉપાર્જન કેરી હરિજનને ન ધરવી આશ. ૫
મેલતાં દુખ, દુખ રક્ષણમાં, હાનિ થતાં મહાદુઃખ,
પરવાર પ્રભુ ભજવા ન પળ, રહે ચિત્ત કૃષ્ણ-વિમુખ. ૬
ભોજન વસન ચિંતા કરી વૈષ્ણવ ન થાવું ઉદાસ,
સહુ વિશ્વ પોષે વિશ્વંભર, કયમ ભૂલશે નિજ દાસ? ૭
ગિરિ શિખર-દ્રુમ શીંચે હરિ, અનાયાસ અજગર પોખે,
દધિ-મધ્ય શક્કરખોર ખગં સાકર વડે સંતોખે. ૮
જનમતાં પહેલૂં જનનીસ્તન પય પ્રકટ કરયું પ્રભુ પાસ,
ચુગણી રચ્યા પછિ ચંચુ રચી, જડ જીવ નથિ વિશ્વાસ. ૯
છે અજબ ગુલમ્હેરી ખગી, તજી અહાર રટય મુખ રામ,
જન દયાપ્રીતમ ચંચૂ કરી ચરણે ચતુર સુખધામ. ૧૦

૭૭. શિષ્ય વદ્યો એમ સુણિ કર જોડી જી:
સંશે મોટો નાંખો ત્રોડી જી. ૧

કામ દામ મોટા અંતરાય જી,
મળવા દે ન્હૈ મોહનરાય જી. ૨

---

૪. વવરાયૂ ૫. સફલીત. હોય. ૬. હાની. મ્હા-. પલ. કૃષ્ણ-વિમૂખ ૭. ભુલશે. ૮. -શીંચે હરી. પોખે. સતોખે. ૯. જન્મતા. જનનિ-. રચિ. ૧૦. કરિ.

૧. સંશે ૨. અત્રાયે. ૨. મળવા.

સમઝે સહુ કો પંડિત પેહેલા જી,
તે પણ એ બેમાં કયમ ઘેહેલા જી. ૩

ત્યાગી જ્ઞાની યોગ મળેલા જી,
તે પણ મનમાં માયા–ચેલા જી. ૪

ઢાળ— ચેલા પ્રકટ, કોઇ ગુપ્ત, માયાથી બચ્યૂં નહિ કોય,
કયમ જાણીતા ભૂલા પડે, આશ્ચર્ય અતિશે હોય. ૫
એમ સુણી શ્રીગુરુ બોલિયા : તુંને થઈ શંકા સત્ય;
એ કૃષ્ણ–માયા અતુલ–બળ અકલિત અટપટી અત્ય. ૬
નિજ કળ–બળ્યે નિકળાય નહિ, વણ શરણ વિઠ્ઠલરાય,
ગજ પંકમાં મૃગ ફંદ ફણિ બળ કરચે બહુ જકડાય. ૭
ગુરુ દ્વારા શ્રીકૃષ્ણની શરણાગતિ ગ્રહે દઢ ટેક,
તે જીવ માયાજાળથી છૂટે; ઉપાય જ એક : ૮
એક અનન્યાશ્રય નિરંતર શ્રીનંદસુતનો ઝાલે,
તો માયા કાળાદિ કરમ–બળ કોઇનૂં નવ ચાલે. ૯
નહિ દેવ દેવી કોઇ હરિ–અવતારનો પણ દાસ,
પતિ દયા–પ્રીતમ–કૃષ્ણ–આશા એક દઢ વિશ્વાસ. ૧૦

૭૮. કશું પછિ કરવૂં ન રહ્યૂં તેહેને જી,
આશ્રય પુરુષોત્તમ એક જેહેને જી. ૧

૩. પેહેલા. ઘેહેલા. –મલેલા. ૫. વચ્યૂં. ૬. કૃષ્ણ–. –અલ. ૭. કલબલ્યે. નિકલાય. શર્ણ. ગ્રમ. ૮. શ્રીકૃષ્ણની. શરણાગતી. ગ્રહે ધ્રઢ. –જાલથી. ૯. ઝાલે. કાલાદી. –બલ. ચાલે. ૧૦. કૃષ્ણ–. દ્રઢ.
૧. કશૂ

વહે પ્રભુ તેહેનો યોગ-ક્ષેમ જી,
નિજ જન જાણી દે નિજ પ્રેમ જી. ૨

સરવ સમરપી થાંવૂં દાસ જી,
હરિ વણુ આશા અવર ન; ત્રાસ જી. ૩

સમ્રથ સ્વામી-બળ નિશ્ચિંત જી,
સહુ-કરતા માને ભગવંત જી. ૪

થલો—ભગવંત એક દ્દઢ ભરાંસેં, વણુ-કરચેં થયું સહુ પૂર્ણ;
ઉર આવ્યો અણુ-વિશ્વાસ પતિ, સહુ કરચૂં સાધન ચૂર્ણ. ૫

ઇંદ્રજિતનૂં બ્રહ્માસ્ત્ર વણુ-વિશ્વાસ વ્યર્થ મહાન,
દ્દઢ પ્રતીત્યેં ચાતક અનાવૃષ્ટિમાં સ્વાતિ-પાન. ૬

તે માટય એક જ વ્રજપતિ ભજિ સમરવા ધરિ ટેક;
સહુ દેવમાં પણુ કૃષ્ણુ જાણી ભજન વ્યર્થ, વિવેક. ૭

પિયે શુદ્ધ સ્વાતિ-જળ બપૈયો ગગન પડતી ધાર,
સરિ સરાદિ ન સ્વાતિ-સમંધે પિયે જ્યમ કો વાર. ૮

વણુ સ્વાતિબિંદુ ન શીપ ગ્રેહે ત્યમ સિંધુ-જળ તનલીન
ઉદ ઉદધિ સ્પર્શ ન ધાર, યમુના વસે યમુના-મીન. ૯

જો અમર નિજ જન પૂજતાં હોય પ્રસન ગોકુલરાય,
તો દયા-પ્રીતમ ઇંદ્ર-યજ્ઞ હતી ન દે શિક્ષાય. ૧૦

---

૨. દે. ૪. -મલ. ૫. દ્રઢ. થયુ. પુર્ણ. કરચૂ. ૬. ઇંદ્રજીતનું. દ્રઢ. અનાવ્રષ્ટિમાં. સ્વાતી-. ૭. -પતી. ક્રષ્ણ. ૮. -પિયેં. સ્વાતીજલ. બપૈયો-. સ્વાતી-. ૯. -વિંદુ. ગ્રેહે. -જલ. ૧૦. હોય. સિક્ષાય.

૭૯. સુણિ એમ બોલ્યો શિષ્ય વચન્ન જી:
પ્રભુ, એક સંશે મ્હારે મન્ન જી. ૧
અનન્ય જનને હરિ ઇક ભજવા જી,
ઉચિત કહ્યૂં, સુર અવર ન યજવા જી, ૨
પણ નહિ આશ્રે અન્ય–અવતાર જી,
કેવળ ભજવા નંદકુમાર જી, ૩
તે કયમ કહિયે, મતિ–અધિપ જી,
તારતમ્ય શો વહ્નિ દીપ જી? ૪

ઉથલો—કહો, દીપક–વહ્નિ ભેદ શો, સમઝાવિયેં; મુજ સ્વામી,
સુણિ આચારજ એમ વદ્યા સૂક્ષમ સમઝિ અંતરયામી: ૫

સુણ્ય, શ્રીજીથી અવતાર સહુ, પણ કારજ–કારણ–ભેદ,
કો કળા અંશાવેશ વિભૂતિ, કૃષ્ણ અક્ષમ્ કહે વેદ. ૬

જે પતંગ સરખા પ્રેમી, અનળ ન જ્યોત વેહેરો કોય,
પણ રસિક ટેકી ચકોર, વણ–અંગાર તૃપ્તિ ન હોય. ૭

વળિ ન્યૂનાધિક છે યજન ફળ કમ ક્રમ્યેં શાસ્ત્ર પ્રમાણ
તે કહ્યું કિંચિત, શ્રવણ કર્ય વિધિ, હોય જેતું અજાણ. ૮

જો જન્મ પંચ લગી ભજે અવતાર હરિના અન્ય,
તો હયગ્રીવ–સ્વરૂપ–ભક્તિ ઉપજે તે પુણ્ય. ૯

---

૧. સશે. ૨. સુર. ૩. કેવલ. ૪. મતીઅધીપ. વહ્ની–. ૫ ઉથલો કહો. દિપક–વહ્ની–. ૫. સુક્ષમ. ૬. કના. વિભુતી. ક્રષ્ણ(અ)ર્ં કહે. ૭ પ્રેમિ અનલ. વેહેરો. રષિક ટેકિ. ત્રપ્તિ ૮. વળિ. છેં. –ફલ. ૯. ભજેં. તો. –ભક્તી. પુન્ય.

દશ જન્મ હયશિર-ઉપાસનથી પ્રીતિ-નરહરિ પામે,
જે રૂપ કૌસ્તુભ દયા-પ્રીતમે સમરતાં ભય વામે. ૧૦

૮૦. સહસ્ર જનમ સેવ્યેં નરસિંહ જી,
પ્રકટે નારાયણમાં રંગ જી. ૧

ભજતાં નારાયણ ભવકોટી જી,
શ્રીરઘુપતિ ઉદ્ભવ રતિ મોટી જી. ૨

રઘુવર સેવ્યેં જન્મ અનંત જી,
તવ હોય શ્રીકૃષ્ણ-ભક્તિવંત જી. ૩

શ્રીજી સેવ્યેં પરમગતિ પામે જી,
વૃંદાવન-લીલા વિશ્રામે જી. ૪

ઉથલો—વિશ્રામ વૃંદાવિપિન, જ્યહાં નિત્યેં જુગલ રતિ રાસ;
તે શ્રીવૃંદાવનચંદ્રમાં અવતાર-અખિલ-નિવાસ. ૫

શ્રીરાધાવરના હાસ્યથી પ્રકટિયા છે શ્રીરામ,
નૃહરિ કૌસ્તુભમણિ છેં, ઉર સદા સુંદરશ્યામ; ૬

શ્રીવામનજી કટિમેખલા, પૃથુ પીતાંબર પ્રભુરૂપ,
શ્રીઋષભદેવજી બાજુબંધ તણું સ્વરૂપ અનૂપ; ૭

શ્રીવત્સલાંછન કૂર્મજી છે, પાદ-પલ્લવ મચ્છ;
પ્રાદેશમાત્ર વરાહજી અવતાર શ્રીજી સ્વચ્છ; ૮

---

૧૦. પામે. વામેં.
૧. સહસ્ર. પ્રકટેં ૩. હોય —ભક્તી. ૪. વૃંદાવન—. વિશ્રામેં.
૫. ઉથલો. વૃંદા—. વૃંદાવન—. ૬. પ્રકટીયા છેં. નૃહરી. —મણી. —શ્યામ.
૭. પ્રભુ પિતાંબર. શ્રીઋષભદેવજિ. અનૂપ. ૮. કુર્મજી. મચ્છ. સ્વચ્છ.

છે દત્તાત્રયજી ચતુર્ભુજ, સનકાદિ આયુધ ચ્યાર,
છે નેપુર કિંકણિ મનવંતર–રક્ષક પ્રભુ અવતાર; ૯
મુદ્રિકા–રૂપ મરાલ, કુંડળ કિરીટી, હયશિર–રૂપ
વનમાળાનો અવતાર હરિ દયા–પ્રિતમ શ્રીવ્રજભૂપ; ૧૦

૮૧. અસિત કુટિલ કચ નંદકુમાર જી,
પરશુરામ તેહેનો અવતાર જી; ૧

સહજ સ્નિગ્ધતા કાંતિ કેશ જી,
ધન્વંતરિજી તેનો વેશ જી; ૨

નરનારાયણ પ્રસન-વદન જી,
વરદ કમળ–લોચન ધ્રુવ જન જી; ૩

ચિંતાકૃતિ છે વેદવ્યાસ જી,
કલકી ઇશ્વરતાથિ પ્રકાશ જી; ૪

ઉથલો—[*] ભૂમા ક્ષીરાબ્ધિ આદિ વળી સત્ય શ્રીમન્નરનારાયણ,
પ્રદ્યુમ્ન અનિરુદ્ધ વાસુદેવ ચોથા વ્યૂહ શ્રીસંકર્ષણ, ૫

ગોલોક અક્ષર–બ્રહ્મપૂર શ્વેતદ્વીપાદિ હરિ ઠામ,
[*]જ્હાં ગયે ના પડવાપણું, સ્વયં પૂર્ણ મહદ તે ધામ. ૬

---

૯. છે: છેં. પ્રભુ. ૧૦. કુંડલ કિરિટિ. વનમાલાનો.
૨: કાંતી. ૩. કમલ. ૪. ચિંતાકતિ ઇશ્વિરતાથિ પ્રકાસ. ૫. મુળમાં પમી–દ્ઠી કડીઓને માટે કોરો ભાગ મુકી દેવામાં આવેલો છે. આમાં પાછળથી તદ્દન નવા જેવા લાગતા –સંભવતઃ શ્રી. નાથાભાઈ જોશીને હાથે—આ બે કડી કવિને હાથે લખતી રહી ગયેલી જ ઉમેરાયેલી છે. ક્ષિરાબ્ધી. શ્રીસંકર્ષણ ૬. હરી. ન઼ા.

ઐશ્વર્ય પદ, શ્રીકૃષ્ણનાં, ષટ નારાયણનાં રૂપ,
છે ચતુષ્ટય અંતઃકરણ, ચો વ્યૂહ શ્રીવ્રજભૂપ. ૭

સદરૂપ સમઝય વિરાટ, અક્ષર, બ્રહ્મ ચિહ્ન કૂહે છંદ,
છે નારાયણ આનંદમય શ્રીકૃષ્ણ પરમાનંદ. ૮

સચ્ચિદાનંદ સ્વરૂપ તે સમઝવૂં એણી રીત્યે.
છે સદાનંદ શ્રીરાધિકાવર, તે-શું કરવી પ્રીત્ય. ૯

પ્રાકૃત સકળ સુર, બૃહદ ગણિતાનંદ ભાખ્યૂં બ્રહ્મ,
જન દયા-પ્રીતમ પુરણાનંદ શ્રીકૃષ્ણ પુરુષોત્તમ. ૧૦

૮૨. કૂટસ્થ લગિ છે ગણિતાનંદ જી,
તો શૂં લેખૂં સુરસુખ મંદ જી? ૧

કૂહેશ, ગણિત શી રીત્યેં જાણૂં જી,
સુણ્ય, તે શ્રુતિનો અર્થ વખાણું જી. ૨

જેટલો આનંદ દેશાધિપ જી,
શત-ગુણ તેથી નાયક-દ્વીપ જી, ૩

ચક્રવર્તિને શતગુણ લહિયે જી,
શત-ગુણ તેથી સુરપતિ કહિયે જી. ૪

ઉથલો—લહિ ક્રમ્યેંશતઘણું સુખ મહર જન તપ વિધિ શિવલોક,
તે થકી છે શતઘણો મોક્ષાનંદ અક્ષર-ઓક. ૫

---

૭. શ્રીકૃષ્ણનાં. ચો. ૮. બ્રહ્મ છેં. શ્રીકૃષ્ણ. ૯. છેં. ૧૦. પ્રાકૃત. સકલ. બ્રહ્દ. બ્રહ્મ શ્રીકૃષ્ણ

૧. કુટસ્થ. છેં. ૨. શ્રુતિનો. ૩ દેશાધિપ ૫. -વિધી.

ગણના થઈ તે માટય ગણિતાનંદ કૃષ્ણ–સદન,
એ અધ્યાત્મક શ્રીસ્વરૂપ છે, જ્યહાં લીન મહામુનિજન. ૬
છે તેથિ પર શ્રીપુરુષોત્તમ, જ્યહાં આદિ વૃંદાવન–
લીલા અચળના વિહારી, જ્યહાં ગમ્ય નહિ એ મત. ૭
શ્રીઅંગની રુચિ જ્યહાં સામગ્રી સહુ નિજરૂપ,
આનંદમય ત્યહાં અખિલ ક્રીડા નિત્ય અન્ય અનૂપ. ૮
જે થકી એક ન કશું, વ્યાપી વૈકુંઠ–વેષ્ટિત લોક,
ત્યહાં થકી પુનરાવર્ત્તિ નહિ, જ્યહાં સ્વપ્નમાં નહિ શોક. ૯
હરહિરણ્યગર્ભાદિક ન ગતિ, જ્યહાં સકળ સુંદરી વામ,
છે દયા–પ્રીતમ પુરુષોત્તમ પુરુષેક પૂરણકામ. ૧

૯૩. રમણિક શ્રીવૃંદાવન ધામ છે,
નવ દ્રુમવેલી અતિ અભિરામ છે, ૧
સ્વચ્છ મનોહર મૃદુમણિમય ભોમા છે,
અચલાનંદમય પૂરણ ચંદ્રમા છે, ૨
જ્યહાં શ્રીયમુના મણિતાકાર છે,
મણિપુરટ જડિત તટ છબિ સાર છે, ૩
સુગમ પુલિન સુંદર સોપાન છે,
કમળ કુમુદ નાના–અભિધાન છે, ૪

કંચનલતા મલ્લિકા માલતી કેતકી રહી ફૂલી,
ચંપક બકુલ કુહ્લાર પ્રફુલિત, વલ્લરી રહી ઝૂલી, ૬
મણિરત્નમય ગિરિરાજશ્રી, શ્રીનાથ-મન લોભાય,
અવ્યક્ત મધુર સુશબ્દ દ્વિજગણ, શોભા કહી નવ જાય, ૭
શતપત્ર-લોચન સુંદરી શ્યામા તણાં બહુ વૃંદ,
તે મધ્ય વિલસે લાલ નટવર રસિકમણિ ગોવિંદ. ૮
નિત્ય નવલ રાસ-વિલાસ-રચના કથનમાં કયમ આવે?
છે નિત્યલીલા અપ્રાકૃત આનંદમય, શ્રુતિ ગાવે. ૯
એ પુષ્ટિ-સૃષ્ટિ સર્વની શ્રીઅંગથી ઉતપત્ય,
જન દયા-પ્રીતમ-કૃષ્ણરૂપ વિના ઠરે નહિ મત્ય. ૧૦

૮૪.　　મરયાદા સૃષ્ટિ જે વખાણી જી,
તેહેની હેતુ હરિની વાણી જી. ૧
મન થકિ ઉપની સૃષ્ટિ પ્રવાહ જી,
સહુનૂં કારણ રાધાનાહ જી. ૨
પુષ્ટ-સૃષ્ટિ છે સહુથી શ્રેષ્ઠ જી,
શ્રીપુરુષોત્તમ જેહેના ઇષ્ટ જી. ૩
તે શ્રીપુરુષોત્તમ સ્વયમેવ જી,
દ્વિજકુલ પ્રકટ્યા વલ્લભદેવ જી. ૪
ઉથલો—શ્રીવલ્લભદેવાત્મજ—સકુલ શ્રીવિઠ્ઠલેશાચાર્ય
પરબ્રહ્મ પૂરણ આપ પ્રકટ્યા દૈવી કરવા કાર્ય. ૫

૬. માલતિ રહિ. રહિ. ૭. કહિ. ૮. સુંદરી શામા. મધ. રસિક-.
૯. આવે. અપ્રાકૃત. ગાવૈં. ૧૦ -સૃષ્ટી. કૃષ્ણ-.
૧. સૃષ્ટી. હેતૂ. ૨. સૃષ્ટી. ૩. છે. શ્રેષ્ટ. ૫. પરબ્રંહ્મ દૈવિ.

પથ-પુષ્ટિ પ્રકટ કરચો પુનિત પ્રથવીતળ્યેં પરમેશ,
કેવળ પ્રમેય-બળ્યેં કરી તારવા દૈવી અશેષ. ૬
સરવાત્મભાવ્યેં શરણુ અહિ સેવવા સુંદરશ્યામ,
વિશ્વાસ દઢ હરિ સંત ગુરુ, નહિ અવર સાધન કામ. ૭
અસમર્પિ વસ્તુ લે નહિ, આશ્રય અનન્ય અખંડ,
તદર્થે સાધન સકળ શ્રીગુરુ કરે હતિ સહુ દંડ. ૮
શુભ કૃતિ સહુ સહજ્યેં બણે બળ કૃષ્ણ કરુણાદષ્ટિ,
નિજ બળ્યેં લીલા નિત્ય આપે નંદસુત સુરસૃષ્ટિ. ૯
એ શ્રીવલ્લભકૃત પુષ્ટિપથ શિવ બ્રહ્માનો ન પ્રવેશ;
વણુ શ્રમ મળે જન દયા-પ્રીતમ કૃષ્ણ શ્રીરાધેશ. ૧૦

૮૫. નામ-નિવેદન એ કુળ દ્વારા જી
કરિ હરિ ભજવા ભાવ્યેં દારા જી. ૧
પુષ્ટ-ભક્તનો કરવો સંગ જી,
પ્રતિપળ વાધે પિયુ શૂં રંગ જી. ૨
સ્નેહ રાખવો પ્રભુ પતિ જાર જી,
વાત્સલ્યતા તો બાલ-પ્રકાર જી. ૩
ભય પણ ધરવો ભૂપસમાન જી,
નિશંદિન કરવૂં હરિ-ગુણગાન જી. ૪

ઉથલો—ગુણગાન ગુરુ ગોવિંદનૂં, ધારવો વૈષ્ણુવ વેશ,
હરિચંદન ભાલ સુભાગ્ય, ઊરધપુંડ્ર વક્ર ન લેશ. ૫

૬. દૈવિ અશેષ. ૭ શર્ણું.-સ્યામ ૮. સેં. નહી. સકલ ૯. કૃતી. બણે. બલ કૃષ્ણ -દૃષ્ટી. આપે. -સૃષ્ટી ૧૦ -કૃત. મળે કૃષ્ણ
૨. -પલ. ૫. -પુંડ્

તે મધ્ય મુદ્રા ગોપીચંદન, ઉચિત દ્વાદશ અંગ.
શુભ કંઠ માળા તુલસી-કાષ્ઠ, પવિત્ર અચળ પ્રસંગ. ૬
શ્રીગુરુ-ગોવિંદચરણામૃત, નિત્ય મહાપ્રસાદ-સુનેમ,
અતુલિત મ્હાત્મ સુભાગ્ય માની સેવિયે સહ-પ્રેમ. ૭
શ્રીભાગવત શ્રીભગવતગીતા, વલ્લભમારગી ગ્રંથ,
નિત્ય પઠણ શ્રવણ સ્વમારગી-સુખ, ટેક પુષ્ટિ-પંથ. ૮
ચિંતા ન કરી પણ રાખવી, વિશ્વાસ દૃઢ નિજસ્વામી,
મ્હારૂં ભલૂં પ્રભુ સઘળું કરશે ઈશ અંતરયામી. ૯
ભર ભરાંસેં ગુરુ સંત શ્રીજી ભજે તે વર ભક્ત,
જન દયા–પ્રીતમ–કૃષ્ણવલ્લભ સહજ સદા મતિ રક્ત. ૧૦

૮૬.

શિષ્ય સાંભળી એ વિધિ વાણી જી,
પુષ્ટ-પ્રવરભક્તિ ઉર જાણી જી. ૧

સંશે છૂટા સઘળા મનના જી,
તાપ નિવર્ત્યા ત્રયવિધિ તનના જી; ૨

વર્ત્મ વલ્લભી વહાલો લાગો જી,
પ્રતાપ દુસ્સંગનો ભાગો જી; ૩

નિજ પ્રભુ મળવા આરત્ય-જાગી જી,
સકળ કલપના બીજી ભાગી જી. ૪

---

૬. ગોપિ–. તુલસિ કાષ્ટ. અચલ. ૭. શ્રીગુરૂ–. –ચરણામ્રત. અતુલીત.
૮. 'પુષ્ટિમાર્ગિ'નું સુધારી 'વલ્લભમાર્ગિ' કર્યું છે. પુષ્ટી પંથ.
૯ કરિ. ૯૮. સઘલું. કરશેં. ૧૦. ભજે. કૃષ્ણ.
૧. સાંભળી. –ભક્તી. ૨. સંશેં. ૩. લાગોં. ભાગો. ૪. સકલ.

ઉથલો—ભાગી કલપના માહેરી સહુ, સાંભળો, મુજ સ્વામી,
શુભ રીતિ પુષ્ટિપંથની કહી આપ અંતરયામી. ૫
પ્રભુ સંબંધી વસ્તુ સકળ પ્રભુરૂપ કહી છે પ્રાગ,
તદપિ કહો કાંઈ મ્હાત્મ, સુણિ ઉર ઉપજે અનુરાગ. ૬
શ્રીસ્વામ્યનીજી સ્વરૂપ-શૂં અતિ રતિ સુંદરશ્યામ,
વેદેં વદ્યા અદ્વિતીય પુરુષોત્તમ આત્મારામ. ૭
શ્રીયમુનાજી શ્રીતુલસીજી ગૌ ગોપીજન પ્રિય અત્ય,
શ્રીકૃષ્ણને શા-માટય છે ? કિંચિત કહો મુજ પ્રત્ય. ૮
ચરણામૃત મહાપરસાદ માળા ઊર્ધ્વપુંડ્રાદિક,
સમઝવૂં જે કશું સંતને, તે કહો પ્રીત્ય અધિક; ૯
ચિંતા સમૂળી સહુ ટળે, સંશે સહુ કયમ જાયે,
જન દયા-પ્રીતમ કૃષ્ણ-શૂં વિશ્વાસ દઢ કયમ થાયે. ૧૦

૮૭. સુખ દુખ-કરતા હરતા કાંણ જી,
અવર કોઈ કે પુરુષ પુરાણ જી ? ૧
કર્મ કાળ બહુ કેટલા કહે છે જી,
મન સ્વભાવ જીવને પણ લ્હે છે જી. ૨
સંશય ટાળો નિશ્ચે થાય જી,
એ ભ્રમજાળ્યેં બહુ અથડાય જી. ૩

---

૫. ઊથલો. સાંભળો. રીતી પુષ્ટી-. કહિ. ૬. વસ્તૂ સકલ. પ્રભૂ-. કહિ. તદપી. કહો. ૭ સ્વરુપ-. રતી. -શાંમ. અદ્વિતિય. ૮. ગોપિ-. શ્રીકૃષ્ણને. છે. કહો. ૯. ચરણાંમ્રત. મ્હા-. માલા. -પુંડ્રાદીક. કશૂ. અધીક. ૧૦. સમૂળી. ટળે. સંશે. જાયે. કૃષ્ણ-. થાયે.
૨. કાલ. કહે છે. લ્હે છે. ૩. ટાલો.

એ વણ વૈષ્ણવને જે લેહેવૂં જી,
તે સહુ વણ-પૂછયે પણ કૂહેવૂં જી. ૪

ઉથલો—કૂહેવૂં ખરૂં સહુ સ્વલ્પમાનેં, શુદ્ધ સ્ફુટ સમઝાયે,
તે રીત્યથી મુજનેં કૃપા કરિ કહો, શ્રીગુરુરાયે. ૫
એમ સુણી શ્રીઆચાર્ય વાયક ઉચ્ચરયા પછિ એહ :
સુણ્ય 'પ્રતિ ઉત્તર ક્રમેં કરિ તેં પ્રશ્ન પૂછ્યાં જેહ. ૬
શ્રીસ્વામિની શૂં સ્વરૂપ તે, સુણ્ય, કહૂં સહિત-વિવેક;
શ્રીકૃષ્ણ રાધા નામ બે, વસ્તુતા જોતાં એક. ૭
જ્યમ અગ્નિ જ્વાળા, ચંદ્ર કૌમુદી, સિંધુ નેં વળિ છોળ
કેહેવાય ભિન્ન, અભિન્ન બંધે, વસ્તુ એક જ ખોળ. ૮
જે "એકમેવાદ્વિતીય બ્રહ્મ" કહ્યૂં શ્રુતિ જુગ જાણી,
નહિ તો થયૂં ધ્રુવ "એવ" શબ્દેં, 'અદ્વિતીય' શિદ વાણી? ૯
ભાસે જુગલ વે એક બે મળિ હેતુ એ પુનરુક્તિ,
જન દયા–પ્રીતમ કૃષ્ણ રાધા એકે બે, એ જુક્તિ. ૧૦

૮૮. એક ચ્યણો જ્યમ દ્વિદળ મળીનેં જી,
સ્વતસિદ્ધ જ બે રહ્યાં હળીનેં જી, ૧
સત્ત્વ જ ચ્યણો જ્યમ ભાસે એક જી,
દ્વિદળાંતરમાં વિરળ વિવેક જી, ૨

---

૪. લેહેવૂં. કૂહેવૂં. ૫. ઊથલો. કૂહેવૂં ખરૂ સ્ફૂટ સમઝાયેં. કૃપા. કહો. –રાયેં. ૬. પ્રતી–. ૭. શ્રીસ્વામીની. સ્વરુપ. શ્રીકૃષ્ણ બે ૮ અગ્ની. કૌમુદિ. વલિ. છોળ. કેહેવાય. અન્નુ. ખોળ. ૯. –દ્વિનિય. નહિ તાં. અદ્વિનિય ૧૦. ભાસેં. બેં. મલિ. પુનરુક્તી. કૃષ્ણ. બેં. જુક્તી.
૧. દ્વિદલ મલીનેઁ. બેં. હલીનેઁ ૨. સત્વ ચ. ભાસેં.

ત્યમ અક્ષર-વેષ્ટિત જુગ રૂપ જી,
અનુભવી જાણે વાત અનૂપ જી. ૩
એક રૂપથી રમણ ન થાયે જી,
બીજૂં સમ ઇચ્છ્યૂં વ્રજરાયે જી. ૪

ઉથલો—વ્રજરાય સમતા અવર નહિ, નિજ સરીખા નિજ એક,
શ્રીરૂપ નિજ આત્મા હૃદયમાં લીલા નિત્યે, વિવેક. પ
સહુ વિદ્યમાન હતો ઉપસ્કર રસોદ્બોધક જેહ,
શ્રીસ્વામ્યની સહ પ્રકટ કીધો વ્હાલય, ઇચ્છા તેહ. ૬
શ્રીરાધિકાથી રમણ અચલિત કરે સુંદરશ્યામ,
એ રીત્યેં વેદ-વચન્ન સાચૂં : કૃષ્ણ આત્મારામ. ૭
ભાતી પટોળૂં રૂપ છાયા સંગ પ્રકટ્યાં બેહ,
જ્યમ દીપક દીપકથી હવો સમરૂપ નિસ્સંદેહ. ૮
શ્રીકૃષ્ણ હોય કદી રાધિકા, થૈ જાય રાધા કૃષ્ણ,
ત્હાં કાર્ય કારણ કથન શૂં ? પૂરણ પરસ્પર તૃષ્ણ. ૯
"આત્મા વૈ રાધિકા પ્રોક્તા" વેદની શ્રુતિ એહ,
જન દયા-પ્રીતમ-કૃષ્ણ રાધા એક નિસ્સંદેહ ૧૦

૮૯. જુગલ રૂપનૂં સ્મરશ્રમવારિ જી,
તે શ્રીયમુનાજી શુભકારી જી; ૧
તુર્ય પ્રિયા શ્રીહરિનાં કહાવે જી,
સ્વભાવ સમતા કોઇ ન આવે જી. ૨

---

૩. અનુભવિ. ૪. થાયેં. ૫. ઉથલો. ૫. વિના. ૭. –રામ. કૃષ્ણ. ૮. પટોળું. દિપક. ૯. શ્રીકૃષ્ણ હોય. કૃષ્ણ ૧૦. આતમ્યા. કૃષ્ણ
૧. રૂપનું. –વારી. ૨. કૃહાવે.

પિયુ આપે સ્હૌને સુખરૂપ જી,
કોશ કૃપાનાં અત્ય અનૂપ જી. ૩

સ્વભાવ જીત્યાનો ન ઉપાય જી,
તે જીતાવે યમુના માય જી. ૪

ઉથલો—એ માય કૃષ્ણા કૃષ્ણરૂપિણી કરે ઉજ્જવળ દાસ;
સહજ્યેં થયૂં પયપાન પાપી, તદપિ નહિં યમત્રાસ. ૫
જન સ્નાન સુકૃત નૂતન તનુ, યોગ્યતા સેવન-કૃષ્ણ.
અહો સપ્તસાગરભેદિની નિજજન્ન-પૂરક-તૃષ્ણ. ૬
સદ્ય સ્મરણ કરતાં માત્રમાં લય પાપ સહુ સંતાપ.
શ્રીયમુનાજી બીજત નથી, શ્રીકૃષ્ણ પૂરણ આપ. ૭
શ્રીતુલસીજી હરિપ્રિયા તે પણ રાધા મૂલ-સબંધી;
શ્રીમુખ્ય સ્વામ્યની કેરડાં એ છે શ્રીઅંગ-સુગંધી. ૮
પતિવ્રતાપણૂં સુ-અનન્ય-ભક્તિ વલ્લભ-શ્રીહરિ જેહ,
શ્રીવૃંદાજીની કૃપા વણ પ્રાપ્તિ ન કોઇને તેહ. ૯
શ્રીતુલસીજીના સબંધ વણ કશું અંગીકાર ન ઈશ,
કૃષ્ણપદ-પ્રિય દયા-પ્રીતમ ધરે શાલગ્રામજી શીશ. ૧૦

૯૦. તીર્થ પુષ્કરાદિક જગ જેહ જી, ૧
શ્રીગંગાદિક સરિતા તેહ જી, ૧

---

૩. કૃપાનાં. ૪. જીત્યાનોં. ૫. ઊથલો, કૃષ્ણાકૃષ્ણરુપિણિ. ઉજ્વલ. સકૃત નુતન. ત્રષ્ણ. ૭. કરતા શ્રીકૃષ્ણ. ૮. -સ્વામ્યનિ-. છે. ૯. -પણૂ. શ્રીવૃંદાજીની કૃપા પ્રાપ્તી ૧૦. અંગિકાર. ધરે. -ગ્રામજિ.
૧. તિર્થ પુરકરાદિક શ્રીગંગાદીક.

હરિ આદિ સુર ક્ષણ ન ખસે છે જી,
તુલસીદળને વિષે વસે છે જી. ૨

તુલસીવન જ્યહાં હોય અભિરામ જી
ત્યહાં બે ઘડિ જે કરે વિશ્રામ જી, ૩

કોટિ જનમમાં મહાઅઘ છૂટે જી,
અલગ અવિદ્યા, કાળ ન કૂટે જી. ૪

ઉથલો—કૂટે ન કામાદિક સહુ, અઘ દુખ દહે દરસન,
અભિવંદન્યે મહારોગ નાસે, સ્પર્શ પાવન તન. ૫

શીંચતાં તુલસી ત્રાસ અંતક, મહાપદ યશ કાન,
હરિચરણ દળ અરપ્યે અમિત ફળ, પરમાનંદ ગુણગાન. ૬

શ્રીતુલસીકાષ્ઠાગ્નિ થકી દહ્યું હોય જેહેનું શરીર,
તેહેને ન પુનરાવૃત્તિ કો દિન વણ-ભક્ત્યે યદુવીર. ૭

જો અગમ્યાગમનાદિ મહાપાતિક-ગણો કદિ હોય,
તોહે પ્રેત થાય, ન વસે વૈકુંઠ, તીર્થ પ્રાપ્ત ન કોય; ૮

હરિ-અર્થ રોપી કોમળ દળ, હરિચરણ અરપે જેહ,
અપરાધ અગણિત દગ્ધ કરિ હોય કૃષ્ણવલ્લભ તેહ. ૯

શ્રીતુલસી નિર્મળ નામ જપથી સદા પૂરણ કામ,
અતિ દયા-પ્રીતમ પ્રિયે વૃંદાવન્ન વૃંદા નામ. ૧૦

---

૨. આદી સર. છે. વસે. છે. ૪. મ્હા–. છૂટેં. કાલ. કૂટે. ઉથલો. ૫. કૂટેં. કામાદીક. ૫. નાસેં. ૬. તુલસી દલ. ફલ. ૭. શ્રીતુલસિકાષ્ટાગ્ની–. –વ્રત્તિ. ૮. મ્હા–. –ગણો. તિર્થ. ૯. કોમલ દલ. કૃષ્ણ–. ૧૦. નિર્મલ. પ્રીયે. વદાવન. વંદા.

૯૧. તુલસીદળ ઊતરયૂં જગદીશ જી
ભ્રમણ કરે જે ધરિ ઉર-શીશ જી, ૧
પ્રતિપદ ફળ લ્હે દશ હયમેધ જી,
નિશ્ચેં નિશ્ચેં નહિ અણુ વેધ જી. ૨
તુલસીકાષ્ઠની રચિત સુદામ જી
ધરે પ્રસાદી–શ્રીઘનશ્યામ જી, ૩
પાપરહિત નિશ્ચેં છે તેહ જી,
વહન કરે ભક્તિથી જેહ જી. ૪

[ઉથલો—] ભક્તિ સહિત ભૂષણ કરે શુભ તુલસીકાષ્ઠની માળ,
તેહેનેં પ્રાયશ્ચિત્ત નહિ, નહિ અશુચિ તનુ કો કાળ. ૫
જો કાષ્ઠ સૂકૂં પત્ર વા તુલસી તણું જે ઘેર,
ત્યહાં પાપનો ન સબંધ કદી, નિત્યેં સુમતિ હરિ-મ્હેર. ૬
ગ્રીવ કાષ્ઠ તુલસી–માળ લખિ યમદૂત દૂર પળાય,
કૃતિ–દેવ–પિત્રી સુકૃત સઘળૂં કોટિ ઘણું થૈ જાય. ૭
દુર્નિમિત્ય ન, દુસ્વપ્ન–ભય નહિ, ઉભય–લોકાનંદ,
નિશ્ચળ સદા શ્રીકૃષ્ણભક્તિ, નહિ કદા મતિ મંદ. ૮
નથિ માળ–તુલસીકાષ્ઠ ધરતા પાપ–મોહિત મુગ્ધ,
ત્હેનેં ન નરકથિ નિવૃત્તિ, હરિકોપાગ્નિ થકિ દગ્ધ. ૯

૧. ઊતરયૂ. ૩. તુલસિકાષ્ટની –સ્યામ. ૪ છેં. કરેં. ભકતીથી. ૫. ભક્તી. કરેં. તુલસિકાષ્ટનિ માલ. –શ્ચિત. ૬ કાષ્ટ. પાપનો. ૭. ગ્રિવ. કાષ્ટ. –માલ. પલાય. કૃતિ. સુકૃત. સઘલૂ. ૮ નિશ્ચલ–. શ્રીક્રષ્ણભક્તી. મતી. ૯. માલ–. –કાષ્ટ. મૂગ્ધ. નર્કથિ નિવ્રત્તી. –કોપાગ્ની–.

જે ધરે છે યજ્ઞોપવીતવત સતત શ્રદ્ધાવંત,
જન દયા–પ્રીતમ–કૃષ્ણ–વલ્લભ સદા ગુરુ-સહ-સંત. ૧૦

૯૨. ઊર્ધ્વપુંડ્ર-હીણો દુરમત્ય જી,
ભસ્મીભૂત શુભ સઘળાં કૃત્ય જી. ૧

શરીર તેહેનૂં સમ શમશાન જી,
વ્યર્થ કર્મ સંધ્યા જપ દાન જી. ૨

ભક્તિવંત જે કો ગિરિધારી જી,
ઊર્ધ્વપુંડ્રનો ત્હો અધિકારી જી. ૩

બ્રાહ્મણ આદિ શ્વપચ પર્યંત જી,
ઊર્ધ્વપુંડ્રાંકિત કોઇ જંત જી. ૪

ઉથલો–કોઇ તે જંતુ જ્યહાં ત્યહાં મૃત્યુ પામ્યો, ત્યહાંથિ બેશિ વિમાન
મુજ લોકમાં જૈ વસે અચલિત, વદ્યા શ્રીભગવાન. ૫

અહો ઊર્ધ્વપુંડ્રાંકિત કદિ ચાંડાળ પણ જો હોય,
તે વિશુદ્ધાત્મા જાણવો, પૂજ્ય જન, ન સંશે કોય. ૬

અતિ અશુચિ મહાદુરાચારી કરે મનસ્વી કૃત્ય,
તદપિ પવિત્ર જ થાય નિત્યે ઊર્ધ્વપુંડ્રી, સત્ય. ૭

જન ઊર્ધ્વપુંડ્રાંકિત થઇનેં નમે શ્રીહરિદેવ,
તો કોટિ કુળ નરકથી તેહેનાં ઉદ્ધરે તતખેવ. ૮

---

૧૦. ૭. –વિનવત. –કષ્ણ–.

૧. ઉર્દ્ધપુંદ્રહીણો. ભરિમ–. કત્ય. ૩. ઉર્દ્ધપુદ્ર ૪. માઅણ–. ૪. ઉરદ્ધ–પુંડ્રાંકિત. ૫. ઊથલો. ત્રત્યુ. ૬. ઉર્દ્ધપુંદ્રાંકીત. જાંણવો. પુન્ત્ય. ૭. અશચી. –ચારિ. કત્ય. તદપી. ઉર્દ્ધપુદ્રી. ૮. ઉર્દ્ધપુદ્રાંકિત. નમેં. કુલ.

જે ઊર્ધ્વપુંડ્ર સછિદ્ર મધ્યેં હરિસદન કેહેવાય,
જો મધ્ય લેપ્યું રહે નિશ્ચેં, શ્વાન કેરો પાય. ૯

તજિ ઊર્ધ્વ તિર્યગ પુંડ્ર-કરતા નરક નિત્યાધકાર,
જન દયા-પ્રીતમ કૃષ્ણ બ્રહ્માંડયેં કહ્યું નિરધાર. ૧૦

૯૩.　ગોપીજનનૂં પૂછ્યૂં રૂપ જી,
સત્યાળિસમેં કહું અનૂપ જી, ૧

તદવત જાણી લે; જે ગાય જી
અતિવલ્લભ સંતત વ્રજરાય જી. ૨

હરિપ્રસાદનો ગૌને આસ જી
પ્રથમ પ્રીસવો જે હરિદાસ જી. ૩

મહાપ્રસાદ તો ત્યારયેં ફ્હાવે જી,
તેહેના ભોગી હરિને ભાવે જી. ૪

ઉથલો—તે ભાવે જન ભગવંત, જે વૈષ્ણવી દીક્ષાયુક્ત,
ચો સંપ્રદાય પ્રમાણ શ્રુતિ, શ્રીકૃષ્ણ-રૂપાસક્ત. ૫

સુણ્ય, કહું વિશિષ્ટાદ્વૈત, છે શ્રી-સંપ્રદાય-સિદ્ધાંત,
છે જીવ ઈશ્વર માયા ત્રણ્ય અનાદિ અભ્રાંત. ૬

મધ્વનો આશય દ્વૈત, દ્વૈતાદ્વૈત નિંબાદિત્ય,
વિષ્ણુસ્વામીપથ શ્રીમદ્‌વલ્લભ શુદ્ધાદ્વૈત જ નિત્ય. ૭

---

૯. ઉર્દ્ધપુંડ્ર. કેહેંવાય. ૧૦. ઉર્દ્ધ. પુંડ્ર. નર્ક. ક્રષ્ણ
૪. મ્હા-. તો. ફ્હાવેં. ૫. ભાવેં. -દિક્ષા-. ચોં. શ્રીક્રષ્ણ રૂપા-.
૬. -દ્વેત. ઇશ્વરમાયા. અનાદી. ૬ થી ૧૦ કડીના ખાવી ભાગમાં દયારામના જ હાથથી આ કડીઓ ઉમેરાઈ જણાય છે. ૭. મધ્વનો. નિંબાદીત્ય. વિષ્ણુ-. નીત્ય.

એ અહારે માયામતવિરોધી, પણ ઉપાસન–ભેદ,
શ્રીનારાયણ, ત્રિ શ્રીકૃષ્ણોપાસક પ્રમાણિક–વેદ. ૮
અદ્વૈત મત શંકર તણો, બીજા મનસ્વી બહુ પંથ.
એ સ્વલ્પ માત્ર જ કહ્યું, વિસ્તારર્યે વધે છે ગ્રંથ. ૯
સંસ્કાર જેહેવો જીવ ત્હેને ત્હેવો મારગ મિષ્ટ,
જન દયા–પ્રીતમ શ્રીપુરુષોત્તમ ધન્ય જેહેના ઇષ્ટ. ૧૦

૯૪. પાદોદક શ્રીહરિનૂં સાર જી,
સકળ તિરથ શુચિતા-આગાર જી. ૧
શિર ધરિ શ્રદ્ધા જે કરિ પાન જી,
નહિ પવિત્ર કો તેહ સમાન જી. ૨
કોટયાવધિ તીરથ તે પાશ જી,
હિંસા કોટી સઘ વિનાશ જી. ૩
સહુ પાતિક પ્રાયશ્ચિત્ત કીધું જી,
કૃષ્ણપદામૃત ધરિ શિર પીધું જી. ૪

ઉથલો–પીધ્યેં પદામૃત શીશ ધાર્યેં શ્રદ્ધા સહ ગોપાળ.
આશૂચ ઉભયોપિ અડે નહિ, પુનિત તે સહુ કાળ. ૫
અશુચિ અનાચારી મહાકલિમળ તણો ભંડાર,
તે પણ શુચિ હરિપદોદક કરતાં સ્મરણ લગાર. ૬
સહુ તીર્થ સરિ મજ્જન દરશ, કીર્તનનું ફળ પણ હોય,
શુચિ કોટિ પ્રાયશ્ચિત્ત ન તે શુચિ સઘ હરિપદ–તોય. ૭

૮. શ્રી. –ભેદ. ૯. બિજા. ૧. સકલ. શચિતા–. ૪. –ક્રિષ્ન
ક્રુષ્ણપદાંમ્રત. ૫. ઉથલો. પદામ્રત. ૬. અશુચી. 'શુચિ'ને સ્થળે 'સદી'
લેખક–દોષ જ જણાય છે. ૭. તિર્થ. કિર્તનનું ફલ. સુચિ. –ક્રિષ્ન સુચિ.

શ્રીકૃષ્ણ–સ્નાનોદકચેં ભીજી–મૃદાશન જે શીશ,
તે સંત જીવન્મુક્ત, રૂપ હૃદેં સદા જગદીશ. ૮
અકથિત અઘ સંચિત બહુ, સહુ સમૂળ પ્રલ્લે થાય,
ન અકાળ મૃત્યુ, ન રોગ રુજ, હરિ–અંઘ્રિ-ઉદ પીવાય ૯
શિવ–શિશ શ્રીગંગા અચળ તે પ્રભુ–પદામૃત માટય,
જન દયા–પ્રીતમ–કૃષ્ણપદ–પયથી તીરથ સહુ ઘાટય. ૧૦

૯૫. હરિપ્રસાદનો મહા-મહિમાય જી,
હરિ પ્રસન્ન તેણયે લેવાય જી. ૧
વસ્રાભૂષણ ચંદન–માળ જી,
અન્નોદક ઉચ્છિષ્ટ–ગોપાળ જી ૨
ભુક્તે તેથી માયા અળગી જી,
મતિ અચળ રૂહે પ્રભુપદ વળગી જી. ૩
સહસ્ર કરી એકાદશી કોય જી,
અશન દ્વાદશી કીધું હોય જી, ૪

ઉથલો—હોય કીધા વળિ અપવાસ લગિ ષટ માસ સહિ કો કષ્ટ,
તે ફળ હરિ–નૈવેદ્ય ભુક્ત્યાથી જ, કહ્યું હરિ સ્પષ્ટ. ૫
અચ્યુત–અશન–અવશેષ ભુક્તે પ્રતિદિન્યેં જન જેહ,
શિક્થેં જ શિક્થેં પુણ્ય ચાંદ્રાયણ તણું લહે તેહ. ૬

---

૮. મ્રદાશન. જીવન–. ૯. –હૃદે. અકથીત. શંચીત. સમુલ. પ્રલ્લેં. અકાલ મ્રત્યૂ. ૧૦. –પદામ્રિત. –ક્રષ્ણ–.

૧. મ્હા–. ૨. ઉચ્ચિષ્ટ–. ૩. અલગી મતી અચલ રૂહે. વલગી. ૪. સહસ્ત્ર. એકાદશિ. ૫. ઊથલો. હોય કિધા વલિ ફલ. હરી–. ભક્તે. પુન્ય. લહે.

વ્રત નિયમ સહ અપવાસ, કૃચ્છ્ર–ચાંદ્રાયણાદિ સુકર્મ,
નાનાવિધી–મખ–પુણ્ય, જપ–હોમાદિ સાધ્યે ધર્મ, ૭

બ્રહ્મભોજ દાન–તુલાપુરુષ સહુ તીર્થ સહ ફળ જેહ,
શ્રીકૃષ્ણનું નૈવેદ્ય ભુક્તે પ્રાપ્ત છે ફળ તેહ. ૮

અરપ્યું ન જે ગોવિંદને, તે શ્વાનવિષ્ઠા અન્ન,
જળ મૂત્ર–મદિરાતુલ્ય છે, ધિક ધિક અહો જે જન. ૯

નૈવેદ્ય ઉદરચેં, રૂપ હૃદેં, શિર પાદોદક, મુખ નામ
શ્રી કૃષ્ણનૂં, તે દયા–પ્રીતમ કૃષ્ણ–સમ શુચિ ધામ. ૧૦

૯૬. છે ગોપીચંદન શુચિ અત્ય જી,
કરે અગતિ જંતુની ગત્ય જી. ૧

જે હો શ્રદ્ધાથી પણ હીણ જી,
કાળ ક્રિયામંત્રે કરિ ક્ષીણ જી, ૨

પણ જો ગોપીચંદન ભાળ જી,
તો નિજ પદ આપે ગોપાળ જી. ૩

ગોપીચંદન શિર-ભુજ ભાલ્યેં જી,
લેપ્યુ હૃદય પણ હોય અંતકાળ્યેં જી, ૪

ઉથલો—અંતકાળ લેપ્યૂં પાપી જો, ગોબાળઘાતી વિપ્ર,
તદપિ કહ્યૂં હરિ: તે વસે મમ લોક આવી ક્ષિપ્ર. ૫

---

૭. કૃચ્છૂ–. ૮. બ્રહ્મ–. તિર્થ ફલ. શ્રીકૃષ્ણનૂં ફલ ૯. –વિષ્ટા મુત્ર–. છે.
૧૦. રુપ. હ્રદે. કૃષ્ણ–. સુચિ. ૧. છે. જંતૂની. ૨. કાલ.
૩. આપે. ૪. હ્રદય. ૫. પપિ. તદપી: વસે. ક્ષીપ્ર.

કોઇ કૃતઘ્નની સહુ પાપ–કરતા, અધમ કૃતિ નિત્ય ટેવ,
તે પણ પુનિત હોય ગોપીચંદન–સબંધે તતખેવ. ૬
યાવત શરીરર્યેં ગોપીચંદન–તિલક–છાપ જણાય,
પ્રતિ નિમિષ ફળ દશ ધેનુ દાન કરયા તણું ધ્રુવ થાય. ૭
કરે ગોપીચંદન્ દાન ટુક કો સંત–કરમાં જેહ,
કુળ એકોત્તર શત તારિયાં તેણેં જ, નહિ સંધેહ. ૮
મહાપાપી મૃત્યુ પામિયો શમશાન મ્લેચ્છ સમીપ,
જો ગોપીચંદન લિલાટર્યે, તો હોય મોક્ષ–અધીપ. ૯
જો ગોપીચંદન–મૃદા સંતત હોય જહેનેં અવાસ,
ત્યહાં દ્વારિકા સહ દયા–પ્રીતમ–કૃષ્ણ–નિત્ય-નિવાસ. ૧૦

૯૭. સુખ-દુખ-કરતા સઘળૂં કાંણ છ,
પૂછયૂં તે કહો યથા–પ્રમાણ છ. ૧
સરવે કરતા હરિ સમર્થ છ,
બીજા કરતા કહે સહુ વ્યર્થ છ. ૨
સુખ દુખ મળવાનાં બહુ દ્વાર છ,
પ્રેરક સહુના નંદકુમાર છ. ૩
દક્ષ ન દે કોઇને ગુણ દોષ છ,
તે જ બાળ કૃષ્ણોં રીઝે–રોષ છ. ૪

ઊથલો—શો રોષ રિઝ? શુક યંત્ર મરકટ દારુ દારા બાળ
એ સર્વ પરવશ ત્યંમ પરવશ સકળ જગ ગોપાળ. ૫

૬. કતઘ્નો. કૃતિ. હોય. ગોપિ–. ૭. ગોપિ–. ફ્લ. ધેનું. ૮. ગોપિ–. કુલ ૯. મ્હાપાપિ. મ્રત્યૂ. હોય. –અધીપ. ૧૦. ગોપિ–. કૃષ્ણ.
૧ ... કરો ... રી ... ૪ ... ૫ ...

છે કર્મ કાળ સ્વભાવ અહ મન જીવ કહેવા માત્ર,
હરિ કરે સહુ, શિર લે ન એ, ગુણદોષ ગ્રાહક પાત્ર. ૬
છે કર્મ જડ, જ્યમ લેખું વહિમાં વંચકને આધીન;
તે જ્યમ ઇચ્છે ત્યમ કરે વિભુ કરણિ સ્થાવર દીન. ૭
નથિ કાળ પણ સ્વાધીન, હરિબળ ફુંન્યે ચાંપ્યો પાય,
પણ અવસરયેં વસ્તુ પ્રકટ કયહું, શૂન્ય સમય પણ જાય. ૮
પ્રકૃતિ અટળ તે સત્ય, પણ હરિ ફેરવે બહુ જન્ન,
તે પણ હરિ-વશ ઠરી કે નહિ, જો વિચ્યારી મન્ન. ૯
અહ પણ ન ઠલેશાનંદકર, દયા-પ્રિતમ તે-જ પ્રમાણ,
જુઓ, બાંધ્યા છોડયા રાવણ નવ, તવ રુઠયૂં ત્રૂઠયૂં કાંણ? ૧૦

૯૮. મન્ન વિભૂતિ માધવ કેરી જી,
જ્યમ ઇચ્છા ત્યમ નાંખે ફેરી જી. ૧
જડ જ્ઞાની, જ્ઞાની જડ હોય જી,
શોક-હરખવદા મન પણ ન્હોય જી. ૨
જીવ સરવને ભાવે રૂડૂં જી,
કયમ થવા દે ચલણયેં કૂડૂં જી? ૩
સુખ દુખ પ્રભુ આપ્યૂં સહુ લ્હે છે જી,
ચલણ નથી માટયેં સહિ રૂહે છે જી. ૪
ઉથલો-રૂહે છે સહૂ જ્યમ રાખે હરિ; તૂં તદા પૂછિશ પ્રશ્ન :
કો દૂખી છે, કો સુખી, કયમ ભેદ-દષ્ટિ કૃષ્ણ? ૫

---

૬. કૂહેંવા. દરે. લેં. ૭. છેં. કર્મું. ૮. દાસ. ચાંપ્યો. પરતૂ. શુન્ય.
૯. પ્રકતી. અટલ ફેરવેં. ઠરી. કેં. ૧. વિભુતી. 'ઇછા. નાંખેં.
૨. હોય. ન્હોય. ૪. લ્હેં. ૫. ઊથલો. રૂહેં છેં. છેં. ન્દષ્ટી.

નથિ ભેદ તો ભગવંતને, ભવ-ખેલ રચિ નિજ જોય,
છે વિચિત્ર લીલા કૃષ્ણની, ધણિનૂં ધણી નથિ કોય. ૬

છે મૂળ જોતાં એમ જ સહુ, પછિ સમાધાન અનેક,
નથિ પુણ્ય પાપ કશૂં પ્રભુ, વિભુ વિરલ, એહ વિવેક. ૭

નિપજે ન કશું કો તદપિ હૂંપદ હરિ-માયા જોર,
ત્યારેં અહં-મમતા ટળે, કર ગ્રહે નંદકિશોર. ૮

'હૂં હરિનો' 'હરિ માહેરા' મનથી જ એવૂં થાય,
હરિ-કૃપા તસકર વોળાવા અહં-મમ સફળ થૈ જાય. ૯

કૃતિ શુભાશુભ બળ દીપથી, પણ દીપ જેમ નિર્લેપ,
ત્યમ દયા-પ્રીતમ-કૃષ્ણ-બળ સહુ બણે, ન અડે ચેપ. ૧૦

૯૯. રચિ રાખ્યૂં છે હરિયેં જેહ જી,
ટળે ન કોથી, નિપજે તેહ જી. ૧

ફેર પડે ન્હૈ કોટિ ઉપાય જી,
યત્ન ન ચાલે શિવ બ્રહ્માય જી. ૨

હરિકૃતિમાં જીવ હું પદ તેહેવૂં જી,
શ્વાન શકટને તાણે જેહેવૂં જી. ૩

જીવનૂં કીધૂં તેટલૂં થાયે જી,
મળતૂં આવે હરિ-ઇચ્છાયેં જી. ૪

---

૬. બિચિત્ર. કૃષ્ણુની. ૭. છે. પુન્ય. પ્રભૂ. ૮. હરી-. ટલે. ૯ હરીનો. માહેરા.-કૃપા. અહ-. ૧૦. કૃતિ. કૃષ્ણુ-. બણેં —આ પદને અંતે આંક ફરી પદ ૯૭નો છે. આમ હવે પછી ૧-૧ આંક ઓછો છે.
૧. છેં. ટલે. નિપજે. ૨. બ્રમાય. ૩. હરિકૃતિમાં તાણેં. ૪. જિવનૂં.

ઉથલો—ઇચ્છા-હરિ અનુસરતું આવે, તે બણે લહે જાણ,
ત્યમ નિત્ય નથિ બણતૂં જુએ છે, પ્રકટ શૂં પરમાણ? ૫

જ્યમ જે સમય જેટલૂં જ્હેને લખ્યૂં નંદકુમાર,
ત્યમ તે સમે તેટલૂં તેહેને પ્રાપ્ત હોય નિર્ધાર. ૬

દુખ મૃત્યુ કો માગે ન, પણ સહજ્યેં સમય સઘ આવે.
તે રીત્ય સુખ સમજૂ લહે, સરવને સમઝયેણ નાવે. ૭

કરમાદિબળ ત્હાં લગિ ખરૂં, હરિ જ્હાં લગી મન નાણે,
નહિ તો કહે ઈશ્વર કૃપાકર વેદ શીદ વખાણે? ૮

સહુ તજી હરિ-શરણે પડયા ત્હેનું સર્વ નિજ ઇચ્છાયેં,
ત્યમ નહિ જગતના જીવને, કરમાદિ વશ કહેવાયે. ૯

સુખ દુખ હાનિ લાભાદિક સહુ વણ-કરયેં પણ થાય.
તે ચિંતા તજી ચાનક ધરી ભજ દયા-પ્રિતમ વ્રજરાય. ૧૦

૧૦૦. સુણિ ગુરુ-વાણી વદિયો શિષ્ય જી:
સહજ બણે સહુ લખ્યુ ભવિષ્ય જી. ૧
માટયે કહો છો ફિકર વિસરવી જી,
તદા ભજન ચિંતા સિદ ધરવી જી? ૨
તે પણ થાવાનૂં તે થાશે જી,
લખ્યૂં પ્રમાણેં કયમ ટળિ જાશે જી? ૩

---

૫.-હરી. અનુસતુ બણેં. હોય ૭. મ્રત્યુ આવે. લહે. નાવે. ૮. ઇશ્વર. કૃપા- વખાણેં. ૯. ત્હેનુ. કહેવાયેં. ૧૦. હાની. —અહીં છેડે પદ ૯૮નો આંક છે.

૧. શિરશ. બણે. લખ્યુ. ભવિશ્ય. ૨. કહો. ૩. થાશેં. ટલિ જાશેં.

સુણિ એમ બોલ્યા શ્રીગુરુ વાણી જી :
સત્ય કહી ત્યેં વાત વખાણી જી. ૪

ઉથલો—સાચી વખાણી વાત, સાંભળ્ય, કહૂં, શંકા જાય,
સહુ લખ્યૂં ત્યમ હરિભજન નથિ લખિયૂં, કરચેંથી થાય. ૫
જો કદા કહિયેં: ભજન પણ પ્રારબ્ધ-લખ્યું બનિ આવે,
તો વેદશાસ્ત્ર-પ્રબોધ વાચક સકળ વ્યર્થ કહાવે. ૬
તે માટ્ય અતિ આતુર થઈ ભજવા સદા ભગવંત,
ક્ષણુ–ભંગ મનુશાદેહ દુર્લભ મળે પુણ્ય અનંત. ૭
સહુ યોનિમાં છે વિષય-સુખ, ત્યહાં હરિભજન નવ હોય,
તે માટ્ય અમૂલ્યક આ સમય ચેતે ન તે સહુ ખ્હોય. ૮
ભ્રતખંડ મ્હોંઘૂં મનુશ-તનુ, જેહેની અમરનેં પણ ભૂખ,
તે મળ્યેં કૃષ્ણ ભજ્યા ન તો ગયુ આવ્યુ હસ્તપીયૂખ. ૯
કહું લાખ વાતની વાત, સેવુ નામ રટ્ય શ્રીકૃષ્ણ,
પ્રભુ દયા–પ્રીતમ પ્રસન થાશે, સકળ પૂરણ તૃષ્ણ. ૧૦

૧૦૧. નામ કૃષ્ણનૂં શિરમણિ સહુનૂં જી,
મૂળ ધર્મ–સાધનાદિ બહુનૂં જી. ૧

જપતાં સરવે ચિંતા ચુરણ જી,
મનોકામના સઘળી પુરણ જી. ૨

૫. સાંભલ્ય. ૬. પ્રારબ્ધ. આવે. તો કહાવેં. ૭. ક્ષણ–. મળે પુન્ય. ૮. ૭. હોય. અમુલ્યક ચેતે. ૯. જેહેનિ મળ્યે કૃષ્ન. આવ્યુ. પિયૂખ. ૧૦. વાર્તાને. મેવુ. શ્રીકૃષ્ણ. થાશે. ત્રષ્ણ –અહીં છેડે પદ ૯૯ છે.

નામ્યેં નામી ઉરમાં વાસે છે,
અઘ દુખ સંધે સઘળા નાસે છે. ૩
નામ્યેં નામી નામ-પ્રતીતિ છે,
અંતક અવિદ્યા ભાજે ભીતિ છે. ૪

ઉથલો—ભીતિ હરે હરિ, પ્રીતિ આપે, પરમાનંદ-પદ-દાય,
શ્રીકૃષ્ણનામ-પ્રભાવ કૃષ્ણેં પણ કહ્યો નવ જાય. ૫

હરિનામ કોટિક અપર તુલ્ય ન, નામ કૃષ્ણ વ્રજેશ,
જ્યમ બીજથી ચઢતી કળા, શશી કો ન સમ રાકેશ. ૬

છે પૂર્ણ ઇંદુ કૃષ્ણ કેવળ, શરદ સહ શ્રીકૃષ્ણ,
નારાયણેં વિધિ કહ્યૂં સ્કંધે, ઉત્તર સુણ્ય વણુ-પ્રશ્ન. ૭

ગૌ-કામ સુરદ્રુમ ચિંતામણિ નહિ કૃષ્ણ નામ સમાન,
હિત અહિત સમઝી નામ રીત્યેં એ ન દે વરદાન. ૮

સતસંગ કરવો પ્રયત્નેં, સેવવા શ્રીવ્રજરાય,
દુસ્સંગથી ત્યમ નાસવૂં, પછિ બણ્યૂ હરિ-ઇચ્છાય. ૯

ભાવી-ભરાંનેં આળશી વિસરવું ન શ્રીહરિ-નામ,
ગુણગાન ક્ષણ નવ છોડવૂં, દયા-પ્રિતમ સુંદરશ્યામ. ૧૦

૧૦૨. વણુ સમઝ્યાનેં સંશે થાયે છે :
હરિ-ગુણ અચલિત ક્યંમ ગવાયે છે ? ૧

---

૩ વમે. નાસે. ૪ -પ્રતીતી. ભીતી. ૫. ઊથલો. ભીતી. આપેં. કૃષ્ણેં. કહ્યો. ૬. કૃષ્ણ વ્રજેશ. શશિ. ૭. પુર્ણ. ઈંદુ કૃષ્ણ શરદ. પ્રશ્ન ૮. કૃષ્ણ-. ૧૦. આળશી. વિસરવુ ક્ષણું. -શ્યામ. -અહીં છેકે પદ ૧૦૦નો આંક ૧. થાયે. અચલીત. ગવાયે

દેહાધ્યાસ ન્હો કયમ કરિ છૂટે જી ?
બાધ કરે ત્યહાં તાંતો ત્રૂટે જી. ૨

પણ છે સમઝ્યેણ એહેની બીજી જી,
સુણ્ય, કહું જેથી રીઝે શ્રીજી જી. ૩

પ્રભુ કરે છે સહુ મુજ રૂડું જી,
કદાપિ ન કરે નિજ–જન–કૂડું જી. ૪

ઉથલો—કૂડું કદિક ભાસે તુરત પ્રવ, તેહેમાં પણ હિત હોય,
સુખ શુભ ન્યમ પિતુ દુખદ શિક્ષા, શિશુ ન સમઝે કોય. ૫
એમ વિચ્યારી મન શુદ્ધ માને, ભલું વચન્યે ગાય,
કદિ દોષ નાવે, તે અચળ ગુણ–ગાન હરિ ફ્હેવાય. ૬
સમઝ્યેણ્ય એ વિધિ રાખતાં શ્રીકૃષ્ણ થાય પ્રસન્ન,
તે સમય અવળૂ સર્વ સવળૂં થાય, વેદ–વચન્ન. ૭
અરિ મિત્ર હોય, વિષ પથ્ય, અધરમ સહુ ધરમ થૈ જાય,
દુખ થવાનૂં તે મટાડે, સુખ ના થવાનું થાય. ૮
શ્રીકૃષ્ણ ઈશ્વિર પૂર્ણ નહિ વશ યજ્ઞ તપ શ્રુતિ મંત્ર,
"કર્તુમ્ અકર્તુમ્ અન્યથાકર્તુમ" સમર્થ સ્વતંત્ર. ૯
ઉદાહરણ ઈતિહાસ ત્રણ્યે સુણ્ય, કહૂં લઘુ ગીત,
જન દયા–પ્રીતમ–કૃષ્ણ–બળ અકથિત અતિ અકળિત. ૧૦

---

૨. કરે. ત્રૂટે. ૩. છે. ૪. પ્રભૂ. કરે છે. કરે. ૫. ઊથલો. હીત. સિક્ષા સમઝે. ૬. માને. નાવે. અચલ. ૭. શ્રીકૃષ્ણ અવલૂ. સવલૂં. ૮. હોય. મટાડે. નાં. થવાનુ ૯ શ્રીકૃષ્ણ. ઈશ્વર પૂર્ણ કરતું અકરતું અન્યથાકરતું ૧૦. ઊદાહરણ –કૃષ્ણ–. અકથીત. અકળીત. –અદી

૧૦૩. અન્તમેળ મહા–અઘનૂં ધામ જી,
તેહેવી શુણ્યકા પાપનું આમ જી. ૧

સુત શુક મિષ લીધું હરિનામ જી,
તેહેને આપ્યૂ પ્રભુ નિજ ધામ જી ૨

‘કર્તુમ્’ લક્ષણ હરિએ ભાખ્યૂં જી,
દ્વિદળ મીમાસા ખડી નાખ્યૂં જી. ૩

અંબરીષ માટયેં ચક્રે દમિયા જી,
હરિશરણ્યે દુરવાસા નમિયા જી. ૪

ઉથલો—નમિયા તદપિ દુખ ના જ હર્યુ, હરિ આર્ત ત્રાતા ઈશ,
બ્રહ્મણ્યદેવ ન, શરણાગત–વત્સળ થયા જગદીશ ૫

મહાવિભુ તદપિ ન અભય આપ્યૂ, નમાવ્યા નૃપ પાય,
હરિ–‘અકર્તુમ્’ લક્ષણ તણો એ કથ્યો અણુ મહિમાય ૬

સૌભરિ મુનિ શુચિઅસગી જળ ભીંતર જપ અવિનાશ,
રતિ–મચ્છ દાખી ચળાવ્યા, પરણિયા સ્રી પચાશ. ૭

મૃગ દયા પાળ્યો તદપિ દ્વિ જનમ ધરાવ્યા હરિ ભરત,
અધ નામ ગતિ મુચકુંદ તે, પ્રભુ પ્રકટ મુક્તિ ન તર્ત. ૮

પુરી અયોધ્ધા વૈકુંઠ સહુ, નિજ પિતા પ્રેમી સ્વર્ગ,
મહાપાપી પારધિ ગિદ્ધ આદિ અલ્પમાં અપવર્ગ. ૯

---

૧. મ્હા–. ૩ કર્તુ મિમાસા ૪. અ બરિષ. દૂરવાસા ૫, ઊથલૉ ના.
૬. –વિભૂ. અકરનૂ. તણૉ. અણૂ. ૭. સૌભરી સુચિ જલ –મત્સ.
પરણીયા ૮. મ્રગ પાળ્યૉ ભર્ત. ૯ પુરિ મ્હાપાપિ આદી.

એ 'અન્યથાકર્તુમ્' સુલક્ષણ શ્રીપતિમાં સત્ય,
જન દયા–પ્રીતમ કૃષ્ણ અતરક–મ્હાત્મ અકલિત–ગત્ય. ૧૦

૧૦૪. કરે મ્હાય તે વિભુ-વ્રજરાયે જી,
ઘટિત મટાડે, અઘટિત થાયે જી. ૧

લોહ ઉગાડયૂં, કંચન બાળ્યૂં જી,
પથ્થર તારયા, અંધ્યેં ભાળ્યૂં જી. ૨

સનકાદિક ઉપજાવ્યો ક્રોધ જી,
વિધિ મહાજ્ઞાની કરયા અબોધ જી. ૩

નારી કરયો નર, નર કરી નારી જી,
વૃષ્ણિ વૃદ્ધ યોવનતા ધારી જી. ૪

ઉથલો–ધરિ તરુણતા, ત્યમ વૃદ્ધતા, કરયા સજીવન બહુ મૃત્ય,
વૈકુંઠ પામ્યા પાડિયા, આપી અગત્યનેં ગત્ય. ૫

ધરમ નેં અધરમ ચલાવ્યો, સદ્‌ગુણ અધરમી ધારયા.
જે ના બચે તે બચાવ્યા, જે ના મરે તે મારયા. ૬

હરિ ધર્મનેં અધરમ કરયા, કયહું કરયા અધરમ ધર્મ.
પ્રભુ કર્મનેં અકરમ કરયાં, વળિ કરયાં અકરમ કર્મ. ૭

બ્રહ્મમાં મળિયા કાઢિયા, ટાળિયા બ્રાહ્મણશ્રાપ,
કયહું પાપ કીધાં પુણ્ય, કૃષ્ણે પુણ્ય કીધાં પાપ. ૮

---

૧૦. –કરતૂ. શ્રીપતીમાં. ક્રષ્ણ. –અહીં છેડે પદ ૧૦૨ નો આંક.

૧. કરેં. મ્રજરાયેં. મટાડેં. થાયે. ૨. બાલ્યૂં. ભાલ્યૂં. ૩. મ્હા–. ૪. નારિ કરયોં. ક્રિ. મ્રદ્ધ. ૫. ઊથલો. મ્રદ્ધતા. સજિવન. મ્રત્ય. ૬. ચલાવ્યોં. નાં. વચાવ્યા. નાં. ૭. વલિ. ૮. મલિયા. ટાલિયા. કયહુ પુન્ય. ક્રષ્ણેં. પુન્ય.

હરિ શૂન્ય–ભાયગ સફળ કીધાં, મટાડયાં પ્રારબ્ધ,
મન પ્રકરતી વશ કરાવી, સુ-અલબ્ધ કીધા લબ્ધ. ૯
ઉત્તમ ન કરવો ગર્વ કો, હૈયાટવૂં ન પતિત,
દીન ભાવ પ્રીતમ–દયાપ્રભુ ભજતાં સરવનૂં હિત. ૧૦

૧૦૫. શીખ–સમુચ્ચય કહું, સુણ્ય સાર જી,
જેથી રીઝે નંદકુમાર જી. ૧
લાખ શીખની કહું એક શિક્ષા જી :
કૃષ્ણ સેવવા વૈષ્ણવી દીક્ષા જી. ૨
દઢ શરણાગતિ, દઢ વિશ્વાસ જી,
હરિગુરુ–વૈષ્ણવ થાવૂં દાસ જી. ૩
ભગવદિ લહિ કરવો સતસંગ જી
દોષ ન જોવા, સાચો રંગ જી. ૪

ઉથલો—રંગ રાખિ રેટવૂં નિરંતર શ્રીકૃષ્ણ–નામ પવિત્ર.
દીનતા–ભાવ્યે ગાન કરવાં કેવળ કૃષ્ણચરિત્ર. ૫

સહુ ભૂત ઊપર દયા, સહુ ઇંદ્રી સુપથ સંતોષ,
રતિ કૃષ્ણ–પતિમાં રાખવી, મતિ ગુરુચરણ નિર્દોષ. ૬

દુસ્સંગ દુષ્કૃતિ નાસવૂં કામાદિ રિપુથી દૂર,
દુખ સુખ લાભ અલાભ સમ, હરિરૂપ રાખવૂં ઉર. ૭

---

૯. શુન્ય–. સફલ. પ્રાબ્ધ. સુઅલબ્ધ. લબ્ધ. ૧૦. પતીત. દિન. હીત.
–અહીં છેડે પદ ૧૦૩ નો આંક.
૧. રીઝેં. ૨. સિક્ષા. ક્રષ્ણ–. વૈષ્ણવિ દિક્ષા. ૩. –ગતી. દ્દ.
૫. ઊથલો. શ્રીક્રષ્ણ. ક્રષ્ણ–. ૬. ક્રષ્ણ–. ૭. દુષ્ટતિ. સુખ. ઊર.

અહંકાર-આળસ ટાળવૂં, ગુરુવચન પૂર્ણ પ્રતીત,
પાખંડ અસદાલાપ, કોઇ જીવ દુખાતાં ભયભીત. ૮

ચો જયંતી, ચોવીશ એકાદશી, જાગ્રણ-યુક્ત,
વૈષ્ણવ-પ્રથા-નીતિ ચાલવૂં, ઉર અમળ જીવન્મુક્ત. ૯

લૌકિક વૈદિક ત્યાગ, દઢ આશ્રય અનન્ય વ્રજેશ,
જન દયા-પ્રીતમ-કૃષ્ણ-રુચિ સાધવી, વૈષ્ણવ-વેશ. ૧૦

૧૦૬. ગુરુ, એક સંશે મ્હારેં મન્ન જી :
શ્રીહરિ સરખા ભગવદિ જન્ન જી ૧

ભજવા કૂહો છો, દોષ ન જોવો જી,
કયમ સંભવે ? સંધે ખ્હોવો જી. ૨

સંત વિષે કયોં દોષ ન હોય જી,
સદોષ સાધુ ન કૂહાવે કોય જી. ૩

સુણિ ગુરુ બોલ્યા : છે તો એહેવૂં જી,
શાસ્ત્રેં ભાખ્યૂં કહ્યું તેં જેહેવૂં જી. ૪

ઉથલો—જેહેવૂં કહ્યૂં ત્હેવૂં ખરૂં, પ્રણ સુક્ષમ સમઝયેણ એક,
છે સમઝયાથી સંધે ટળે, ઉર હોય વિમળ વિવેક. ૫

પ્રભુ-પૂર્ણ-સંગી પૂર્ણ હોય, પૂરણપણે મદ થાય,
મધુસૂદન માધવ બદ્દ છે, ગુણ દોષ સહુ થૈ જાય. ૬

---

૮. આલસ. ટાલવૂ. પુર્ણ. ૯. જિવ. ચોં. નિતિ. જીવન-૧૦. લૌકીક. દદ. ક્રષ્ણ-. અહીં છેડે પદ ૧૦૪નો આંક છે. ૨. કૂહો છો. સંભવે. ખ્હોવો. ૩. કયો. હોય સાધૂ. કૂહાવે. ૪. તો. ૫. ઊથલો. છે. ટલે. હોય. વિમલ. ૬. -પુર્ણ-. પુર્ણ. હોય. મદસુદન. છે.

ન્યૂનતા વણુ નવ દીનતા, દીનતા વિના ન કૃપાય,
ન્યૂનતા ન હોય મુજ દાસમાં ત્હેનો કરવો કાંઈ ઉપાય. ૭
એમ વિચ્ચારી હરિ ભક્તમાં નિજ ઇચ્છા કૃત ધરે દોષ,
તે જોઈ દીન બણ્યા રહે, બાકી ખરા સદ્દગુણકોશ. ૮
પૂછેશ એહેવું: કરયૂં કયહું હરિ; તે પણ કહું, સુણ્ય ગાથ,
દેવને વાનર ગોપ કરિ રાખ્યા નિકટ શ્રીનાથ. ૯
રાખત વિબુધ-રૂપ્યેં કદા તો આવત જ અભિમાન,
સમઝત ન કરુણા-દયા-પ્રભુ, માનતઃ અમ્યે ગુણવાન. ૧૦

૧૦૭. સદ્દગુણ સઘળા જેહેમાં હોય જી,
કૃષ્ણ વિના વહૂલ નહિ કોય જી. ૧

તે જનમાં કાંઈ દોષ દેખાય જી,
તેહ સમઝવો હરિ-ઇચ્છાય જી. ૨

કાંજળ ટબકું રૂપી સુત ગાલ્યેં જી
માત કરે છે ત્યમ ઉર-વ્હાલ્યેં જી, ૩

લઘુ લંછનથી રક્ષણ બાળ જી,
ત્યેમ નિજ જન જાણે ગોપાળ જી. ૪

ઉથલો—ગોપાળ-ધૃત કાંઈ અવગુણ તે સમઝવો એણી પેરય,
નહિં તો અમિત અવગુણભરયા જન ઘણા ઘેરે ઘેરય. ૫

---

૭. દિનતા વિના. કૃપાય હોય. ૮. ઇચ્છાકૃત રહે. બાકિ. ૧૦. તોં.
—અહીં છેડે પદ ૧૦૫ નો આંક

૧. કૃષ્ણ. ૩. કાજલ—. રૂપિ કરે છે ૪. —બાલ ગોપાલ. ૫. —ધૃત.
નહિ તોં ઘેરં ઘેરય

તે કરચો કૃષ્ણ ન માનવો, જે જત્ન કરતાં જાય;
હરિ-મુકચો દોષ મટે નહીં કરતાં અનેક ઉપાય. ૬
તે દોષ હરિજનનો લખી નિંદા ન કરવી કોય,
પ્રભુ ધરચો તે ક્ષણમાં હરે, નારકી નિંદિક હોય. ૭
સહુ દોષનૃપ એ દોષ જોવા, દોષ ભગવદિ જન્ન,
નહિ પ્રાયશ્ચિત્ત ભોગ્યેં ટળે, વા કરયેંથી પરસન્ન. ૮
સહુ વેષ વૈષ્ણવ પૂજવો, હોય જ્ઞાની વા અજ્ઞાન,
જ્યમ ગમે તેહેવી ગાય પણ, ફળ તોષ-દોષ સમાન. ૯
શુભ-ગુણી સાધુ સેવિયે, તે ધર્મનૂં સેવન્ન,
હરિઆનું કેવળ અરચવૂં તે દયા-પ્રભુ અરચન્ન. ૧૦

૧૦૮. એહેવૂં બોલ્યા શ્રીગુરુસ્વામી જી.
કર જોડી શિષ્ય કહ્યું શિર નામી જીઃ ૧

સંશે સઘળા માહારા ટળિયા જી,
પરમકૃપાળુ ગુરુ મુનેં મળિયા જી. ૨

કૃતકૃત્ય છૂં આપ-પ્રતાપ જી,
ટળ્યાં સમૂળાં પાપ, સંતાપ જી. ૩

મુજ ઈશ્વર છો, શ્રીગુરુદેવા જી,
મ્હારે અધિકી હરિ તમ સેવા જી. ૪

૬ કરચો. ક્ષ્ણ. મુકચોં. મટેં નહી. ૭. ધરચોં. હોય. ૮. –શ્ચિત. ટલે ૯. હોય જ્ઞાનિ. તેહેંવી. ૧૦. સાધૂ. કેવલ. –અહીં છેડે પદ ૧૦૬ નો આંક છે. ૧. શિરશ ૨. સશે. ટલિયા. –કૃપાલૂ. મલિયા ૩. કૃતકૃત્ય. ટલ્યાં સમૂલાં. ૪. ઇશ્વરો.

ઉથલો–સેવા તમારી કર્યાથી શ્રીકૃષ્ણ સહજ પ્રસન્ન
થાશે જ, શાસ્ત્ર શ્રુતિ કહે છે, સહિત મ્હારૂં મન. ૫
દુસ્સંગી વચન્યો દુરાગ્રહી મુજ સમ અધમ નહિ કોય,
તે કૃતારથ મુજને કરે, વણ–આપ એહેવૂં કોય? ૬
અલમ્ મીમાંસા વેદાંત સાંખ્ય સુન્યાય વૈશેષિક,
સહ-પાતંજલ ષટ શાસ્ત્ર હસ્તામલક સહિત વિવેક. ૭
ઐશ્વર્ય વીર્ય સુયશ શ્રી છે જ્ઞાન નેં વૈરાગ્ય
આપમાં સહુ પરિપૂર્ણ, ભક્તિ પ્રેમ હરિ–અનુરાગ. ૮
શ્રુતિ સ્મૃતિ પુરાણ નેં મહાભારત આદિ આપિ પ્રમાણ
સંશે–કલિલથી કાઢિયો મહામૂઢ અધમ અજાણ. ૯
નથિ કશૂં પ્રત્યુપકાર–નેં, કરું કોટિ કોટિ પ્રણામ;
જન દયા–પ્રીતમ દેખાડ્યા શ્રીકૃષ્ણ પૂરણ–કામ. ૧૦

૧૦૯. " રસિકવલ્લભ " આ શુભ ગ્રંથ જી,
વરનન કીધો પુષ્ટિપંથ જી. ૧

પૂર્ણ કરાવ્યો ગુરુ–ગોવિંદ જી,
દૈવી જન દેવા આનંદ જી. ૨

રસિક જનનેં વલ્લભ લાગે જી,
સઘળા સંશે સુણતાં ભાગે જી. ૩

---

૫. ઊથલો. શ્રીક્રષ્ણ. થાશે. સ્રુતી. કહેં છેં ૬. કુસ્સંગિ વચસ્યો દુરાગ્રહિ. ક્રતારથ. કરેં. ૭. અળ. મિમાંસા. શાંખ્ય. –પાતંજલ. ૮. વિર્ય –પુર્ણ ભક્તી. ૯. મ્હામુઢ. ૧૦. શ્રીક્રષ્ણ.

૧. રસીક–. પુષ્ટી–. ૨. પુર્ણ. ૩. રસીક લાગેં. ભાગેં.

કહ્યા પ્રમાણે આચરણ કરશે જી,
તે વ્રજવલ્લભ પ્રભુને વરશે જી. ૪

ઉથલો—વરશે હરિ, ઠરશે વૃંદાવન અચળ લીલામાંહે,
શ્રીરાધિકાવર ગોપિકા સંગ રાસ ખેલે જ્યાંહે. ૫

સહુ પાપ મહાસંતાપ શમશે, થશે નિત્યાનંદ,
મન ક્રમ વચન નિષ્કપટ ભાવ્યેં સેવતાં ગોવિંદ. ૬

શ્રીનર્મદાતટ ચંડિપુરી શ્રીશેષશાઇ-નિવાસ,
ત્યહાંનો નિવાસી કવિજન, શ્રીકૃષ્ણ કેરો દાસ, ૭

શ્રીવંત ભટ સાઠોદરા દ્વિજ જ્ઞાતિ નાગર-વંશ,
પ્રભુરામ-સુત કવિ દયાશંકર નામ, શ્રીહરિ- અંશ. ૮

શક અષ્ટદશ ચોરાંશિ, શ્રાવણ એકાદશી ગુરુવાર,
છે અમળ પક્ષોચ્છવ દિવસ આ ગ્રંથનો નિસ્તાર. ૯

શ્રીગોપીપતિ જન દયાનો નિજ જાણિ ઝાલ્યો હાથ,
દ્રઢ પ્રેમ-ભક્તિ આપની આપો, ધરો પદ માથ. ૧૦

---

૪. કરશેં. વરશેં. ૫. ઊથલો. હરી. વ્રંદાવન. અચલ ખેલેં. ૬. મ્હા-. થશેં. નિશ્કપટ. ૭. -પુરિ. કવીજન. શ્રીક્રષ્ણ. ૮. સાટોદરા. ૯. એકાદશિ. અમલ. 'નો નિસ્તાર' શબ્દ પર ટપકાં કરી ઉપરને હાસિયે હલતે હાથે 'શાંતીસાર' લખ્યુ છે. આમ દયાનામભાઈએ જ આ ફેરફાર વૃદ્ધાવસ્થામાં કર્યો સમજાય છે.

પ્રતિપદ ચરણ દશ એહેવાં પદ મેં અષ્ટોત્તર શત કીધ,
શ્રીનાથજી કરુણા કરી એ કરજ્યો ગ્રંથ પ્રસિદ્ધ. ૧૧

इति श्रीकृष्णजनकविदयारामविरचित-रसिकवल्ल[भ]-
ग्रंथ[ः] समाप्तो[ऽ]यम् ॥

---

૧૦. -પતી. ૬૯. -મળી. -અહીં છેડે પદ ૧૦૮નો આંક. ૯૭ નો આંક બે વાર આવતો હોઈ સરવાળે પદ ૧૦૯ જ છે. દરેક પદમાં ૧૦-૧૦ પદ-કડી છે, પણ પદ ૯, ૪૫ અને ૧૦૯માં ૧૧-૧૧ છે, તેથી સરવાળે ૧૦૯૩ કડીઓ થાય છે, ૧૦૯૦ નહિ.

પુષ્પિકા-इति श्रीकृष्णजनकविदयारामविरचितरसिकवल्ल[भ]ग्रंथ समाप्तोय ॥ शुभं भवतु ॥ कल्याणमस्तु ॥

આના પછી દયારામભાઈના એક શિષ્ય પટેલ ઘેલાભાઈના હાથથી નાગરી અક્ષરોમાં આવી નોંધ છે:—

आ ग्रंथनी चोपडी श्रीदयाराममाईये पटेल घेहेलाभाई दुलबदासने आपी छे पोते ॥

પાના ૨૭ (ખ) -અડધે આ ગ્રંથ હાથપ્રતમાં પૂરો થાય છે.
( નવુ સંપાદન પૂર્ણ તા. ૧૭-૫-૧૯૬૧ )

## મહત્ત્વના શાબ્દિક પાઠ-ભેદ

| | | |
|---|---|---|
| ૧૩.૫ | આનંદમય બહુ સંગ | (ગુ.) |
| ,, ૬ | ભ્રમ (=ભ્રમે) બ્રહ્માંડ | (હપ્ર.) |
| ,, ૧૦ | પરમ પુરુષની કિંકરી | (પ્રા. કા.) |
| ૧૪.૧ | નમે | (ગુ.) |
| ૧૬.૬ | કૃપા મહીં | (પ્રા. કા.) |
| ,, ૭ | લખી રૂપી ચળ્યા | (ગુ.) |
| ૨૧.૬ | છે મન ભ્રમવા વ્યર્થ | (ગુ.) |
| ૨૨.૭ | ભક્તિ | (પ્રા. કા.) |
| ,, ૯ | વિસરે | (ગુ.) |
| ૨૪.૫ | કેહું | (પ્રા. કા.) |
| ,, ૮ | પ્રબળ | (ગુ.) |
| ૨૫.૯ | રમતમાત્રમાં | (ગુ.) |
| ૨૭.૩ | મરાલ મન મત્સ્યે | (ગુ.) |
| ,, ૯ | ઊંટ ભક્ષક કંટક તણો | (ગુ.) |
| ૩૪.૩ | જે પડી | (ગુ.) |
| ૩૫.૬ | સમતાપણું તે ટળ્યું | (પ્રા. કા.) |
| ૩૬.૪ | આદ્ય તે | (ગુ.) |
| ,, ૬ | જાય | (ગુ.) |
| ૩૭.૮ | ભ્રાંતિ જ નિત્ય | (પ્રા. કા.) |
| ૩૯.૯ | ન છે તો | (ગુ.) |
| ૪૦.૬ | સુણી વધ્યુ મન અજ્ઞાન | (ગુ.) |
| | સુણી થયુ અજ્ઞાન | (પ્રા: કા.) |

| | | |
|---|---|---|
| ૪૩.૪ | મન | ( પ્રા. કા. ) |
| ૪૯.૩ | સત્યંની | ( પ્રા. કા. ) |
| ૫૫.૮ | કહી | ( ગુ. ) |
| ૬૯.૫ | ઇત્યાદિ કલિમલ તુલ્ય વહે | ( ગુ. ) |
| ૭૨.૫ | ભક્તિ મુક્તિ | ( ગુ. ) |
| ૭૭.૯ | પરમ બલ | ( ગુ. ) |
| ૮૩.૫ | મન મત્ત મન મકરંદ | ( ગુ. ) |
| ૮૪.૯ | બાલકૃષ્ણ | ( ગુ, પ્રા. કા. ) |
| ૮૭.૧૦ | કૃષ્ણ રહ્યા એક બે | ( ગુ. ) |
| ૯૦.૧૦ | પ્રિય દયા પ્રીતમ કૃષ્ણપદ ધરે શાલગ્રામજી શીશ | ( પ્રા. કા. ) |
| ૯૨.૫ | જયહાં કયહું | ( જૂનો પાઠ ) |
| ,, ૧૦ | નિત્ય ધિક્કાર | ( પ્રા. કા. ) |
| ૯૮.૪ | સહી દહે છે | ( પ્રા. કા. ) |
| ૯૯.૭ | રૂખ | ( પ્રા. કા ) |

# ટિપ્પણ

શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદ અને પુષ્ટિમાર્ગના સિદ્ધાંતોનું નિરૂપણ કરતા આ ગ્રંથનું નામ કવિએ 'રસિકવલ્લભ' રાખ્યું છે 'રસિક' શબ્દની વ્યાખ્યા શ્રીવલ્લભાચાર્યજીએ 'તત્ત્વાર્થદીપ નિબંધ'ના ત્રીજા ભાગવતાર્થ પ્રકરણ–(૨૬ ૬)ની એક કારિકામાં સૌથી પ્રથમ સ્પષ્ટ કરી છે:

'गुणानुवादनिरताः सेवाया च प्रतिष्ठिता ।
भक्तास्तेऽत्रावगन्तव्या रसिकाः कामवर्जिता ॥ ३२ ॥

ભગવાનના ગુણોમાં સદા તલ્લીન અને ભગવાનની સેવામાં ચોંટી રહેલા ભક્તોને અહીં રસિક જાણવા. એવા ભક્તોને કોઈ કામનાઓ હોતી નથી.' આવા ભક્તોને જે વલ્લભ–વહાલો પ્રભુ તે રસિકવલ્લભ આ ગ્રંથના છેલ્લા પદનું ધ્રુવપદ જુઓ.

'રસિક જનને વલ્લભ લાગે જી, સઘળા સરી સુણતાં ભાગે જી ૩
કહ્યા પ્રમાણે આચરણ કરશે જી, તે વ્રજવલ્લભ પ્રભુને વરશે જી ૪"

૧–૧ 'શ્રીગુરુપાયે –સા વિ. નો 'એ' પ્રત્યય સાનુનાસિક અહીં જોવા મળે છે. સાતમી અને ત્રીજીના પ્રયોગોમાં પરંપરાનુગત સાનુનાસિકતા જે રહેલી છે તે કવિને અભીષ્ટ છે. 'વહાલે'–અહીં ત્રી. વિ. નો 'એ' પ્રત્યય કવિ પ્રયોજે છે લઘુપ્રયત્ન યકારવાળું આ રૂપ કવિના હસ્તાક્ષરની આ પ્રતમાં પ્રાયઃ સર્વત્ર જોવા મળે છે કવિની વાણીમાં માર્દવની માત્રા વધુ હોવાનું આ સૂચવે છે 'શ્રીવ્રજરાયે'–અહીં પણ સા વિ. નો 'એ'.

૧–૨ 'અષ્ટ સખા'–વ્રજભાષાની સુમધુર સર્વોત્તમ કવિતારચના કરનારા પ્રથમ પંક્તિના આઠ કવિઓ—સૂરદાસ કુંભનદાસ પરમાનંદદાસ અને કૃષ્ણદાસ પટેલ ગુજરાતી એ ચાર શ્રીવલ્લભાચાર્યજીના શિષ્યો અને નંદદાસ ચતુર્ભુજદાસ છીતસ્વામી અને ગોવિંદસ્વામી એ ચાર શ્રીવલ્લભાચાર્યજીના દ્વિતીય કુમાર અને ઉત્તરાધિકારી શ્રીવિઠ્ઠલનાથજીના

શિષ્યો. કૃષ્ણાવતારમાં આ ગોપસખાઓ હોવાની સાંપ્રદાયિક માન્યતા છે. દયારામે 'વસ્તુવૃંદદીપિકા'માં આનું સમર્થન કર્યું છે:

–"सूरदास सो कृष्ण, तोक परमानंद जानौं,
कृष्णदास सौं अंसु, कुमन अरजुन बखानौं ।
नंददास हैं रषभ, चतुरभुज विशाल नामी,
छितस्वामी हैं सुबल, श्रीदामा गोविंदस्वामी ।
यह अष्ट गोप गोपालके सखा हवे व्रजरायकेँ,
फिर वेहि सखा मे दयाप्रभु श्रीवल्लभ सिर नायकेँ ॥ ४३ ॥"

કવિ આ આઠે સખાને 'રસિક–શિરોમણિ' 'હરિકુળ–ભૂપ' અને 'હરિરૂપ'=ભગવદ્રૂપ હોવાનું કહે છે.

૧–૩, ૪. 'સુજનને'–પરંપરાગત મળેલા સાનુનાસિક 'નેં' પ્રત્યયનો કવિ સર્વત્ર સમાદર કરે છે.

૧–૪. 'નિજ–પ્રભુ–પંથ'–આપણા 'પ્રભુ'–શ્રીમહાપ્રભુ શ્રીવલ્લભાચાર્યજી, એમણે સ્થાપેલો 'પંથ'–માર્ગ સંપ્રદાય—શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદ અને પુષ્ટિમાર્ગ.

૧–૫. 'ખંડન–માયાવાદ'–જેમાં શ્રી શંકરાચાર્યજીએ 'કેવલાદ્વૈત' એ નામથી પ્રસિદ્ધ કરેલા–સામાન્ય રીતે 'માયા'નું વ્યવધાન સૃષ્ટિના વિકાસમાં સ્વીકારવામાં આવેલું હોઈ 'માયાવાદ' એ નામથી જાણીતા વેદાંત–સિદ્ધાંતનું ખંડન, અને 'શુદ્ધાદ્વૈત–પ્રતિપાદન'–શ્રીવલ્લભાચાર્યજીના 'બ્રહ્મવાદ' 'અવિકૃતપરિણામવાદ'–પછીથી 'શુદ્ધાદ્વૈત' એ નામથી જાણીતા વેદાંત–સિદ્ધાન્તનું 'પ્રતિપાદન'–સમર્થન. આ બંને સિદ્ધાંતો વિશે આગળ ઉપર વિવેચન મળશે.

શુદ્ધાદ્વૈત અને પુષ્ટિમાર્ગના સિદ્ધાંતોને સ્ફુટ કરતા નાના મોટા ઘણા ગ્રંથોની તેમજ પદોની પણ રચના દયારામે કરી છે. તત્ત્વપ્રબોધ (માત્ર તેર વર્ષની વયે રચેલું ધવલધન્યાશ્રી રાગમાં ૬૬ કડીનું પદ), સંપ્રદાયસાર (વ્રજભાષામાં ૧૨૦ કડી), બ્રાહ્મણભક્તવિવાદ (૭૦ કડી),

પુષ્ટિપથરહસ્ય (૧૮૩ કડી), ભક્તિપોષણ (૧૦૧ ચંદ્રાવળા), સિદ્ધાંત-શિક્ષા (૬૬ ચોપાઈ), સિદ્ધાન્તસાર (વ્રજભાષામાં ૪૧ કડી), સારશિક્ષા (૮૪ કડી), સિદ્ધાંતસાર (૧૫૦ કડી), નિઃસાધનતા (૧૧૪ કડી), શ્રીકૃષ્ણ-અકલ-ચન્દ્રિચંદ્રિકા (વ્રજભાષામાં ૬૨ કડી), અને રસિકરંજન (વ્રજભાષાનો ૧૭ પ્રકરણનો—૧૩૧ કવિત્ત, ૪૦ કુંડળિયા અને ૭૩ મતગયંદ છંદમાં રચેલો આકર ગ્રંથ), ઉપરાંત સંખ્યાબંધ ફુટકળ પદોમાં દયારામે સમળ રીતે સિદ્ધાંતચર્ચા કરી છે. આ રચનાઓમાં દયારામનો આશય શ્રીવલ્લભાચાર્યજીએ વિકસાવેલા વેદાંત સિદ્ધાંત 'શુદ્ધાદ્વૈત'નું અને ભાગવત-માર્ગની એક વિશિષ્ટ કોટિના 'પુષ્ટિમાર્ગ'નું મર્મ સમઝાવવાનો છે. અને કવિએ એકંદરે સફળ રીતે એ કાર્ય સાધ્યું છે. આ બધા ગ્રંથોમાં મોટા અક્ષરે ઉપર નિર્દેશેલા ગ્રંથોનો જાણે કે આશય લઇને 'રસિક-વલ્લભ'ની રચના કરી હોય. આ ગ્રંથની રચના સં. ૧૮૮૪માં કવિની ૫૧ વર્ષની પ્રૌઢ વયે થયેલી છે. અહીં સુધીમાં સતત ૩૮ વર્ષનો—'તત્ત્વપ્રબોધ'ની રચના સં. ૧૮૪૬માં ૧૩મુ વર્ષ પૂરું થતા આવ્યું ત્યારે કરેલી હોઈ અને એ એની 'ઉછરતી વય ઉત્કંઠિત કૃતિ' હોઈ—અભ્યાસનો પરિપાક અનુભવાય છે. આ ઉપર સૂચવેલા ગ્રંથોમાં પરસ્પર કેટલીક વાર શબ્દશઃ યા શબ્દ—વાક્ય—ભેદથી કડીઓની લેવડદેવડ થયેલી જોવા મળે છે. ટિપ્પણમાં આવાં બધાં સામ્ય બતાવવા જતાં ભારે મોટો વિસ્તાર થઈ જાય, તેથી એ પ્રયત્ન કર્યો નથી. કવિ 'સિદ્ધાંત' શબ્દની નાન્યતર જાતિ સામાન્ય રીતે સ્વીકારે છે. 'પર્વતપ્રાય'—પહાડના જેવી 'ભ્રમણ—ભ્રાંતિ.'

૧-૭. સંદેહ ટળતાં ભક્તિ પ્રગટ થશે અને હૃદયમાં શ્રીગિરિધર કૃષ્ણ આવી બિરાજશે; પોતાનો કરી પ્રભુ કરુણાદૃષ્ટિથી જોવા ભક્તની બાંહ્ય ઝાલશે.

૧-૮. 'સગુણ સાકાર'—અલૌકિક ગુણોવાળા અને અલૌકિક આનંદઆકારવાળા પ્રભુ છે એવા સિદ્ધાંતનું સ્થાપન. વિવેચન આગળ ઉપર. 'વિશ્વકરતા'—વિશ્વકર્તા; પ્રભુ સિવાય બીજો કોઈ વિશ્વનો કર્તા નથી:

વચ્ચે અવિદ્યા કે માયા જેવું કોઈ વ્યવધાન નથી; જીવ અને બ્રહ્મનો સેવક અને સેવ્ય એવો સંબંધ છે; 'ઐકતા'–(સં. ઐકતા. કવિએ બેવડું ભાવવાચક નામ બનાવ્યું છે, જે સંસ્કૃત વ્યાકરણ પ્રમાણે અસિદ્ધ છે.)–એકતા નથી. અર્થાત્ જીવ એ બ્રહ્મનો અંશ છે, નહિ કે પોતે જ બ્રહ્મ.

૧–૯. 'વરનન–(સં. વર્ણન)–કવિએ સર્વત્ર 'વરનન' શબ્દ સ્વીકાર્યો છે; અસર વ્રજભાષાની છે. 'હરિશ'–હરીશ. કવિએ સર્વત્ર આવાં ભવિષ્યકાળનાં રૂપોમાં ઉચ્ચારણશુદ્ધ હ્રસ્વ ઇકાર જ લખ્યો છે. 'સમઝે'–(સં. संबुध्यते > પ્રા. संबुज्झइ) દ્વારા ઊતરી આવેલા આ શબ્દમાં 'ઝ' સ્વાભાવિક છે. જૂની મુદ્રિત જોડણીમાં 'રહમજ' પણ લખાતું તેમાં આ મહાપ્રાણ ઉચ્ચારણની ઝાંખી આજની નથી રહેતી.

૧–૧૦. 'ગ્રહિ'–સં. ભૂ. કૃ. ગ્રહી; થોડા જ અપવાદે કવિએ સંબંધક ભૂતકૃદંતનો પ્રત્યય હ્રસ્વ इકાર સ્વીકાર્યો છે. આજના ગુજરાતી ઉચ્ચારણમાં પણ આ હ્રસ્વ ઉચ્ચરિત થાય છે. વ્રજભાષામાં હ્રસ્વ જ છે, હિંદીમાં इ નો अ થઈ ચૂક્યો છે.

૨–૧. અહીંથી શિષ્ય અને ગુરુના સંવાદના રૂપમાં કવિ વિષયનિરૂપણ શરૂ કરે છે. 'પ્રત્ય'–(સં. પ્રતિ). 'મત્ય'–(સં. મતિ) બુદ્ધિ.

૨–૨. 'કહિયેં–લહિયેં'–(સં. कथ् અને लभ् નાં કર્મણિ–રૂપોનો વિકાસ–कह् અને लह् મૂળ મધ્ય. ગુજ. માં મળે: कहियइँ–लहियइँ. ત્રીજા પુ એ. વ. ના રૂપનો કર્તરિ પહેલા પુ બ. વ. નો પ્રયોગ સોળમી સદીથી જાણીતો છે. અહીં ખી. પુ. નો અર્થ છે; આવા કવિએ કરેલા અહીંના પ્રયોગમાં વ્રજ–હિંદીનું અનુસરણ સ્પષ્ટ છે.)

૨–૩. 'અવિલોક્યા'–(સં. अव–लोक् મૂળ)–તત્સમનો જ વિકાસ; જોયા.

૨–૪. 'વચળેલો'–(સં. वि–चल् મૂળ, એને ભૂ. કૃ. ના इल્લ પ્રત્યયના યોગે થયેલું રૂપ) વિચલિત થયેલો.

૨–૫. 'માટચે'–માટે. (ત્રી. વિ. ના 'ચે'નું અસ્તિત્વ). 'વિનતી' (સં. विज्ञप्तिका > પ્રા. विन्नत्तिआ > મધ્ય. ગુજ. વીનતી) વિનંતિ.

૨–૬ 'સંગ-કરમઠ'–(સં. कर्मठ-संग) કર્મકાંડ કરનારા વિદ્વાનોનો સંગ. 'બૌ'–(સં. बहु; ઉચ્ચારણમાંથી મહાપ્રાણતત્ત્વ દૂર થયું છે). 'અત્ય'–(સં. अति). 'સંશે'–(સં. संशय).

૨–૭. 'આપચેં'–આપે, માનાર્થે તમે; 'પોતે' ના અર્થના અસલ આપ (સં. आत्मा > પ્રા. अप्पा > મધ્ય. ગુજ. आप) નો વ્રજ-હિંદીની અર્થછાયામાં સ્વીકારવામાં આવેલો પ્રયોગ. 'ચે' ત્રી. વિ. નો કવિએ સ્વીકૃત પ્રત્યય.

૨–૮. 'માટય'–(મધ્ય. ગુજ. माटि) માટે. 'નિસ્સધે'–(સં. निःसंदेह)–નિઃશંક. 'શ્રીગીતા–ભાખ્યો મર્મ'–ગીતામાં संशयात्मा विनश्यति (ભ. ગી. ૪–૪૦) છે એનું અનુસંધાન.

૨–૯. 'પુરવ'–(સં. पूर्व) પૂર્વે (લુપ્તસપ્તમ્યંત પદ). 'ક્યહું' –ક્યાંય પણ. 'ચિત'–(સં. चित्त) ચિત્તમાં (લુપ્તસપ્તમ્યંત પદ).

૨–૧૦ 'પ્રિતમ'–(સં. પ્રિયતમ'નું લાઘવ 'પ્રીતમ' સ્વાભાવિક રીતે મળે–માત્રામાનના સિદ્ધાંતે. કવિ છંદના ચોગઠામાં બેસે એ માટે અહીં 'પ્રિતમ' સ્વીકારે છે. વસ્તુસ્થિતિએ એનો ઉચ્ચાર પણ હ્રસ્વ જ છે, કારણ કે પહેલી શ્રુતિ આ શબ્દમાં અસ્વરિત છે.) 'દયાના પ્રીતમ પ્રભુના દાસનો સંગ નથી, જેનાથી સત્ય સમજી શકાય.' 'દિશા'–(સં. दशा) સ્થિતિ, હાલત.

૩–૩. કવિ દયારામ પોતાના ૧૪મા વર્ષથી લઈ ૨૫મા વર્ષ સુધી ભારતની યાત્રામાં નીકળી ગયેલા એનું અહીં મઝભમ સૂચન જણાય છે.

૩–૪. 'નથિ'–(સં. नास्ति > પ્રા. नत्थि) આખી પ્રતમાં શબ્દ હ્રસ્વાંત જ મળે છે. શિષ્યને બધા સંપ્રદાય તરફ સમભાવ હોવાનું કથન. 'ઇષ્ટ'–આરાધ્ય દેવ. 'પંથ'–માર્ગ, સંપ્રદાય. 'મિષ્ટ'–ગમતો.

૩-૫. 'મનથી'-મનથી; જેના માટે એવડો 'ન.'

૩-૬. સરખાવો ભર્તૃહરિનો શ્લોક

अज्ञः सुखमाराध्यः सुखतरमाराध्यते विशेषज्ञः ।
ज्ञानलवदुर्विदग्धं ब्रह्मापि नरं न रञ्जयति ॥ नीतिशतक—२ ॥

'અધબળો'-અર્ધબળ્યો-અર્ધદગ્ધ. 'વચળ્યું'-(સં. विचलितम् > પ્રા. विचलिअ > અપ. विचलिउ ) વિચલિત થયેલું, ફાટી ગયેલું.

૩-૭. 'ડળી'-ઢેકું.

૩-૮, ૯. 'વ્યાસજીએ જુદા જુદા દેવોનાં પુરાણોમાં તે તે દેવને 'વિશ્વકર્તા' કહ્યા છે, આ વ્યાસવાક્યોને ખોટાં ન કહી શકાય, તેથી નિર્ણયને અભાવે મન ડહોળાય છે.

૩-૧૦. દિશા-(સં. દશા) સ્થિતિ, હાલત.

૪-૧. પ્રફુલિત-(સં. પ્રફુલ્લિત).

૪-૨. સુણ્ય-(મધ્ય. ગુજ. सुणि)સાંભળ. (આચાર્ય બી. પુ એ. વ. માં કવિએ ઇકારના અવશેષરૂપે સર્વત્ર લઘુપ્રયત્ન યકાર સ્વીકાર્યો છે.) 'સરવ'-(સં. સર્વ)

૪-૩ 'થૈ'-થય. કવિએ સંખ્યાબંધ સ્થળે 'થૈ' 'જૈ' વગેરે ઉચ્ચારણશુદ્ધ રૂપ સ્વીકાર્યાં છે.

૪-૪ આશિરવાદ-(સ. આશીર્વાદ). 'બાળક'-(સં. બાલક) ઉચ્ચારણાનુકૂળ જોડણી. ('આહ્‌લાદ ધરીને કહે' એવું ગુરુનું સૂચન)

૪-૫. 'મુખી મુખી'-(સં. મુખ્ય મુખ્ય). 'વદ'-(આ બી. પુ એ. વ.) બોલ, કહે

૪-૬. 'સ્મૃતિ એક' સ્મરણમાં જે એક નામો છે તે-અહીંથી શિષ્યે કરેલા શાસ્ત્રનાં મહત્ત્વનાં તર્કોની યાદી છે.

૪–૭. 'દરશ'–(સં. દર્શ) દર્શન.

૪–૮. વ્રજની ભૂમિનાં બાર મુખ્ય વન અને ચોવીસ ઉપવન. 'રાવળ' 'વરસાણું' 'નંદગ્રામ'–રાધાનું જન્મસ્થાન રાવલ, રાધાનું નિવાસસ્થાન બરસાના, કૃષ્ણનું નિવાસસ્થાન નંદગ્રામ એ ત્યાંનાં ગામ. ત્યાં વૈષ્ણવો શ્રીવલ્લભાચાર્યજીના અને પછી શ્રીવિઠ્ઠલનાથજીના અને શ્રીગોકુળનાથજીના સમયથી મથુરાપ્રદેશની વ્રજની ભૂમિના ૮૪ ગાઉના પ્રદેશની ભાદરવા વદિ અને આશ્વિન આખો પગે ચાલી પરિક્રમા કરે છે એનો નિર્દેશ.

૪–૯, ૧૦. ઉત્તર ભારતનાં વિવિધ તીર્થો–જ્યાં 'શ્રીવલ્લભદેવ' –શ્રીવલ્લભાચાર્યજી પોતાની વિવિધ યાત્રાઓમાં પધાર્યા હતા.

૫–૩. 'ગંગા–વ્યાસ'–વ્યાસગંગા તીર્થ. 'હુલ્લાસ' (સં. ઉલ્લાસ) ઉલ્લાસથી, હોંસથી. (લુપ્તતૃતીયાંત પદ)

૫–૬. 'ગલ્લકી'–ગંડકી નદી કે જેમાંથી શાલિગ્રામનાં સ્વરૂપ મળે છે.

૫–૭. 'પછિ–(સં. પશ્ચાત્ > પ્રા. पच्छा રૂપ ઉપરથી મધ્ય. ગુજ. पछइ દ્વારા) કવિએ સર્વત્ર આ શબ્દ હ્રસ્વાંત લખ્યો છે.

૫–૮. 'શ્રીઅયોદ્યાપુરી' (સ. શ્રી અયોધ્યાપુરી)

૫–૯. 'વશાં'–વસ્યાં.

૫–૧૦. પુરણ–(સં. પૂર્ણ)

૬–૪. 'પુરવજ' (સં. પૂર્વજ) પિતૃઓ.

૬–૬. 'જ્યોતીલિંગ'–(સં. જ્યોતિર્લિંગ) ઝારખંડમાંના શ્રીવૈદ્યનાથનું જ્યોતિર્લિંગ.

૬–૮. 'શ્રીપુરષોત્તમપુરી'–ઓરિસ્સાની જગન્નાથપુરી, જ્યાં કૃષ્ણ બલદેવ સુભદ્રા અને સુદર્શન એ ચાર દેવનાં દર્શન થાય છે. 'સુદરશન દરશન'–(સં. સુદર્શન–દર્શન)

૬–૯. 'મ્હાત્મ'–(સં. માહાત્મ્ય) મહત્તા, જ્યાં મહાપ્રસાદ સૌ કોઈના હાથનો સૌ કોઈ લઈ શકે છે એવું મહાપ્રસાદનું માહાત્મ્ય છે, જગન્નાથપુરીમાં

૬–૧૦. 'માર્કંડે'–(સં. માર્કંડેય)–માર્કંડેય ઋષિનું પવિત્ર તીર્થ. 'વટે–'–વડલાના પાંદડામાં જ્યાં ભગવાન બાલમુકુંદનું દર્શન થયું હતું તે શ્વેતગંગા તીર્થ. 'શ્રીપુરુષોત્તમક્ષેત્ર'–શ્રીજગન્નાથક્ષેત્ર

૭–૧. 'આદ્ય કુરમ ક્ષેત્ર'–આદ્યકૂર્મક્ષેત્ર.

૭–૨. 'સોહાદ્રી'–(સં. સહ્યાદ્રિ).

૭–૩. જ્યાં શ્રીરંગ ભગવાને પ્રત્યક્ષ થઈ સાકરનો 'પણો' આરોગેલો, તેથી 'શ્રીપણાનૃસિંહ' કહેવાય છે

૭–૪ 'સરિ'–(સં. સરિત્) સરિતા, નદી 'રૂપ હૃદે'–હૃદયમાં રૂપ અને મુખે હરિગુણગાન.

૭–૭ 'કામકોષ્ટી'–(સં કામકોટિ) એ નામનું દક્ષિણનું તીર્થ.

૮–૫. 'ગોકરણેશ્વર'–(સં. ગોકર્ણેશ્વર) એ નામના દેવ–એમનું તીર્થ.

૮–૭. 'નિરમળ'–(સં. નિર્મલ)

૮–૧૦. 'સૂર્યતનયા'–તાપી નદી, પણ 'દયાપ્રીતમ-પ્રિયાભગિની' –દયાગામના પ્રિયતમ કૃષ્ણની પ્રિયા યમુનાની બહેન ગોદાવરી અહીં સમજાય છે

૯–૩. 'બલિ'–પ્રહ્લાદનો પુત્ર બલિરાજા. એણે યજ્ઞ કર્યા ત્યાં ભગવાન વામન–રૂપે પધાર્યા ને બલિનો ગર્વ ઉતાર્યો. 'રેવોરિસંગ'–રેવા–નર્મદા ને ઓરી નદીના સંગમનું સ્થાન–ચાણોદ.

૯–૫. 'ચંડિપુરી'–ચાણોદ જ્યાં 'શ્રીશેષશાઈ–(સં. શેષશાયી) વિષ્ણુ ભગવાનનું દેવાલય આવેલું છે–નર્મદાના કિનારે.

૯-૭. 'અવ્યંતી'–(સં. અવંતી) ઉજ્જૈનનગરી. 'ક્ષિપ્રા'–એ નામની ઉજ્જૈન નજીકની નદી.

૯-૮. 'બેટયે' બેટમાં શંખોદ્ધાર બેટમાંના શ્રીરણછોડરાયનાં દર્શન કર્યાં, જ્યાં ત્રીકમરાયજી, માધવરાયજી, કલ્યાણરાયજી, રુક્મિણીજી, રાધાજી, જાંબુવતીજી, સત્યભામાજી વગેરેનાં મંદિર આવેલાં છે.

૯-૧૦. 'સુદામાપુરી'–પોરબંદર.

૯-૧૧. 'કૂપ દામોદર'–કવિ 'દામોદર-કુંડ'ને 'કૂપ' કહે છે. અંતમાં 'કૂપ' જોડણી છે. ગિરનારની તળેટીમાં સુવર્ણરેખાના મૂળ પાસે આ તીર્થ છે. 'જીર્ણગઢ'–જૂનાગઢ. કવિએ 'જૂના' શબ્દનો સં. પર્યાય મૂક્યો છે; વસ્તુસ્થિતિએ તો એ 'યવન-ગઢ' છે, જ્યાં યૂનાની ગ્રીકો અને ક્ષત્રપોએ કિલ્લાનો વિકાસ કર્યો હતો. 'નરસિંહ મહેતા'નું આ જૂનાગઢ સ્થાન.

૧૦-૭. 'શ્રીનાથજી'–મેવાડમાં એકલિંગજી નજીક સિંહાડ નામના ગામનું આજનું ત્યાં વ્રજના ગોવર્ધન પર્વત ઉપરથી શ્રીગોવર્ધનધર શ્રીનાથજી પધાર્યા પછી 'નાથદ્વાર' નામ પડ્યું છે. 'પૂરણકામ' (સં. પૂર્ણકામ)–સાક્ષાત્ પરબ્રહ્મ કૃષ્ણનો નિર્દેશ.

૧૦-૮. 'ચરમનવતી'–(સં. ચર્મણ્વતી)–નદીનું નામ.

૧૦-૧૦. 'તિરથાવળી'–(સં. તીર્થાવલી) તીર્થોની માળા.

૧૧-૨. 'હવાં'–હવે; દક્ષિણ ગુજરાતનું આ રૂપ કવિ ક્યાંક ક્યાંક પ્રયોજે છે. (સં. अयवा > પ્રા. अहवा > મધ્ય. ગુજ. हवइँ–ના વિકલ્પે 'આઁ' પ્રત્યય) 'પ્રશ્ન'–કવિને નાન્યતર જાતિએ આ શબ્દ ઇષ્ટ છે. આગળ ઉપર પણ જુઓ ૧૧-૬ વગેરે.

૧૧-૪, ૫. 'નિગમાગમ'–નિગમ = વેદ અને આગમ = શાસ્ત્રો. 'પરમાણ'–(સં. પ્રમાણ).

૧૧-૭. 'કોણ'–(સં. कःपुनः > અપ. कउण > મધ્ય. ગુજ.

કડણ ) કોણ; કવિએ 'રસિકવલ્લભ'માં સર્વત્ર 'કંષ્ણ' એવું શબ્દસ્વરૂપ સ્વીકાર્યું છે. 'કહિયે'—કહિયે.

૧૧–૮. 'બ્હો'—(સં. બહુ) ઘણા. 'રવિ–મત'—(સં. ઋષિમત) જુદા જુદા દેવ 'પરમેશ્વર' છે એમ જુદા જુદા ઋષિઓના મત છે, તો પરમેશ્વર કેટલા ?

૧૧–૯. 'ગોજાગ'—ઇંદ્રિયોનું જાગવું, મોહજાગ. 'ભ્રમ્ય માં'—ભ્રમ નહિ, ભ્રમમાં ન પડ. 'વિવેક'—કોઈપણ બે પદાર્થોના તારતમ્યની બુદ્ધિ

૧૧–૧૦. સર્વેશ–(સં. સર્વેશ). જડ લોકો પોતપોતાની રુચિ પ્રમાણે જુદા જુદા દેવોને 'પરમેશ્વર' કહે છે, પરંતુ 'દયાના પ્રીતમ ભગવાન કૃષ્ણ એ એકજ માત્ર પરમેશ્વર છે' એ સિદ્ધાંત કવિ અહીં સ્થાપિત કરે છે, જેના સ્વરૂપ વિશે હવે પછીનાં પદોમાં નિરૂપણ કરે છે.

૧૨–૧ થી ૪. 'સદન'—મકાન, ઘર. મકાનમાં દસબાર જણ રહેતાં હોય તેમાં એક 'સરદાર' મુખ્ય માણસ હોય. એ સરદાર તે 'સદનાધિપ'. એવા અનેક સદનાધિપો ઉપર એક 'ગ્રામાધિપ'=પટેલ નાતનો 'જૂપ'—(સં. યૂથ) મુખી કે સ્વામી. એ બધાની ઉપર 'ભૂપ'=રાજા. એવા ઘણા રાજાઓનો અધિપતિ તે 'દેશપતિ'—દેસાઈ.

૧૨–૫ થી ૧૦. દેશપતિઓનો સ્વામી 'મુલક-પતિ', એમનો સ્વામી 'ખંડ પતિ'. નવ ખંડપતિઓનો સ્વામી 'દ્વીપ-પતિ', એવા સાત દ્વીપ-પતિઓનો સ્વામી 'ચક્રવરતિ'—(સં. ચક્રવર્તી) મહારાજા. એવા ચક્રવર્તીઓનો સ્વામી ઈંદ્ર. 'સુરનાથ'—ઈંદ્ર, 'અનલ'—અગ્નિ, 'અનિલ'—વાયુ, 'યમ' 'વરુણ' વગેરે, એની ઉપર 'વિધિ'—બ્રહ્મા. 'શિવ'—મહાદેવ અને 'શિવા'—પાર્વતી, 'વિઘ્નેશ'—ગણેશ, 'રવિ'—સૂર્ય, એના ઉપરના 'પતિક'—અધિપ ગેત. 'શેષ' 'અનિરૂધ'—(સં. અનિરુદ્ધ), 'પ્રદ્યુમન'—(સં. પ્રદ્યુમ્ન) અને 'વાસુદેવ' એ ચાર વ્યૂહ, વિશ્વરૂપ શ્રીમન્નારાયણ એ પાંચ 'અક્ષરબ્રહ્મ'ની સમકક્ષાના છે. આ બધાના સ્વામી તે 'પૂર્ણ' પુરુષોત્તમ, પરાત્પર પરબ્રહ્મ, જેની કોઈ બરોબરી

કરી શકે નહિ. તો અધિક તો કયાંથી હોય? એ જ પરમેશ્વર, બીજો કોઈ નહિ

૫૨ બ્રહ્મનું સ્વરૂપ ૧૩ મા પદમાં બતાવ્યું છે 'સ્વયંભૂ' –પોતાની મેળેજ થયેલા, 'આત્મારામ'–આત્મામા જ જેને પરમ આનંદ છે તેવા, 'આદ્ય'–પહેલા 'મૂળ પુરુષ'–'પૂર્ણકામ'–(સં પૂર્ણ-કામ) જેમની કોઈ કામના બાકી નથી તેવા, 'પ્રધાન પુરુષેશ્વર' અને 'પરબ્રહ્મ'–જેના સ્વરૂપનો વિચાર કરવા જતાં 'નિગમ'–(સં નિગમ) વેદ નેતિ નેતિ–'નથી નથી' એમ કહી થકી જાય છે

अथात आदेशो नेति नेति (બૃહદા ૨–૩–૬) अनादिमत् पर ब्रह्म न सत्तन्नासदुच्यते (ભ ગી ૧૩–૧૨), अव्यक्ताद् पुरुष पर । पुरुषान्न पर किंचित्, सा काष्ठा.सा परा गति (કઠ ૧–૩–૧૧), अक्षरात्परत पर॰ (મુંડક ૨–૨), क्षर॰ सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते। उत्तम पुरुषस्त्वन्य परमात्मेत्युदाहृत (ભ ગી ૧૫–૧૬, ૧૭).

'ત્રિગુણાતીત'–સત્ત્વ રજસ્ તમસ એ ત્રણે ગુણોને વટાવી ગયેલા 'ગમ્ય ન મન'–મનને અગમ્ય અને 'ગો–અકળ'–ઇંદ્રિયો જેને પહોચી નથી શકતી

यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह (તૈત્તિરીય ૨–૪)

'જે થકિ કંપે'–માયા અને કાળ જેનાથી કંપે છે સરખાવો :

'भयादस्याग्निस्तपति भयात्तपति सूर्य ।
भयादिन्द्रश्च वायुश्च मृत्युर्धावति पञ्चम ॥ (કઠ ૨–૬–૩)

'હેતુ'–(સં નગ્નજિત, અહીં નાન્ય) પરબ્રહ્મ બધાંનું કારણ છે: यतो वा इमानि भूतानि जायन्ते (તૈત્તિરીય. ૩–૧) રૂપ રસાળ' –रसो वै स॰ (તૈત્તિરીય. ૨–૭)

૧૩–૧ એ જ આનંદમય છે બ્રહ્મસૂત્રોમાં आनन्दमयोऽभ्यासात् (૧–૧–૧૧) ત્યાં આ વસ્તુ સ્પષ્ટ છે એ જ 'લલિતત્રિભંગ – (ત્રણ ભાગે દેહ વાળ્યો છે તેવું) 'નટવર'–સ્વરૂપ કૃષ્ણ છે એના

ઉપરથી 'અનંત અનંગ'–અનેક કામદેવોના રૂપને પણ ઓવારી નાખું છું–એમ કવિ કહે છે.

૧૩–૬. બ્રહ્મ–જે બ્રહ્મરૂપ મહાપુરુષના પ્રત્યેક રુવાંડામાં અનંત કરોડો બ્રહ્માંડ છે તે મહાપુરુષ (અક્ષર બ્રહ્મ) શ્રીરાધાજીના કંત કૃષ્ણના 'વામ પદ'–ડાબા ચરણમાં 'બિંદુ–રૂપે'–ટપકારૂપે વસી રહ્યો છે. 'બ્રહ્મ' ને સ્થાને 'ભ્રમ' લખાયેલું છે તે જો 'ભ્રમે' હોય તો–'બ્રહ્માંડો ભ્રમણ કરે છે' એવો અર્થ.

૧૩–૭, ૮. આ પરમાત્માનું એક રૂપ તો પ્રત્યેક શરીરમાં રહેલું 'અંતર્યામી'–રૂપ છે, બીજું રૂપ તે નારાયણ–રૂપ છે, જે ભગવાનપણાથી બધાનું સ્વામી છે. એ જ નંદના કુમાર તરીકે શિશુ (પાંચ વર્ષ નીચેની), કુમાર (પાંચ વર્ષ ઉપરની), પૌગંડ (=દશ વર્ષની અવસ્થા), અને કિશોર (દશ ઉપરની) અવસ્થાએ વ્રજમાં લીલા કરે છે, જે પ્રભુ રાધાજીના ઉરના હાર–રૂપ છે, રાધિકાનાથ છે.

૧૩–૯. 'બે સહસ્ર રસના'–શેષનાગ પોતાનાં બે હજાર મુખમાંની રસના–જીભોથી હમેશાં નવા નવા યશનું ગાન કરે છે. 'અચગ–પદ પય'–કદી વિચલિત ન થનાગ પદ–જલ=ગંગાજીને વહન કરીને 'શિવ–શીશ પાવન'–શ્રીમહાદેવજીનું મસ્તક પવિત્ર થયા કરે છે—સુખ અનુભવે છે.

૧૩–૧૦. 'મૂળ પ્રકૃતિ મહામાયા'–પ્રભુની બાર શક્તિઓમાંની જે મહામાયા નામની શક્તિ જે પરપુરુષની 'કિંકરી'–દાસી છે, અને જે પ્રભુની આજ્ઞામાં સદા રહી છે તે શ્રીગોપીજનના વહાલા હરિ–કૃષ્ણ, 'અખિલ'–બધાના 'ઈશ્વર'–સ્વામી છે.

કવિ આ પદમાં નંદકુમાર ભગવાન બાલકૃષ્ણથી પરબ્રહ્મનો સ્પષ્ટ અભેદ નિરૂપે છે.

બ્રહ્મની સર્વશક્તિમત્તા ૧૪મા પદમાં નિરૂપાઈ છે.

૧૪–૧ થી ૪. જે પ્રભુના નામે 'ગણરાય'–ગણપતિ પવિત્ર છે,

જે પ્રભુના નામના જપથી 'આદ્ય'–આદિમાં પૂજ્ય છે, જેના ભયથી સૂર્ય ભ્રમણ કરે છે—भीषोदेति सूर्यः (તૈત્તિરીય. ૨–૮) અને भयात्तपति सूर्यः વગેરે વચનો સરખાવો. 'શશી'–ચંદ્ર, 'અરક' –(સં. અર્ક) સૂર્ય, 'અગ્નિ'–એ બધાનું તેજ તે જે ભગવાનનું છે, તેની સમાન એ બધાં ક્યાંથી થાય? જે પ્રભુની મરજી પ્રમાણે સર્વ કાંઈ થાય છે, એનાથી નહિ ઓછું. નહિ અધિક.

૧૪–૫ થી કડીઓ સ્પષ્ટાર્થ છે 'દળ'–(સં. દલ) પાંદડું. 'અહાર'–(સં. આહાર) પ્રભુના ભયથી જઠરાગ્નિ વગેરે પોતાની ક્રિયા ઉપરાંત કાંઈ નુકસાન કરતાં નથી. 'દધિ'–(સં. ઉદધિ); વડવાનલ સમુદ્રમાં પ્રજ્વળે છે, પણ સમુદ્રને બાળી શકતો નથી, કારણ કે 'પ્રભુ–ભીત્ય'–પ્રભુની એને બીક છે.

૧૪–૮. એક 'ગ્રહ'–(સં. ગૃહ) માં એકી સાથે બે માણસ મરી ગયા હોય તો એ બેઉને 'પાંચ'–થોડી પળોને અંતરે બહાર કાઢવામાં આવે છે. આ મર્યાદા એ 'મહાપુરુષ'–પરમાત્માએ સ્થાપી આપેલી છે તે છે. 'ઇંક'–(સ. એક) 'આંચ'–નિયમન.

૧૪–૯. ઇંદ્ર પ્રભુની ઇચ્છા પ્રમાણે વૃષ્ટિ કરે છે જો ન કરે તો ગોવર્ધનગિરિનો ઉદ્ધાર કરી નીચે શરણાર્થીઓનું રક્ષણ કરી અનંત મેઘ વરસાવનાર ઇંદ્રનો મદ ઉતાર્યો 'રોય'–રુએ ઇંદ્ર પ્રભુને શરણ આવ્યો, ઢીલો પડી

૧૪–૧૦. જગતને કાળનો, કાળને ભગવાનનો ભય છે. નિર્ભય હોય તો એક સ્વયં ભગવાન અને બીજા 'સત'–પ્રભુના ભક્તો.

૧૫–૧. 'ત્યે'–તે (લઘુપ્રયત્ન યકારવાળું રૂપ). ભય વિશે જુઓ આ પહેલાં પદ ૧૪.

૧૫–૨. 'વૃક'–વૃકાસુર. શકુનિ નામના અસુરનો પુત્ર. દેવોમાં કોણ તરત પ્રસન્ન થાય એ વિશે નારદને પૂછતાં નારદે શિવજીનું નામ આપ્યું. શરીરનું માંસ હોમી એણે શિવજીને પ્રસન્ન કર્યા. વર માગવાનું

કહેતાં વૃકે શિવજી પાસે માગ્યું કે જેના ઉપર હું હાથ મૂકું તે બળી જાય શિવે એ વરદાન આપ્યું. વૃકે ગૌરીનું જ હરણ કરવા વિચારી શિવજી ઉપર હાથ મૂકવા દોટ મૂકી શિવજી આગળ અને વૃક પાછળ અંતે શિવજી વૈકુંઠમાં પહોંચ્યા ભગવાન નારાયણે શિવનો ભય જાણી બટુકનું રૂપ લીધું ને વૃકના માર્ગમાં જઈ ઊભા ને જાણવા માગ્યું વૃકે જવાબ આપતાં નારાયણે કહ્યું કે વાત ગલત છે, દક્ષના શાપે પિશાચતા પામેલાને એ શક્તિ ક્યાંથી? ખાતરી કરવી હોય તો તારા માથે જ હાથ મૂકી જો વૃકે પોતાના માથા ઉપર પોતાનો હાથ મૂક્યો ને બળી મૂઓ ( ભાગવત ૧૦–૮૮ )

૧૫–૩ ત્રિપુરની કથામાં એ ન જિતાયાં એવું મળતું નથી. મયાસુરે લાંબા સમય સુધી તપ કર્યા પછી ન જિતાય તેવાં ત્રણ પુર રચવાનું બ્રહ્મા પાસેથી વરદાન મેળવ્યું ને તારકાસુર કમલાક્ષ અને વિદ્યુન્માલી નામના ત્રણ અસુરોને ત્રણ નગરના રક્ષક નીમ્યા મયાસુરે પ્રામાણિક ધર્મમય જીવન જીવવાનો હુકમ સૌ અસુરોને કરેલ, પણ એવું જીવન ન જીવ્યા અને ઉપદ્રવકારક બનવા લાગ્યા ત્યારે દેવોએ બ્રહ્માને આગળ કરી મહાદેવજીને ત્રિપુરનો નાશ કરવા વિનંતિ કરી. મહાદેવે અને ત્રિપુરનો નાશ કર્યો ( ભારત–કર્ણ૦, અ ૨૪–૨૭ )

જાલંધર નામના અસુરને છેતરીને વિષ્ણુએ વૃંદા–તુલસી સાથે લગ્ન કર્યાં 'પત્ય'–આબરૂ, ગૌરવ.

૧૫–૪ બલિરાજાના પુત્ર બાણાસુરે તાંડવ નૃત્ય કરી શંકરને પ્રસન્ન કરી વરદાન મેળવ્યું હતું જે પ્રમાણે રુદ્રનો એક ગણ એના નગરનું રક્ષણ કરે અને પોતાને એક હજાર હાથ થાય એને ઉષા નામની પુત્રી હતી, જેની 'ઓખાહરણ'ની કથા જાણીતી છે બાણાસુરે ઉષાને ખાનગીમાં રાખી મૂકેલા અનિરુદ્ધને કેદ રાખ્યો ત્યારે કૃષ્ણ સેના લઈ બાણાસુર સાથે લડવા આવ્યા, તે સમયે મહાદેવ બાણાસુરને પક્ષે કૃષ્ણ સામે લડવા આવ્યા હતા. અને બાણાસુરના હજાર હાથ કૃષ્ણે કાપી નાખી એના ઉપર વિજય મેળવ્યો અને બાણાસુરે નગરમાં જઈ

અનિરુદ્ધને મુક્ત કરી અનિરુદ્ધ અને ઉષાને કૃષ્ણ-બલરામ સાથે સત્કારી વિદાય કર્યાં ( ભાગવત ૧૦-૬૨, ૬૬ )

૧૫-૫. શિવજી સાથે 'રતિ'-ક્રીડા સમયે ભારે મુશ્કેલી ઊભી થઈ ત્યારે 'સતી'-પાર્વતીએ ભગવાનનું સ્મરણ કર્યું ત્યારે પાર્વતીના મહાત્રાસને ભગવાને દૂર કર્યો ( શિવપુરાણ ).

૧૫-૬. મધુ કૈટભ શંખાસુર એ 'ખળ'-દુષ્ટ અસુરોનો ભગવાને નાશ કર્યો હતો અને એ રીતે 'વિધિ'-બ્રહ્માના 'તાપ'-દુઃખને દૂર કરેલ 'સનકાદિ'ની સાથે પ્રશ્નોત્તર બ્રહ્માનું વાહન બની ભગવાને કર્યાં હતાં.

૧૫-૭. 'ગજવદન'-ગણપતિ. સ્કંદપુરાણમાં જણાવ્યા પ્રમાણે ગણપતિએ અનેક બ્રાહ્મણોનો વિનાશ કરેલો તેમાંથી પ્રભુએ પોતાના નામનો જપ કરાવી બચાવી લીધા.

૧૫-૮, ૯. 'વિઘ્નેશ'-ગણપતિ રાવણને ત્યાં ગધેડા ચારતા હતા, 'ધાતા'-બ્રહ્મા પંચાંગ વાંચતા હતા અને ચંદ્ર સૂર્ય 'દીપિકા'-મસાલ પકડી રાખતા હતા, 'શક્ર'-ઇન્દ્ર વગેરે દેવો રાવણની આજ્ઞાને અધીન રહી એની 'ટેહેલ'-ટહેલ, સેવા કરતા હતા, નવ ગ્રહો અને 'પનોતી'-શનિની મહાદશા 'દશાનન'-રાવણના મહેલમાં 'બંધિખાને'-બંદીખાનામાં હતા.

૧૫-૧૦. 'હતિ'-હણીને 'બ્રદ'-બિરુદ, ખ્યતિવાચક બોલો.

૧૬-૧. 'વ્હવાયા'-વહવાયા, ઉતરાયા.

૧૬-૨. 'લખી'-લક્ષ્ય કરી, જોઈ. નરસિંહ-સ્વરૂપથી ખુદ લક્ષ્મીજી ડરીને નાઠાં હતાં.

૧૬-૩. 'હળધર' ( સ. હલધર )-બલરામ. 'બણે'-બને. કવિએ હાથપ્રતમાં સર્વત્ર ધાત્વંગ 'બણ' સ્વીકાર્યું છે, 'બનવું' અર્થમાં. 'દાખી'-દેખી, જોઈ.

૧૬–૪. 'અનંત'–શેષનાગ.

૧૬–૬. દક્ષિણમાં વ્યંકટેશ પ્રભુ જે પહાડ ઉપર બિરાજે છે તે પહાડનું નામ 'શેલાચલ' કેમ પડ્યું એ બતાવ્યું છે. 'કૃપામઈ'–કૃપામય, કૃપાપૂર્ણ.

૧૬–૭. 'ચળા'–ચળ્યા, ચલિત થયા. દ્વારિકાનો વૈભવ જોઈ નારદજી ભ્રમિત થયા હતા.

૧૬–૮. 'અંબા'–પાર્વતીજી રામ સીતાના વિરહે રોતા હતા ત્યારે મોહ પામ્યાં હતાં; સીતાનું રૂપ ધારણ કરીને રામચંદ્ર પાસે ગયાં ત્યારે રામચંદ્રે પાર્વતી તરીકે એમને ઓળખી સંબોધ્યાં. 'લજ્યા'–(સં. લજ્જા)–પાર્વતીજીને 'અત'–(સં. અતિ) શરમ લાગી.

૧૬–૯. કૂર્મનો અવતાર લઈ મંદરગિરિને પીઠ ઉપર ધારણ કરી દેવો અને અસુરોને સમુદ્રમથન કરવાની સુવિધા ભગવાને કરી આપી.

૧૬–૧૦. 'મળમાસ'–પુરુષોત્તમ માસની કથામાંનો પ્રસંગ: બારે સૂર્યે ના પાડી ત્યારે પ્રભુ પોતે સૂર્યરૂપ બની એ મહિનામાં તપ્યા. 'તપીશે'–તપીશું; (જૂનું રૂપ–ત્રી. પુ. બ. વ.નું પ. પુ. બ. વ તરીકે)

૧૭–૧. 'પ્રારથના'–(સં. પ્રાર્થના). 'ધાતા'–બ્રહ્મા વાછરડાંઓનું હરણ કરી ગયા; બ્રહ્માએ જ વિનતિ કરી ત્યારે કૃષ્ણે ભૂતલ ઉપર અવતાર લીધો હતો એ વાત જ બ્રહ્મા ભૂલી ગયા હતા.

૧૭–૨. વ્રજભૂમિમાં 'વાસવ'–ઇંદ્રે કૃષ્ણે ગોવર્ધન પર્વતને ધારણ કર્યો ત્યારે ઘણું દુઃખ અનુભવ્યું હતું, તે જ ઇંદ્રે 'વજ્ર પ્રહાર'–માર ખાધા વિના કૃષ્ણને 'દ્રુમ'–પારિજાતક વૃક્ષ સત્યભામા માટે આપ્યું નહોતું; હારીને જ આપ્યું હતું

૧૭–૪, ૫. 'દ્વૌ–કંકર'–ગોધૂમ–કંકર, ન્યાય'–ઘઉં ને કાંકરાનો ન્યાય. ઘઉંમાં કાંકરા હોય તો એ કાંકરા પણ ઘઉંને ભાવે જાય; છૂટા પડ્યા કે કાંકરા એ કાંકરા જ; એ જ રીતે બધા દેવો પ્રભુના સંબંધે માન પામે; પ્રભુએ છોડ્યા પછી કોઈ કિંમત નહિ.

૧૭–૬. રાજસૂય યજ્ઞની સમાપ્તિએ સૌની સેવા કરી છૂટેલા કૃષ્ણનું સૌએ સમાન કર્યું હતું 'અનિરવચન્યે '–(સં. અનિર્વચનીય) કહેવાય નહિ તેટલી. ગજેંદ્રને રક્ષણે માત્ર હરિ જ દોડ્યા, બીજું કોઈ એને બચાવી શક્યું નહિ.

૧૭–૭. 'શ્રુતિ કર ગાન '–વેદ એ કૃષ્ણનું ગાન કરે છે.

૧૭–૯. 'સરવજ્ઞ'–(સ. સર્વજ્ઞ). 'સરવના '–(સં. સર્વ) બધાના. 'અતરયામી '–(સં. અતર્યામી) બધાંના હૃદયમાં જીવાત્મા સાથે મિત્ર જેવું ભગવાનનું એક સ્વરૂપ.

૧૭–૧૦. 'સરવાત્મા' (સં. સર્વાત્મા). 'સુગુણ '–સારા ગુણો. 'અનૂપ '–(સં અનુપમ) જેની કોઈની સાથે સરખામણી ન થાય તેવા.

૧૮–૧. 'અહંકાર ' (સં. અહંકાર). કવિએ પ્રવાહી સ્વરાત્મકતા મહાપ્રાણ સ્વરમાંની બતાવવા 'અ' અડધો લખ્યો છે. સ્વ. ગોવર્ધન-રામની પૂર્વે પચાસ વર્ષ ઉપરની આ જોડણી ધ્યાનમાં રાખવા જેવી છે.

૧૮–૨. જનના દોષને પણ ગુણ કરીને સ્વીકારે એવા દયાળુ.

૧૮–૬. સરખાવો:

कामाद् द्वेषाद् भयात् स्नेहाद्यथा भक्त्येश्वरे मनः ।
आवेश्य तदघं हित्वा बहवस्तद्गतिं गताः ॥ (ભા. ૭–૧–૫૯) વગેરે.

૧૮–૮. ભૃગુ ઋષિ વિષ્ણુને ત્યાં ગયા ને વિષ્ણુ હજી ઊંઘતા હતા ત્યાં જાય છે ત્યાં વિષ્ણુની છાતીમાં ભૃગુએ લાત મારી. પ્રભુએ આપના ચરણને તકલીફ તો નથી થઈ એમ કહી સેવા કરી, ત્યારે ભૃગુને શક્તિ-ઓના સ્વામી વિષ્ણુ અતિ શાંત છે એ અનુભવ થયો અને સરાહના કરી.

૧૮–૧૦. 'અરચન '–(સં. અર્ચન). પ્રભુ એના ભક્તોના કોઈ પણ દોષને કદી વિચારતા નથી સરખાવો:

सकृदेव प्रपन्नाय तवास्मीति च याचते ।
अभयं सर्वभूतेभ्यो ददाम्येतद् व्रतं मम ॥ (રામાયણ)

૧૯–૧. ધ્રુવ ઉપર કૃપા કરી પ્રભુએ એને તારાના રૂપમાં આકાશમાં અચલ પદ આપ્યું છે.

૧૯–૨. સરખાવો ઉપરનું 'सकृदेव प्रपन्नस्य०'

૧૯–૪. 'हे कृष्ण, तवास्मि'–પુષ્ટિમાર્ગીય દીક્ષામાં બ્રિહ્મ નિવેદનમંત્ર બોલે છે તેમાંનું છેલ્લું વાક્ય.

૧૯–૫. કોઈ પણ જ્ઞાનના સાધન વિના કંસના પિતા ઉગ્રસેને અને રાવણના નાના ભાઈ વિભીષણે માત્ર શરણના બળ ઉપર સુખની પ્રાપ્તિ કરી. 'ભેટ્ય'–ભેટ, અર્પણ.

૧૯–૬. તુચ્છ–(સં. तुच्छ) સામાન્ય પ્રકારની, મામૂલી. 'વિચ્યારિ'–વિચારી. 'સોઈ' (સં. सोऽपि > અપ. सोइ) એ જ.

૧૯–૭. 'હિરણ્યકશિપુ'–(સં. પ્રહ્લાદનો પિતા.) 'હિરણ્યગર્ભ'–બ્રહ્મા. 'નરહરિ'–નરસિંહ ભગવાન. 'વિધાતા'–બ્રહ્મા.

૧૯–૯. રાજા ભરતને મૃગના બચ્ચામાં આસક્તિ થતાં મૃગનો અવતાર લેવો પડેલો, મૃગના અવતારને અંતે બ્રાહ્મણબાલ થયા. એ ભવમાં કોઈ પણ સંગ ન થાય એવી કાળજી રાખી 'જડ ભરત' સંજ્ઞા પામ્યા. દેવીના સેવકો એને પકડી દેવી પાસે ભોગને માટે લઈ ગયા. એનું તેજ દેવીથી સહન ન થયું; શક્તિ ફાટી અને પેલા દેવી-ભક્તોને જ ખતમ કરી નાખ્યા (ભાગવત ૫–૯). 'કરયેં'–કરથી, હાથથી.

૨૦–૧ થી ૪. હરિના માર્ગ–સંપ્રદાય=વૈષ્ણવ સંપ્રદાય સિવાય બીજા માર્ગ ઊજળા નથી. 'વામી'–વામ માર્ગ પ્રકારના સંપ્રદાયો. 'ચંડી'–કાલિકા માતાને મદ્ય માંસનાં બલિદાન જોઈએ છે. 'શિવવ્રત-ધારી' બધા પણ પાખંડી છે. સરખાવો ભાગવતમાંનું ભૃગુ ઋષિનું વાક્ય શાપનું:

'भवव्रतधरा ये च ये च तान् समनुव्रताः ।
पाखण्डिनस्ते भवन्तु सच्छास्त्रपरिपन्थिनः ॥

नष्टशौचा मूढधियो जटाभस्मास्थिधारिण ।
विशन्तु शिवदीक्षाया यत्र दैव सुरासवम् ॥ (૪-૨-૨૮, ૨૯)

'શ્રાપે '-(સ શાપ)-શાપથી, ભૃગુનું અપમાન કરવામાં આવેલું તે સમયે આપેલો

૨૦-૫ ભાગવતમાં શુકદેવે રાજા પરીક્ષિતને આપેલો ઉપદેશ આ છે. ભાગવતના આરંભમાં શૌનકાદિ ઋષિઓને આવકારતાં નીચેનું વાક્ય કહે છે તે સરખાવો :

मुमुक्षवो घोररूपान् हित्वा भूतपतीनथ ।
नारायणकला शान्ता भजन्ति ह्यनसूयव ॥ (૧-૨-૨૬)

૨૦-૬. ચડીપાઠ કરતી વેળા એક બ્રાહ્મણે भार्यां रक्षतु ભૈરવીને બદલે ભૂલથી भार्यां भक्षतु भैरवी કહ્યું ને દેવીએ સ્ત્રીનો ભક્ષ કર્યો એવી રીતે जय देहि सकट दहि (? दह) કહેવામાં પણ ગરબડાટ થયો ને जय दहि, सकट देहि જેવું થયું પરિણામે 'શક્તિ'-દેવીએ જય ન આપતાં સકટ જ આપ્યું. આવી દેવીઓનું 'અતરનપણું' (સ અન્તર્ગ)-સામાના હૃદયને જાણવાપણું ક્યાં રહ્યું ?

૨૦-૭ થી ૯ પદ્મપુરાણમાં પ્રભુ સિવાય બીજામાં મતિ કરનાર 'નારકીશ'-નરકનો વાસી બનવાનું કહ્યું છે સરખાવો :

अर्च्ये विष्णो शिलाधीर्गुरुषु नरमतिर्वैष्णवे जातिबुद्धि-
र्विष्णोर्वै वैष्णवाना कलिमलमथने पादतीर्थेऽम्बुबुद्धि ।
कसारेर्विष्णुमन्त्रेऽखिलकलुषहरे शब्दसामान्यबुद्धि-
र्विष्णौ सर्वेश्वरेशेऽपि च तदितरधीर्यस्य सो नारकीश ॥

'મતિ-શિના'-મૂર્તિમાં પથ્થરની બુદ્ધિ.

૨૦-૧૦. 'દ્વાર'-દ્વારા, મારફત 'જડિ-પોષ'-મૂળમાં પોષણ :

यथा तरोर्मूलनिषेचनेन तृप्यन्ति तत्स्कन्धभुजोपशाखा ।
प्राणोपहाराच्च यथेन्द्रियाणां तथैव सर्वार्हणमच्युतेज्या ॥
(ભાગ. ૪-૩૧-૧૪)

૨૧-૧. સરખાવો પાંડવીગીતાનું વાક્ય :

वासुदेवं परित्यज्य येऽन्यं देवमुपासते ।
तृषितो जाह्नवीतीरे कूपं खनति दुर्मतिः ॥

૨૧-૪. 'ચ્હુ'-સહુ ( સ્વાભાવિક ઉચ્ચરિત રૂપ )

૨૧-૫. સરખાવો :

अविस्मितं तं परिपूर्णकामं स्वेनैव लाभेन समं प्रशान्तम् ।
*विनोपसर्पत्यपरं हि बालिशः श्वलाङ्गुलेनातितितर्ति सिन्धुम्* ॥

૨૧-૬. 'આમા'-અમો

૨૧-૭. ગીતામાં કૃષ્ણનું આ વાક્ય :

अपि चेत् सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मन्तव्यः, सम्यग्व्यवसितो हि सः ॥ ( ભ. ગ. ૯-૩૦ )

૨૧-૮, ૯. હારીત સ્મૃતિનું એ વાક્ય :

नान्यं देवं नमस्कुर्यान्नान्यं देवं निरीक्षयेत् ।
नान्यप्रसादमश्नाच्च नान्यदायतनं व्रजेत् ॥

૨૧-૧૦. આ કડી પાંડવીગીતાના વાક્યને અનુસરે છે :

*नान्यं वदामि, न शृणोमि, न चिन्तयामि,*
नान्यं स्मरामि, न भजामि, न चाश्रयामि ।
भक्त्या त्वदीयचरणाम्बुजमन्तरेण,
श्रीश्रीनिवास पुरुषोत्तम देहि दास्यम् ॥

૨૨-૧. सर्वं खल्विदं ब्रह्म (છાંદોગ્ય. ૩-૧૪-૧ ) અને विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् ( ભ. ગી ૧૦-૪૨ ) નો આશય.

૨૨-૨. સરખાવો :

स एष आद्य पुरुषः कल्पे कल्पे सृजत्यजः ।
आत्मात्मन्यात्मनात्मानं संयच्छति च पाति च ॥

( ભાગવત ૨-૬ -- )

'સહુ ઘટવાસી અંતરયામી'થી ચડી ભગવાન બધાના હૃદયમાં રહ્યા છે એટલો જ નિર્દેશ સમઝાય; અહીં વિશિષ્ટ 'અંતર્યામી'ઓ વિશે સૂચન નથી લાગતું કેમકે નહિતર આ પછી 'હરિ દુખાશે એ ભય ધરવો છૂ' ન કહે

૨૨-૬. 'અરિયા-(સ. ઇર્ષ્યા) અદેખાઈ 'સારંગપાણી'-(સ. शार्ङ्गपाणि) શાર્ઙ્ગનામનું ધનુષ જેમના હાથમાં છે તે વિષ્ણુ—કૃષ્ણ.

૨૨-૭ શ્રી શિવજી પરમ ભાગવત છે: વૈષ્ણવાના યથા શમ્ભુઃ એ વાક્યને અનુસરી વૈષ્ણવે શિવાલય પાસેથી પસાર થતા 'જય શ્રીકૃષ્ણ' કહેવા.

૨૨-૦. 'અહમારી'-અમારી (સ્વરિત મહાપ્રાણ ઉચ્ચારણ 'અ' અર્ધો કરી બતાવ્યું છે) 'ભલાય'-ભલા, કૃપાધિમય વગણુ (રૂઢિપ્રયોગ).

૨૨-૯. ગોવાળ પ્રત્યેક પશુને ઉદ્દેશી 'ચિસાડો'-હાકલ મારતો નથી કે દરેક 'પોતીયે'-પૂરીએ 'ઝ્હોણ'-મોવણ કાંઈ નાખવામાં નથી આવતુ, એ જ રીતે દરેક વડી ઉર 'લોણ'-મીઠુ ભભરાવાતું નથી એમ સમગ્ર રીતે પ્રથમથી વ્યાપીને જ પ્રભુ પ્રત્યેક પદાર્થમાં રહેલા છે.

'૨૨-૧૦. દક્ષને અભિમાન હતું માટે શિવ ન નમ્યા, પણ ભગવાનને નમ્યા.

૨૩-૧. બધા દેવદેવીઓમાં સરખી પ્રીતિ સાચી નહિ પ્રભુને તો 'ટેકની ભક્તિ'-અનન્ય ભક્તિ જ વહાલી છે. 'અન્યાશ્રિત'-અન્ય દેવોને આશ્રિત છે તેવાથી ભગવાન 'અગમ'-અગમ છે ત્યાં દૃષ્ટાંત કે 'કાંત'-પતિને વ્યભિચારિણી સ્ત્રી ઉપર પ્રેમ નથી હોતો

સરખાવો. मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी (ભ ગી ૧૨-૧૦)

૨૩-૪. સમઝ વિના પણ મનુષ્યને પ્રભુ સિવાય અન્યનો આશ્રય હોય તો પ્રભુને ખટકે.

૨૩-૫. 'પંકજ-નેન'-(સ. પંકજ-નયન) કમળનેત્ર પ્રભુને શાંતિ નથી વળતી.

૨૧–૩. સરખાવો પાંડવીગીતાનું વાક્ય :

वासुदेवं परित्यज्य येऽन्यं देवमुपासते ।
तृषितो जाह्नवीतीरे कूपं खनति दुर्मतिः ॥

૨૧–૪. 'રહી'–રહુ ( સ્વાભાવિક ઉચ્ચરિત રૂપ )

૨૧–૫. સરખાવો :

अविस्मितं तं परिपूर्णकामं स्वेनैव लाभेन समं प्रशान्तम् ।
विनोपसर्पत्यपरं हि बालिशः श्वलाङ्गुलेनातितितर्ति सिन्धुम् ॥

૨૧–૬. 'આમા'–અમો.

૨૧–૭. ગીતામાં કૃષ્ણનું આ વાક્ય :

अपि चेत् सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मन्तव्यः, सम्यग्व्यवसितो हि सः ॥ ( ભ. ગી. ૯–૩૦ )

૨૧–૮, ૯. હારીત સ્મૃતિનું એ વાક્ય :

नान्यं देवं नमस्कुर्यान्नान्यं देवं निरीक्षयेत् ।
नान्यप्रसादमद्याच्च नान्यदायतनं व्रजेत् ॥

૨૧–૧૦. આ કડી પાંડવીગીતાના વાક્યને અનુસરે છે :

नान्यं वदामि, न शृणोमि, न चिन्तयामि,
नान्यं स्मरामि, न भजामि, न चाश्रयामि ।
भक्त्या त्वदीयचरणाम्बुजमन्तरेण,
श्रीश्रीनिवास पुरुषोत्तम देहि दास्यम् ॥

૨૨–૧. सर्वं खल्विदं ब्रह्म ( છાંદોગ્ય. ૩–૧૪–૧ ) અને विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् ( ભ. ગી. ૧૦–૪૨ ) નો આશય.

૨૨–૨. સરખાવો :

स एष आद्यः पुरुषः कल्पे कल्पे सृजत्यजः ।
आत्मात्मन्यात्मनात्मानं संयच्छति च पाति च ॥

( ભાગવત ૨–૬–૩૮ )

એ પુત્ર થયેલો છે એ જેમ સ્પષ્ટ નથી હોતું તેમ એક પરિણીત પતિ પણ નથી હોતો. 'ઓળંભા'–(સં. ઉપાલંભ)–ઠપકો.

૨૪–૯. यो यदंशः स तं भजेत्–જે જેનો અંશ હોય તે તેનો આશ્રય કરે. વળી ગીતાનું વાક્ય: देवान् देवयजो यान्ति, मद्भक्ता यान्ति मामपि। (ભ. ગી. ૭–૨૩)

૨૫–૧. 'મ્હૈશી'–(સં. મહિષી) ભેંસ.

૨૫–૬. 'પંચપીરિયા'–'પાંચ' અહીં અનેકવાચી છે. 'અનેક પીરોની માનતા વગેરે કરનારા' અર્થાત્ 'અનેક દેવોની ઉપાસના કરનારા' તે 'પંચપીરિયા.' આવા જીવો 'આસુરી' કહેવાય. શ્રી-વલ્લભાચાર્યે આવા જીવોને ચર્ષણી પ્રકારના કહ્યા છે:

> चर्षणीशब्दवाच्यास्ते, ते सर्वे सर्ववर्त्मसु ।
> क्षणात्सर्वत्वमायान्ति, रुचिस्तेषां न कुत्रचित् ॥ (પુષ્ટિ. ૨૨)

'વલ્લભાખ્યાન'માં ગોપાલદાસે પણ કહ્યું છે કે

> 'બીજે કટાક્ષે જે જન ઊપના, માયામાં થયા લીન;
> કર્મજડ આસુર અન્ય–ઉપાસક, ભજન–ધર્મથી હીન. ૧–૨૦'

વસ્તુસ્થિતિએ દયારામે પદ '૨૫ માની ૬ ઠ્ઠી કડીથી પદ '૨૬' માની ૬ ઠ્ઠી કડી સુધીમાં ગોપાલદાસના 'વલ્લભાખ્યાન'ના ૧ લા આખ્યાનની ૧૫મી થી ૨૦ મી કડી સુધીનો જ અનુવાદ કર્યો છે:

> 'એ પ્રભુને મન ઇચ્છા ઊપની જસ થાવા વિસ્તાર.
> અધિકારી પાખેં એ વાણી નહિ કોને ઉચ્ચાર. ૧૫
> ભ્રમંગેથી સૃષ્ટિ નીપની અતિ સુંદર બ્રહ્માંડ.
> ચૌદ લોક નાના વૈચિત્ર્યે ભૂમંડળ નવ ખંડ. ૧૬
> પર પે ? આ[illegible] કરેવા સૃષ્ટિ તે દ્વિધા પ્રકાર:

૨૩–૬. 'અરજુન'–(સં. અર્જુન) અર્જુને શિવની આરાધના કરી 'પશુપતાસ્ત્ર' (સં. પાશુપતાસ્ત્ર) મેળવ્યું હતું. આમ કૃષ્ણનો આશ્રય છોડી અર્જુને અન્યાશ્રય કર્યો હતો. પ્રભુએ એને પોતાનો જન જાણી ક્ષમા આપી અન્યાશ્રય મુકાવ્યો હતો.

૨૩–૭. વનવાસમાં દ્રૌપદી વગેરેને 'અરક'–(સં. અર્ક) સૂર્યનો આશ્રય હતો; 'દુરવાસા'–(સં. દુર્વાસાઃ) દુર્વાસાને પ્રભુએ પ્રેરણા કરી ને પાંડવોના મેમાન થયા. એ દ્વારા કસોટી કરાવી 'રતિસ્વાદી'–લેશમાત્રથી સંતોષ પામનારા કૃષ્ણે એ અન્યાશ્રય મુકાવ્યો (મહાભારત-વનપર્વની કથા)

૨૩–૮. રાજા અંબરીષને અમથા એકાદશી (? પ્રબોધિની)નો આશ્રય હતો. એટલો અન્યાશ્રય પણ દુર્વાસા મુનિને મોકલી 'દ્વાદશી–વ્યપદેશ' પારણાના બહાનાથી પ્રભુએ દૂર કરાવ્યો (ભાગવત સ્કંધ ૯–અ. ૫ ની કથા)

૨૩–૯. કૃષ્ણના પાલક પિતા નંદરાયે આવી એક એકાદશીના વ્રત વિશેનો અન્યાશ્રય કર્યો ને બારશને દિવસે આસુરી વેળાએ કાલિંદીના જળમાં નાહવા પ્રવેશ કર્યો ત્યારે 'વરુણચર'–વરુણનો સેવક એમને બાંધી વરુણની પાસે લઈ ગયો. ગોવાળો આથી બુમરાણ પાડી કૃષ્ણ–બળરામને બોલાવવા લાગ્યા. પ્રભુ વરુણ પાસે પધાર્યા ને વરુણે નંદરાયને મુક્ત કર્યા. નંદરાયે પુત્રનું માહાત્મ્ય જાણ્યું (ભાગવત ૧૦–૨૮).

૨૩–૧૦ એ જ રીતે નંદરાય વગેરે ગોવાળો અંબિકાપૂજન માટે ગયા ત્યારે એ અન્યાશ્રય છોડાવવા અજગરના રૂપમાં રહેલા વિદ્યાધર દ્વારા ગળાવ્યા (ભાગ. ૧૦–૩૪).

૨૪–૨. 'હિત'–હેત, પ્રેમ.

એ પુત્ર થયેલો છે એ જેમ સ્પષ્ટ નથી હોતું તેમ એક પરિણીત પતિ પણ નથી હોતો. 'ઓળંભા'–( સં. ઉપાલંભ )–ઠપકા.

૨૪–૯. यो यदंशः स तं भजेत्–જે જેનો અંશ હોય તે તેનો આશ્રય કરે. વળી ગીતાનું વાક્ય:– देवान् देवयजो यान्ति, मद्भक्ता यान्ति मामपि। ( ભ. ગી. ૭–૨૩ )

૨૫–૨. 'મ્હેસો'–( સં. મહિષી ) ભેસ.

૨૫–૬. 'પચપીરિયા'–'પાંચ' અહીં અનેકવાચી છે. 'અનેક પીરોની માનતા વગેરે કરનારા' અર્થાત્ 'અનેક દેવોની ઉપાસના કરનારા' તે 'પંચપીરિયા.' આવા જીવો 'આસુરી' કહેવાય. શ્રી-વલ્લભાચાર્યે આવા જીવોને ચર્પણી પ્રકારના કહ્યા છે:

चर्पणीशब्दवाच्यास्ते, ते सर्वे सर्ववर्त्मसु ।
क्षणात्सर्वत्वमायान्ति, रुचिस्तेषां न कुत्रचित् ॥ ( પુષ્ટિ. ૨૨ )

'વલ્લભાખ્યાન'માં ગોપાલદાસે પણ કહ્યું છે કે

'બીજે કટાક્ષે જે જન ઊપના, માયામાં થયા લીન;
કર્મજડ આસુર અન્ય–ઉપાસક, ભજન–ધર્મથી હીન. ૧–૨૦'

વસ્તુસ્થિતિએ દયારામે પદ '૨૫ માની ૬ ઠ્ઠી કડીથી પદ '૨૬' માની ૬ ઠ્ઠી કડી સુધીમાં ગોપાલદાસના 'વલ્લભાખ્યાન'ના ૧ લા આખ્યાનની ૧૫મી થી ૨૦ મી કડી સુધીનો જ અનુવાદ કર્યો છે:

'એ પ્રભુને મન ઇચ્છા ઊપની જસ થાવા વિસ્તાર.
અધિકારી પાખેં એ વાણી નહિ કોનેં ઉચ્ચાર. ૧૫
ભ્રમંગેથી સૃષ્ટિ નીપની અતિ સુંદર બ્રહ્માંડ.
ચૌદ લોક નાના વૈચિત્ર્યે ભૂમંડળ નવ ખંડ. ૧૬
પર પોતાની વ્યક્તિ કરેવા સૃષ્ટિ તે દ્વિધા પ્રકાર:
દૈવી આસુરી બે ઉપજાવી પ્રભુ મન કરી વિચાર. ૧૭

ભક્તિ સુંદરી ને માયા દાસી બે મૂળ પ્રસરાવી.
તેમાં પ્હેલી નખશિખ સુભગા શ્રીહરિને મન ભાવી. ૧૮
કૃપા-કટાક્ષે હુવા અક્ષરમાં શીપના સત્ત્વ અનંત,
ભક્તિ-બીજ હુવા સૌભાગી, તે વૈષ્ણવ ગુણવંત. ૧૯
બીજે કટાક્ષે જે જન શીપના, માયામાં થયા લીન,
કર્મ-જડ આસુર અન્ય-ઉપાસક, ભજન-ધર્મથી હીન." ૨૦

૨૫-૭. સરખાવો : स वै नैव रेमे, तस्मादेकाकी न रमते, स द्वितीयमैच्छत्, स हैतावानास (બૃહદારણ્યક ૧-૪-૩), तदैक्षत । बहु स्या प्रजायेय (છાંદોગ્ય. ૬-૨-૩), स ऐक्षत, लोकान्नु सृजै (ઐતરેય. ૧-૧-૧), स ईक्षाचक्रे, स प्राणमसृजत् (પ્રશ્ન ૬-૩) પ્રથમના વાક્યમાં ऐच्छत्‌થી 'ઇચ્છા' અને પછીનાં વાક્યોમાં ऐक्षत् અને ईक्षाचक्रेથી 'ઇચ્છાયુક્ત દૃષ્ટિ'નું ઉપનિષદોમાં સૂચન છે

૨૫-૮. 'ભ્રુકુટી-ભંગ'-(સં. ભ્રુકુટી-ભંગ) દૃષ્ટિક્ષેપ. ઉપરનાં ઉપનિષદ્વાક્યોમાં ઈક્ષા એ આ આશયના મૂળમાં છે.

૨૫-૯. 'લીલા માત્ર'-રમત માત્ર. 'જુગ'-(સં. યુગ) બે: બે પ્રકારની સૃષ્ટિ. દૈવી એ 'પોતાની' અને 'આસુરી' એ 'પર'

૨૬-૧. 'બંધે'-બંને (મહાપ્રાણ તત્ત્વ ભળતાં 'ન'નો 'ધ').

શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદની દૃષ્ટિએ સૃષ્ટિના પ્રકાર—પદ '૨૫' માં જણાવ્યા પ્રમાણે પરબ્રહ્મની રમણ માટેની ઇચ્છાએ સૃષ્ટિનો વિકાસ. એ સૃષ્ટિના બે પ્રકાર: ૧. દૈવી અને ૨. આસુરી. આ બેઉનાં લક્ષણ ગીતાના ૧૬ મા અધ્યાયમાં આપ્યાં છે: अभयं सत्त्वसंशुद्धिर्ज्ञान-योगव्यवस्थितिः (૧૬-૧૩) વગેરે ૨૬ લક્ષણ દૈવીનાં અને दम्भो दर्पोऽभिमानश्च (૧૬-૪) એ વગેરે ૭ આસુરીનાં.

૨૬-૩, ૪. પરબ્રહ્મ ગુણાતીત છે; એમના જ અંગમાં ધામરૂપ 'અક્ષર બ્રહ્મ' છે. ગીતામાં જ

क्षरः सर्वाणि भूतानि, कूटस्थोऽक्षर उच्यते ।
उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः (૧૫-૧૬, ૧૭).

આ અક્ષરબ્રહ્મ ઉપર ભગવાને પહેલી દૃષ્ટિ આપી કે એમાથી અનેકાનેક દૈવી જીવો પ્રગટ થયા, એ બધા ભક્તિમાં લીન, કૃષ્ણમાં અનુરાગી, કૃષ્ણાધીન ગુણવંતા વૈષ્ણવ થયા.

૨૬–૫. જ્યારે બીજી દૃષ્ટિ આપી કે એમાથી કર્મજડ હરિભજન-ધર્મ-વિમુખ આસુરી જીવો પ્રગટ થયા, જે હમેશાં અન્યની ઉપાસના કરવા લાગ્યા, ગીતામાં જે કહ્યા છે:

आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि ।
मामप्राप्यैव कौन्तेय ततो यान्त्यधमां गतिम् ॥ (૧૬–૨૦)

૨૬–૮, ૯. 'હરિરુચિ'–પ્રભુની ઇચ્છા જોઈ ને 'શિવ'–શિવજીએ એવા આસુરી જીવોને બહિર્મુખ કર્યા. પદ્મપુરાણના કહેવાતા શ્લોક આ છે:

त्वं च रुद्र महाबाहो मोहनार्थं सुरद्विषाम् ।
पाखण्डाचरणं धर्मं त्व कुरुष्व महामते ।
तामसानि पुराणानि कथयस्व च तान्प्रति ।
मोहनानि च शास्त्राणि कुरुष्व च महामते ॥

પદ્મપુરાણની પ્રસિદ્ધ વાચનામાં આ શ્લોકો કે પ્રસંગ જોવામાં નથી.

૨૭–૩. 'મરાલ'–હંસ 'મીન'–માછલાંની વચ્ચે ન જાય.

૨૭–૪. દીવો 'સ્નેહ'–તેલના 'પાન્યે'–પાનથી જીવે; એ તેલને અડતાં જ 'મક્ષી'–માખી દેહ તજે, મરી જાય.

૨૭–૫. 'ખર'–ગધેડો સાકર ખાય તો મરી જાય; સક્કરખોર 'ખગ'–પક્ષીનો એ ખોરાક હોઈ એને કાંઈ ન થાય. અહીંથી આ પદના અંત સુધીની વિગત કવિના જ 'જો કોઈ પ્રેમ–અંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે' એ જાણીતા પદનો અનુવાદ છે 'મિસરી'– (મિસર–ઇજિપ્તમાંથી ભારતવર્ષમાં આવતી તેથી) સાકર.

૨૭–૮. 'મીચ'–(સં. मृत्यु > પ્રા. मिच्चु) મૃત્યુ. 'ખાંડ્યે'– ખાંડ (ચીની)માં ઝેરનો કીડો આવે તો મરી જાય.

૨૭-૯. 'કૈકેય-કર્મ'-કાંટાવાળી વનસ્પતિ.

૨૭-૧૦, 'ઘોડ'-ઘૂવડ. 'આસુરી'ને ઘૂવડની ઉપમા આપી છે.

પૂર્વપક્ષ-પદ '૨૮'માં શિષ્ય બ્રહ્મવાદીવ સંપ્રદાય સામે પૂર્વપક્ષ મૂકે છે. એ માટે પ્રથમ તો પ્રશ્નો રજૂ કરે છે: "સકળ પ્રપંચ"= જગદાદિ બધું સત્ય, એ હરિનું જ કાર્ય, એ લેશ પણ વ્યર્થ-મિથ્યા-અસત્ય નહિ, બ્રહ્મ સગુણ અને સાકાર, જીવ તો બ્રહ્મના અંશ અને સંખ્યામાં અનેક, જીવના અને માયાના સ્વામી ઈશ્વર-પરબ્રહ્મ, જીવ અણુ અને પ્રભુ 'સદ્ગુણ-ધામી'-બધા ગુણોથી પૂર્ણ, અક્ષરબ્રહ્મ એ ધામ અને ભગવાન ધામી. એમની સતત સેવા, જીવ અને પરબ્રહ્મ વચ્ચે સેવક અને 'સ્વામી'-સેવ્યનો સંબંધ,—આ કેવી રીતે સંભવી શકે! જલ અને એના તરંગમાં ભેદ નથી, સોનું અને કુંડળમાં ભેદ નથી, માટી અને ઘડામાં ભેદ નથી એનો જે 'જડ'-મૂર્ખ હોય તે ભેદ જુએ. બ્રહ્મ તો નિર્લેપ-નિરંજન નિરાકાર અને અખંડ છે, ત્રણે કાળમાં કોઈ ભેદ છે નહિ. વેદ એવા કોઈ પણ પ્રકારના ભેદને 'વૃથા'-અસત્ય કહે છે; જે કોઈ એવા ભેદને સત્ય કહે તો એવાને 'બાળ'-મૂર્ખ સમજો." —

ઉત્તર-શરૂ કડી ૯મીથી ભેદનું સમર્થન કરનારો ઉત્તર આપે છે. 'અવદાત'-શુદ્ધ સ્વચ્છ. 'કાજ'-(સં. કાર્ય) અને 'કારણ' એવી બે વસ્તુ 'નામાકાર'-નામ અને આકાર=રૂપથી જેમ ભેદ છે. તેમ ક્રિયાથી પણ ભેદ છે. 'મૃદ'-માટીથી 'તોય' પાણી આવી શકે નહિ તેજ પાણી એજ માટીમાંથી બનાવેલા ઘડામાં આવી શકે.-'ઘટ્યે'-ઘટે, ઘડામાં.

આમાં માટી વગેરે 'ઉપાદાન' કારણ છે, જ્યારે 'કુલાલ'—કુંભાર વગેરે 'નિમિત્ય'—નિમિત્ત કારણ છે.

૨૯. ૫. 'સમવાય'—(સં. સમવાયિન્)—કવિ સ્વતંત્ર રીતે જ ત્રીજું કારણ 'સમવાયિ' કહે છે અને એ 'વિવર'—પોલો ભાગ, આકાશ, 'ચક્ર'—ચાકડો ને 'દંડ'—દાંડો. વેદાંત તેમજ ન્યાયશાસ્ત્રમાં 'ઉપાદાન કારણ' અને 'સમવાયિ કારણ' જુદાં કહ્યાં જ નથી. બ્રહ્મસૂત્રમાં तत्तु समन्वयात् (૧–૧–૩) માં બ્રહ્મને 'સમવાયિ કારણ' કહ્યું છે ત્યાં એ 'ઉપાદાન કારણ' જ છે.

૨૯. ૬. ગુરુ સામો પ્રશ્ન કરે છે કે "જો નિર્ગુણ નિરાકાર સિવાય બીજું કાંઈ જ ન હોય તો એવી 'અભેદે'—અભેદાત્મક સ્થિતિમાં આ સૃષ્ટિ કેવી રીતે હોઈ શકે? તું જ કહેને."

પ્રતિબિમ્બવાદ–૨૯. ૮ થી અન્ય વાદીનો પૂર્વપક્ષ શિષ્ય રજૂ કરે છે. આ કેવલાદ્વૈત સિદ્ધાંતમાં—શ્રી શંકરાચાર્યના સિદ્ધાંતમાં સ્વીકારાયેલા પરબ્રહ્મનું સ્વરૂપ છે. "કોઈ માણસ 'કાચના'—અરીસાના મંદિરમાં ગયો હોય ત્યાં એ પોતાને અનેક પ્રતિબિંબો-રૂપે જુએ, એણે 'દર્પણે'—દર્પણમાં, અરીસામાં પોતાની છાયા જ જોઈ છે, અને છતાં દરેક સ્થળે એ બીજો બીજો જ માણસ છે એમ માને. વસ્તુસ્થિતિએ તો પોતાનાં જ પ્રતિબિંબોને જોઈ ભ્રાંત થયો છે ત્યાં નથી દૃષ્ટ કે નથી અદૃષ્ટ, નથી કોઈ બીજો સ્રષ્ટા કે નથી કોઈ સૃષ્ટિ; એ તો માત્ર સૌ કોઈ એક બ્રહ્મ જ છે; અનેક નથી"

૩૦ ૧, ૨. "કરોડો ઘડા પાણીથી ભર્યા હોય અને એમાં સૂર્યનું પ્રતિબિંબ પડે તો એ બધામાં અનેક સૂર્યો દેખાય; એ રીતે માયાના 'સયોગે'—સયોગથી બ્રહ્મનાં રૂપ ઘણાં જણાય—દેખાય છે."

ગુરુનો ઉત્તર–૩૦. ૪. 'અસંભવ'—વાદીની દલીલમાંની અસંભવિતતા તરફ ધ્યાન દોરે છે.

૩૦–૫. "પ્રતિબિંબ રૂપનું પડે, પણ વાદીના મનમાં તો બ્રહ્મને મૂળગું રૂપ જ નથી. રૂપ જ નથી તેનું પ્રતિબિંબ શામાં પડે?"

૩૦–૬. 'માયા'–એ તો કપટનું નામ છે. દર્પણમાં જેવી નિર્મલતા છે તેની જેમ 'માયા' જેવા કપટી પદાર્થમાં પ્રતિબિંબ જ કેવી રીતે પડી શકે ?"

૩૦–૭. 'પવન અરૂપી હોવાથી એનું ક્યાંય પ્રતિબિંબ નથી પડતું'–એ દૃષ્ટાંત.

૩૦–૯. વાદીના મતમાં પણ 'કાચ, માણસ, છાયા' એવા ત્રણ ભેદ, અને એમાં ચોથો અજ્ઞાની મળતાં ચાર ભેદ. ઉત્તરો ભેદ કવિ મઝાકમાં જ કહે છે.

૩૦–૧૦. 'યુગલ' એ વિના 'પરપંચ'–(સં. પ્રપંચ) જગતની ઉત્પત્તિ થઈ શકે નહિ.

૩૧–૧ થી ૪. "બ્રહ્મ અરૂપ હોવાથી પ્રતિબિંબ અને છાયાની શકયતા જ ન હોય. અગુણ–ગુણાતીત એક જ હોય તો પછી માયા–એવી બીજી વસ્તુ જ નથી; હોય તો 'એક' જ શા માટે ગાવામાં આવ્યા હોય ? 'કરતત્વ'–(સં. કર્તૃત્વ) રૂપ વિના કર્તાપણાની જ શકયતા નથી; સગુણ ન હોય તો સૃષ્ટિની શકયતા નથી. જો કર્તા 'સાકાર'–આકારવાળો ન હોય તો પછી 'સંસાર'–જગતને 'અવયવ'–આકાર છે એ કેવી રીતે બને?"

કવિએ અહીં 'જગત'ના પર્યાય તરીકે 'સંસાર' શબ્દ પ્રયોજ્યો છે. બ્રહ્મવાદીય વેદાંતની પરિભાષામાં 'જગત' એ દૃષ્ટશ્રુત સત્ય બ્રહ્મરૂપ છે; 'સંસાર' તો એમાં જીવે કરેલાં 'હુ' અને 'મારું' છે–જે અસત્ય છે.

૩૧–૫ થી ૭ "જો કર્તા પુરુષ સાકાર ન હોય તો સંસાર = જગતને કેઈ રૂપ જ ન હોય. તું 'ગેં'–શા માટે 'જોય નવ'–જોતો નથી કે સમગ્ર સૃષ્ટિરૂપી કાર્ય કારણ જેવું છે ? પ્રભુએ પોતાનાં રૂપ વગેરે જોઈને જગતનું સર્જન કર્યું : 'જાણ'–તુ સમજ

'પરમાણ્ય'–પ્રમાણ તરીકે માન (આજ્ઞાર્થ બી પુ એ. વ.). 'શ્રુતિ'–શ્વેતાશ્વતર ઉપનિષદમાં બ્રહ્મને 'કરપદાદિ' નથી એવું સૂચન છે, અને છતાં ગ્રહણ ગતિ વગેરે કર્યાં જ છે:

अपाणिपादो जवनो ग्रहीता पश्यत्यचक्षुः स शृणोत्यकर्णः ।

स वेत्ति वेद्यं न च तस्य वेत्ता ..( ૩–૧૯ )–આ ઋચાનો નિર્વાહ–સાર્થકતા કેવી રીતે થાય, જો તું 'અલીક'–આ ખોટું છે' એમ કહીશ તો? 'કુહેશ'–કહીશ (જૂનું રૂપ)"

૩૧–૮ 'બ્રહ્મવાદનો સિદ્ધાંત એ છે કે ભગવાનની ઇંદ્રિયો આપણા જેવી પ્રાકૃત નથી, ધર્મલક્ષણ પણ પ્રાકૃત નથી પ્રભુનાં રૂપાદિ 'અપ્રાકૃત'–અલૌકિક અને આનંદમય છે ઉપરની શ્વેતાશ્વતર ઉપનિષદની ઋચાનો આ મર્મ છે પ્રભુ आनन्दमात्रकरपादमुखोदरादि (નાન્દપચગાત્ર) છે"

૩૧–૯ "તું કદાચ એમ કહીશ કે એ તેજોમય ગોળાકાર 'બ્રહ્મ'–અક્ષરબ્રહ્મ છે, તો કહેવાનું કે એ જ પ્રભુનું ધામરૂપ અક્ષરબ્રહ્મ છે, એના વિશે પ્રભુની સાકાર છબીના દર્શન થાય છે એ અક્ષરધામમાં જે વસનારા જીવો છે તે એ મહાન 'પ્રભુ'–ભગવાનના જેવા સ્વરૂપના સદા સિદ્ધ છે એ ભગવાન કૃષ્ણ સાથે અચન લીલાવિહાર કરે છે"

૩૨–૧ ૪ કાવ્યમાનું ઉદાહરણ મહું ૨૫૪ છે

૩૨–૫ "કાવ્યમાનો માત્ર ગોળાકાર જ દેખે અને એનાં કોઈ અંગોને પેલી વિજાતિ વ્યક્તિ નથી જોઈ શકતી, તે પ્રમાણે શૂન્યવાદી બ્રહ્મને શૂન્યના સ્વરૂપમાં જુએ છે'

૩૨–૬ ગીતાનું વાક્ય ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम् ।
( ૪–૧૧ )

૩૨–૭ થી ૧૦. "દૂરથી જોનારને સૂર્ય ગોળાકાર લાગે છે પણ અરુણ વગેરે એના યથાર્થ સ્વરૂપને 'સમજે છે'–જુએ છે, તેવી રીતે અક્ષરબ્રહ્મ તેજોમય ગોળાકાર છે નટવર પુરુષોત્તમ પરબ્રહ્મ ધામી છે અને એ ( ગીતામાં कूटस्थोऽक्षर ) કૂટસ્થ અક્ષર એમનું ધામ છે એની પ્રતીતિ થવા શાલિગ્રામ ગોળાકાર છે એ અક્ષર બ્રહ્મમાંથી રાધારમણ પરાત્પર ભગવાન કૃષ્ણ વૃંદાવનમાં પ્રગટ થયા છે" કવિ શાલિગ્રામને

અક્ષરબ્રહ્મનું સ્વરૂપ કહે છે, બેશક, વલ્લભ-સંપ્રદાયમાં આ માન્યતા વ્યાપક તરીકે જાણવામાં નથી.

૩૩-૧ થી ૪. 'તું જેને ' અરૂપ '-અગુણ કહે છે તે અક્ષર બ્રહ્મ છે એનાથી પુરુષોત્તમ પર છે એમનાં જન્મ અને કર્મ દિવ્ય છે ગીતામાં કહ્યા પ્રમાણે जन्म कर्म च मे दिव्यम् । ૪-૯ જેનાં કર્મ ફરતાં છે તેવા અણુઓ જ એ પુરુષોત્તમને પ્રાકૃત કહે છે यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह । (તૈત્તિરીય ૪-૪)-એમ મન વાણીથી પ્રભુ પર છે.

૩૩-૫ થી ૧૦ 'મ્યે '-મે (લઘુપ્રયત્ન યકારવાળું રૂપ). પ્રતિબિમ્બવાદ અસિદ્ધ છે એ તો સ્પષ્ટ થયું પણ જગતની સત્યતા વિશે શિષ્યને સંતોષ નથી, તેથી શાંકરમત પ્રમાણેના જગતની સ્થિતિનો શિષ્ય ખ્યાલ આપે છે "' દોરડીના રૂપનો સાપ, છીપમાં થયેલી રૂપની ભ્રાન્તિ, મરીચિકા ઝાંઝવાંનું 'પાણી '-આ બધું અજ્ઞાનથી છે તેવી રીતે બ્રહ્મમાં અજ્ઞાનથી જગતની ભ્રાન્તિ છે 'તેમ '-પાણી બ્રહ્મ અને સદા સત્ય રહ્યું, જગત સત્ય નથી

-' વિવર્તવાદ '-કેવલાદ્વૈત સિદ્ધાન્તનો નિશ્ચાત્મક વાદ એ વિવર્તવાદથી દૃઢ અભેદની 'પ્રતીતિ'-ખાતરી થાય છે' अतत्त्वतोऽन्यथा प्रथा विवर्त इत्युदाहृत (વેદાંતસાર)-વાસ્તવિક નહિ હોઈ જુદી જાતનું જે જ્ઞાન (ભ્રમ) તે વિવર્ત પંચદશીમાં પણ-

अवस्थान्तरभान तु विवर्तो रज्जुसर्पवत् ।
निरंशोऽप्यस्त्यसौ व्योम्नि तल्मालिन्यकल्पनात् ॥

-દોરડામાં સર્પ નથી છતાં સર્પની ભ્રાન્તિ થાય છે તેમ જગત એવો પદાર્થ નથી છતાં આકાશને તળ નથી અને છતાં એની મલિન સપાટી કલ્પવામાં-માની લેવામાં આવે છે તેમ, બ્રહ્મમાં દેખાય એ વિવર્ત."

ગુરુનો ઉત્તર-૩૪-૧ થી ૪. "સાચા સર્પનો અનુભવ લીધા વિના દોરડામાં કદી સર્પની ભ્રાન્તિ થાય નહિ. 'ચૌજુગ '-ચારે યુગમાં, બધા સમયમાં.

૩૪–૫ થી ૭ "જો પુષ્પ જ ન હોય તો 'ગગનનું'–આકાશનું પુષ્પ કહેવાનો યોગ જ ન આવે એ જ પ્રમાણે છીપ રૂપુ અને માણસ ત્રણેય કદી હોય જ નહિ તો કોને કોની ભ્રાંતિ થાય ? સૂર્યનાં કિરણોમાં જલ છે તેથી ખાંગવાળી 'ક્ષિતિ'–પૃથ્વી દેખાય છે; આ ચારેય અસનમાં સત્ય છે, એટલે જ પછી અન્યત્ર એની ભ્રાંતિના પ્રસગ સાંપડે છે, નહિતર ભ્રાંતિ જ ન થાય"

૩૪–૯ ૧૦. "વિવર્ત અવયવવાળાનો થાય, અવયવ વિનાના-નો નહિ સાચી જ વસ્તુમાં જે સાચો પદાર્થ હોય તેનો જ બીજે ભ્રમ થવાનો પ્રસગ સાંપડે "

નિઃરૂપ–(સ નિર્ + રૂપ = નીરૂપ) બ્રહ્મ નીરૂપ છે અને એના વિના 'અવર'–બીજી કોઈ 'વસ્તુ'–વસ્તુ સાચી નથી, તો ભ્રમ કોનો થાય ? સામા પક્ષનાં આપેલાં દૃષ્ટાંતો જ 'અસ્ત'–નિરર્થક જાય

૩૫–૧ થી ૪ 'ભવ'–જગત. 'નિરસધેહ'–(સં. નિઃસંદેહ). "જગત જૂઠુ તો દેહ જૂઠો, ને દેહ જૂઠો તો જ્ઞાનની કોઈ શક્યતા જ નહિ, તો મોક્ષ પણ પછી ક્યાંથી ? સ્વપ્નમાં 'ગર્થ'–પૈસો મળ્યો હોય તેનાથી 'જાગ્યે'–જાગ્યા પછી કાંઈ અર્થ સરે નહિ "

૩૫–૬ ૭ ભગવાનના પદાર્થોમાં જે 'મ્હારાપણુ' તેટલું જ માત્ર 'મિથ્યા'–અસત્ય છે. મારાપણું મિથ્યા છે, વસ્તુત તો તે તે સત્ય જ છે

૩૫–૮ "તુ કહીશ કે વસ્તુ પરિણામે તો નષ્ટ થાય છે માટે 'મૃષા'–અસત્ય છે પરતુ એ ખરોબર નથી, 'સુક્ષમ'–સૂક્ષ્મ બીજ–રૂપે 'સસાર'–જગત પ્રભુમાં સત્યરૂપે હમેશા રહેલ છે"

૩૫–૯ 'વ્રષા'–(સ. વર્ષા) વરસાદ 'કોણે'–કોણ ?

૩૫–૧૦ 'ભવલીલા'–જગદ્રૂપ ક્રીડા પ્રભુની છે અને ભગવદ્રૂપ છે એમાં 'સશે'–(સંશય) નથી ભગવદ્રૂપ કારણે સાચુ છે, જગદ્રૂપ કાર્ય પણ 'તદ્રૂપ'–ભગવદ્રૂપ હોઈ સાચુ છે"

૩૬–૧. ભેદ નામ રૂપ અને ગુણથી છે. સરખાવો :

सर्वाणि रूपाणि विचित्य धीरः नामानि कृत्वाभिवदन् यदास्ते ॥
तद्धेदं तर्ह्यव्याकृतमासीत्, तन्नामरूपाभ्यां व्याक्रियत ॥
नामरूपे व्याकरवाणि ॥

૩૬–૨ રમણાર્થ' સૃષ્ટિની રચના વિશે જુઓ આ પૂર્વ' ૨૫–૭.

૩૬–૪ आद्यावन्ते च मध्ये च हरिः सर्वत्र गीयते ।

૩૬–૫ એ પ્રભુ જ સર્વ'ત્ર બધાનું કારણ છે, કાર્યનો ભેદ તેમ અભેદ બધુ એ જ છે. તું નામ અને રૂપનો વિનાશ કહે છે. વેદ પણ આત્યંતિક સ્વરૂપે એને વૃથા કહે છે, કારણ કે એ સર્વ કંઈ પ્રભુ જ છે.

૩૬–૬ પ્રભુ પોતે જ જગત–રૂપે થાય છે અને એના 'અનૂપ'–અનુપમ દ્રષ્ટા પણ પોતે જ છે શુદ્ધ ચિત્તથી જેના 'ભાસ–વિલાસ'–દેખાય છે તે વિલાસ–ખેલ 'તદ્રૂપ'–ભગવદ્રૂપ જ છે સરખાવો નરસિંહ મહેતાનું વચન :

" જાગીને જોઉં તો જગત દીસે નહિ, ઊંઘમાં અટપટા ભોગ ભાસે
ચિત્ત ચૈતન્ય–વિલાસ તદ્રૂપ છે, બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે "

૩૬–૭. શંકા : 'જો હરિ 'સરવત'–(સ. સર્વત્ર) છે, તો હરકોઈ સ્થળે સ્નેહ કરવાથી 'શ્રેય'–કલ્યાણ કેમ નથી થતું ? બધું ભગવદ્રૂપ હોઈ જ્યાં સ્નેહ કરીએ તે હરિમાં જ થયો ગણાય નહિ ?"

૩૬–૯, ૧૦. નિરાકરણ : હરિનાં ત્રણ રૂપ છે : ૧. આધિભૌતિક, ૨ આધ્યાત્મિક ને ૩. આધિદૈવિક દૃષ્ટાંત તરીકે ગંગાનાં ૧. પાણી, ૨ તીર્થ અને ૩ સ્વયં દેવી એ ત્રણે રૂપથી 'સુરસરી'–સુરસરિતા ગંગા છે એની જેમ જ પાણીને ઠામે જગત, તીર્થને સ્થાને 'અન્તર્યામી'–(સ. અન્તર્યામી) અને દેવીને સ્થાને પુરુષોત્તમ, પોતે અનુક્રમે આધિભૌતિક આધ્યાત્મિક અને આધિદૈવિક રૂપમાં છે શ્રીવલ્લભાચાર્યના 'સિદ્ધાંતમુક્તાવલિ' ગ્રંથમાંથી આ વસ્તુ કવિએ લીધી છે :

त्रिरूपा चापि गङ्गावज्ज्ञेय सा जलरूपिणी ॥ ५ ॥
माहात्म्यसंयुता नृणां सेवतां भुक्तिमुक्तिदा ।

मर्यादामार्गविधिना तथा ब्रह्मापि बुध्यताम् ॥ ६ ॥
तत्रैव देवतामूर्तिर्भक्त्या या दृश्यते क्वचित् ।
गङ्गाया च विशेषेण प्रवाहाभेदबुद्धये ॥ ७ ॥

प्रत्यक्षा सा न सर्वेषां प्राकाम्य स्यात्तया जले ।
विहिताच्च फलात्तद्धि प्रतीत्यापि विशिष्यते ॥ ८ ॥

यथा जलं तथा सर्वं यथा शक्ता तथा बृहत् ।
यथा देवी तथा कृष्णस्तत्राप्येतदिहोच्यते ॥ ९ ॥

૩૭–૧. 'નિરાવરણ'–ઉપરના આચ્છાદન વિનાનો 'સાવર્ણ' –(સં. સાવ્રણ) ભારેલો.

૩૭–૨. 'હિત'–હેત, પ્રીતિ, પ્રેમ. 'સંસૃતિ'–જન્મ–મરણાદિ. 'પ્રપંચ્યે'–(સં. પ્રપચે) જગતમાં.

૩૭–૪ 'કાણા'–એક આંખવાળા 'વણ–મત્ય'–(સં. વિના–મતિ) –મતિ વિનાના. મતિહીન પુરુષો 'બ્રહ્મ સત્ય છે અને જગત અસત્ય છે' એમ કહે છે, સમજુઓ બેઉને સત્ય કહે છે

૩૭–૫. "મતિહીન લોકો એક આંખ હોવાને કારણે માત્ર બ્રહ્મને જ જુએ છે, 'કોય અવર'–બીજાને જોતા 'ન'–નથી. એમના મનમાં બીજું દર્શન ક્યાંથી હોય?"

૩૭–૬. શિષ્યનો પૂર્વપક્ષ : વિવર્તવાદમાં બે અવસ્થા સ્વીકારવામાં આવી છે: ૧. પારમાર્થિક અને ૨. વ્યાવહારિક. પહેલી જ્ઞાનની દશા છે અને એમાં જગત અસત્ય છે અને જીવ જ બ્રહ્મ છે અને એ જ માત્ર સત્ય છે; બીજી વ્યવહાર દશામાં બધું જગત સત્ય છે અને વર્ણવવામાં આવેલી બધી વસ્તુઓ પણ સત્ય છે.

૩૭–૭ થી ૧૦. નિજ સ્વરૂપનું જ્ઞાન નથી ઊપજ્યું ત્યાંસુધી ભેદ છે એવો ખ્યાલ રહે છે. 'પ્રકૃતિ–વિકાર'–માયાએ ભાસેલો વિકાર જ્ઞાનથી દૂર જતાં વ્યવહારમાં જે ભેદ સત્યરૂપે લેવામાં આવતો હતો તે

અસત્યરૂપે સ્પષ્ટ થઈ જાય છે બધો વ્યવહાર ભ્રાંતિજનક છે; થોડો પણ અજ્ઞાનનો અંશ રહેલો હોય છે ત્યાંસુધી જ 'ગુરુ અને શિષ્ય' એવો ભેદ પણ રહ્યો હોય છે. એ અજ્ઞાન-અંશ જતાં કેવળ બ્રહ્મ જ થઈ રહે છે. અખંડિત બ્રહ્મસ્વરૂપ એ પોતાનું છે એવું જ્ઞાન થવા છતાં પણ પૂર્વના 'અધ્યાસ'-માયાજન્ય ભ્રમને લઈ ગુરુના મનમાં 'દ્વૈત' -એપણાનો ભ્રમ રહે છે, અને તેથી ઉપદેશ આપે છે.

વિવર્ત અને અધ્યાસ એ કેવલાદ્વૈત સિદ્ધાંતના બે મહત્ત્વના પારિભાષિક શબ્દ છે.

ગુરુનો ઉત્તર : ૩૮-૧ થી ૭. ગુરુ કટાક્ષપૂર્વક શિષ્યે કહેલી વસ્તુની જાણે કે સરાહના કરે છે "ગુરુ-શિષ્ય એવો ભેદ જ્યાં-સુધી છે ત્યાંસુધી બેઉ અજ્ઞાની આ તારો મત, 'બીજી કોઈ પણ વસ્તુ નથી' એવું જ્ઞાન થાય ત્યારે જ તારે મતે પૂર્ણજ્ઞાની થયો. 'વિચ્યાર'-વિચાર કર. 'વણજ્ઞાન'-તને જ્ઞાનનો અભાવ હોવાથી હું જે સાચાં વચન કહું તેમાં ખેદ થાય છે, તને એ વચન ગમતાં નથી."

૩૮-૮ થી ૧૦. શિષ્ય ગુરુ-શિષ્યની સમાનતા ન હોવાની રજૂઆત કરી ગુરુ સંપૂર્ણ જ્ઞાની અને શિષ્ય સંપૂર્ણ અજ્ઞાની હોવાનું કહે છે. 'નિ'-નહિ. 'ઘાડું'-ગાઢ, ખૂબ. 'નિરૂપ'-( સં. નિર્-રૂપ= નીરૂપ ) રૂપરહિત. 'નિરગુણ'-( સં. નિર્ગુણ ) સત્ત્વ રજસ્ તમસ્ એ ગુણો વિનાનું,-'अहं ब्रह्मास्मि એવો ખ્યાલ. ગુરુને સ્વપ્નમાં પણ 'અવર'-બીજું છે એવી દૃષ્ટિ નથી.

ગુરુનો ઉત્તર : ૩૯-૧ થી ૪. ગુરુ ભેદદૃષ્ટિનું સમર્થન કરે છે. 'કહતિ'-કોને ?

૩૯-૫.-"ભેદ જ ન હોય તો પછી ઉપદેશનો જ સંભવ નથી; કોણ કોને ઉપદેશ દે ?"

૩૯-૬ થી ૮. શિષ્યનો પૂર્વપક્ષ : શિષ્ય 'દૃષ્ટિદોષવાળો એક ચંદ્રને સ્થાને બે ચંદ્ર જુએ છે, એ વાત દર્શાવતી મૂકે છે. 'મિથુન...લોચન'

–બેઉ નેત્ર. 'નિરમળાં'–(સં. નિર્મળ) ચોખ્ખાં થતાં બે ચંદ્રરૂપી પરિણામ 'મિથ્યા'–અસત્ય થાય છે.

૩૯–૯, ૧૦. ગુરુ સમાધાન આપે છે કે "જો શશી–ચંદ્રમા સાચો 'ઝમ'–જેમ, દર્શન 'ન' આપતો હોય તો બે–પણાની દૃષ્ટિ આવે? વળી જોનારો જે ત્રીજો તે સત્ય ન હોય તો બે ચંદ્ર હોવાપણું કોણ બતાવે? એ જ પ્રમાણે શ્રોતા પણ સાચો ન હોય તો વાત કોની આગળ કહે? 'કોણ'–કોણ. દયાના પ્રિયતમ પ્રભુ સાકાર અને સત્ય છે, તેવો જ ભવ–જગત પણ સાક્ષાત્ સત્ય છે."

૪૦–૧ થી ૪. "ગગન–પુષ્પ, 'સસાનૂ શિંગ'–સસલાનું શિંગડું ને 'વંઝયા–સુત'–વાંઝણીનો પુત્ર આ વસ્તુઓ ખોટી જ છે. 'ક્યહૂં' –ક્યાંય પણ આ રૂપ દેખાતાં નથી. સાચું હોય તે સ્પષ્ટ દેખાય, જૂઠું હોય તો દૃષ્ટિમાં આવે નહિ."

૪૦–૬. 'અભેદ–જુગતી'–(સ –યુક્તિ) વિવર્તવાદીઓ તરફથી મૂકવામાં આવેલી અભેદ–વિષયક યુક્તિઓ સાંભળીને અજ્ઞાન વધ્યું હતું: આપની કૃપાથી શું સત્ય–શું અસત્ય એનું જ્ઞાન થયું.

૪૦–૮, ૯. વિવર્તવાદનું સ્વરૂપ સક્ષેપમાં કહેવામાં આવ્યું છે.

વિશિષ્ટ પૂર્વપક્ષ : ૪૧–૧ થી ૪. શિષ્ય વિવર્તવાદના મતમાં રહેલી ત્રણ સત્તાઓ રજૂ કરે છે ૧ 'વ્યવહારિક'–(સં. વ્યાવહારિક), ૨. 'પ્રતિભાસ'–પ્રાતિભાસિક–દેખાવ માત્ર અને ૩ 'પરમાર્થ'– પારમાર્થિક, છેવટના સત્ય અર્થ તરીકે રહેલી. આ પૂર્વે પદ '૩૭' માંમાં પરમાર્થ અને વ્યવહાર એવાં બે સત્ય કહેવામાં આવ્યાં હતાં, અહીં હવે ત્રણ સત્ય કહેવામાં આવે છે 'મ્રંમ'–(સં મર્મન્) રહસ્ય.

૪૧–૫, ૬. 'મ્રમભેદ'–(સં. મર્મભેદ) નું શ્રવણ વ્યાવહારિક સત્તામાં સંસાર–જગત બધું સત્ય. 'પ્રતિભાસની'–(સં. પ્રતિભાસિની)– સ્વપ્નમાં પ્રતિભાસ, જાગ્યા પછી એ બધું અસત્ય. 'પરમાર્થ'–જ્ઞાનની સર્વોત્કૃષ્ટ સ્થિતિમાં સંપૂર્ણ 'અભેદ'–જ્ઞાન, બ્રહ્મ સિવાય બીજું કશું

જ નહિ, જીવ જ બ્રહ્માનન્ય. આ જ્ઞાન ન થાય ત્યાંસુધી 'હું ગુરુ' 'હું શિષ્ય' એવું 'અભિમાન'.

૪૧–૭. શિષ્ય ઉપરની યુક્તિઓને 'વાતછળ'–( સં. વાર્તા–છલ )–વાક્છળ કહે છે.

૪૧–૮. આ પૂર્વે પદ ૨૯માથી ૩૭મા સુધીમાં પ્રતિબિંબવાદ અને વિવર્તવાદના ખંડનમાં ત્રણ સત્તાઓનું નિરાકરણ આપવામાં આવ્યું છે.

૪૧–૯. પોતે જ પોતાના મતનું ખંડન કરે છે–'વદતો વ્યાઘાત' દોષ ગુરુ સૂચવે છે.

૪૧–૧૦. ગુરુ સામો પ્રશ્ન કરે છે કે 'પારમાર્થિક રીતે કેવળ બ્રહ્મ છે એ વિશે પ્રમાણ શું? એક જ બ્રહ્મ છે એમ 'કાણ'–કોણ કહેનારું છે?'

૪૨–૧ થી ૧૦. ગુરુ ત્રણે સત્તાઓમાં રહેલા દોષોની સ્પષ્ટતા કરે છે. 'લહરે'–તરેહ, પ્રકાર. 'ધોખો'–કંઈ વાગવાથી વાસણમાં પડતો ખાડો–લાક્ષણિક અર્થ 'દોષ'. "સ્વપ્નમાં જે કંઈ જુએ છે તે એ સ્વપ્ન સમયમાં સાચો વ્યવહાર લાગે છે. એ સમયે પણ બ્રહ્મ તો સાક્ષીરૂપ રહે જ છે એમ 'શ્રુતિ'–વેદ કહે છે. 'વૈખરી'–માનવ–વાણી આ વાતની સાક્ષી આપે છે. જાગ્રત અવસ્થામાં પણ આપણે વ્યવહાર કરિયે છિયે; સ્વપ્નમાં પણ એવો જ વ્યવહાર અનુભવાય છે. ગુરુ ત્રણે પ્રકારની સત્તામાં વ્યવહાર રહેલો હોવાનું કહે છે. પણ 'ગમાર'–મૂર્ખ ! વિવર્તવાદીઓના મતમાં પણ આમ આવી પડતો વ્યવહાર બ્રહ્મ લગી સંભવતો નથી, એ વાત સમઝી લે."

૪૩–૧ થી ૪. શિષ્ય એક નવી યુક્તિ રજૂ કરે છે: પાણીમાં જે પ્રમાણે પાણી ભળી જાય છે તે પ્રમાણે જીવ બ્રહ્મમાં ભળી અભેદ પ્રાપ્ત કરે છે.

૪૩–૫. બીજી યુક્તિ : 'દીપજ્યોનજુગ્મ'–( સં. દીપજ્યોતિયુગ્મ )

બે દીવાની જ્યોત એકરૂપ થતાં ભેદ રહેતા નથી તે પ્રમાણે અવિદ્યા ટળી જતાં જીવ બ્રહ્મમય થઈ જાય છે.

૪૩–૬. ત્રીજી યુક્તિ : અને બ્રહ્મ બે નથી એવી સમઝ થતાં સુખદુઃખ વગેરે ગયું કે જીવાત્મા જ ભોગી થયો, એને બ્રહ્માનંદ મળ્યો.

૪૩–૭ થી ૧૦. ઉપરની ત્રણે યુક્તિઓનું નિરાકરણ. "પૂરા ભરેલા ઘડામાં વધુ પાણી જો સમાય તો જીવ બ્રહ્મમાં ભળ્યો એમ સમઝી શકાય. એક જ્યોતિમાં બીજી જ્યોતિ મળે છે ત્યારે તો પ્રકાશ વધી જાય છે એવો અનુભવ કેમ થાય છે? 'લખે'–લક્ષ્ય કરે, જુએ. બે દીપ અને 'પ્રભા'–કાન્તિ, એમાં દીપ ધર્મી છે અને પ્રભા ધર્મ છે. બે જ્યોત મળતાં દીપમાં વધારો નથી થતો, પ્રભારૂપ ધર્મમાં 'ઘટવધ્ય'–ઘટવધ થાય છે. પ્રભુ કૃષ્ણ 'ધર્મી છે'–એમને કોઈ દોષ 'અડે'–સ્પર્શે નહિ.

૪૪–૧ થી ૪. એ જ વાતનું વિગતે સ્પષ્ટીકરણ. દીવાની કાંતિને ઘડો મૂકી મંઢી લેવામાં આવે તો દીવાને કાંઈ હાનિ નથી, ધર્મરૂપ કાંતિમાં વધઘટ અનુભવાય છે. વિવર્તવાદીના મતમાં ઉપમા અને ઉપમેય–દૃષ્ટાંત લેખે સરખામણીના પદાર્થોની જ શક્યતા નથી, કેમકે બ્રહ્મ એક જ પારવિનાનું છે. સુખદુઃખ વગેરે દ્વંદ્વો ચાલ્યાં જતાં પછી બ્રહ્માનંદના ભોગનો પણ પ્રશ્ન જ ક્યાં રહ્યો?

૪૪–૫. આનંદ ત્યારે અનુભવાય કે જ્યારે 'ભોગી' અને 'ભોગ' એવાં બે જુદાં હોય. બ્રહ્મથી એકતા જ હોય તો એવાને આનંદનો અનુભવ જ નથી.

૪૪–૬. બ્રહ્મ અદ્વૈત અને અરૂપ સ્વીકારતાં 'પ્રકાશ'ને અલગ સ્થાન જ નથી કહેશો કે માયાથી 'પ્રકાશ' અળગ દેખાય છે, તો ધર્મી બ્રહ્મને માયાનો સ્પર્શ થાય, અને એ રીતે બ્રહ્મસ્વરૂપનો જ નાશ થાય.

૪૪–૭. જીવ અને બ્રહ્મ એક–અનન્ય નથી. અનન્ય કહેનાર અર્થથી પણ અસ્ત છે, કારણ કે જીવ અલ્પજ્ઞ છે, બ્રહ્મ તો સર્વજ્ઞ છે.

૪૪–૮. અનીશ્વર જીવની ઈશ્વર બ્રહ્મ સાથે એકતા વિદ્વાનો કેમ કહે?

૪૪-૯, ૧૦. જીવ તો અણુમાત્ર છે અને કર્માદિકને વશ રહી અનેક પ્રકારના ક્લેશ ભોગવે છે, જ્યારે, બ્રહ્મ તો મહાન સ્વતંત્ર અને આનંદમય છે, એને કર્મ વગેરેનો અંશમાત્ર પણ નથી. સરખાવો :

एषोऽणुरात्मा चेतसा वेदितव्यो यस्मिन्प्राणः पञ्चधा संविवेश ।
प्राणैश्चित्तं सर्वमोतं प्रजानां यस्मिन् विशुद्धे विभवत्येष आत्मा ॥
(મુંડક. ૩૧-૯)

आनन्दो ब्रह्मेति व्यजानात् (तैत्तिरीय. ३–६), तस्माद्वा एतस्माद्विज्ञानमयादन्योऽन्तर आत्मानन्दमयः (तै. २–५), एतमानन्दमयमात्मानमुपसंक्रामति (तै. २–८). 'સંસૃતિ'—જન્મમરણ

૪૫–૨. 'મેડી'—મઢાડી

૪૫–૫. 'માયાવારિ—માયા—જળ'—માયામાં બ્રહ્મનું પ્રતિબિંબ પડવાથી જગત થયેલું ભાસે છે એવા પ્રકારનો વાદ—વિવર્તવાદ—કેવલાદ્વૈતવાદ જેમનો છે તેવા વાદીની 'માયાજાળ—કપટજાળ.'

૪૫–૬. મોક્ષને માટે પ્રથમ દ્વૈતજ્ઞાનની જરૂર વેદપુરાણો કહે છે. પુરાણકાર વ્યાસ વગેરેનો આ આશય 'ક્યાંઉ'—કોણ 'ન લહે'—સમજતું નથી! કવિનો આશય જીવ જગત અને બ્રહ્મના વિષયમાં પૃથક્ પૃથક્ જ્ઞાન મેળવવાને નિર્દેશથી સમજાય છે.

જીવ અને અંતર્યામીનો ભેદ. ૪૫–૯. 'અશ્વત્થ'—પીપળો. 'તનુ'—દેહ, શરીર. 'ખગ'—પક્ષી. એક પીપળા ઉપર બે પક્ષીઓ રહે છે તેમાં એક બ્રહ્મ છે, બીજો જીવ છે, આ શ્રુતિવાક્યને મિથ્યા કહેવાથી મોટી 'ખોડચ'—ખોટ, ખામી આવે.—એ શ્રુતિવાક્ય :

"द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते ।
एकस्तयोः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्नन्यो अभिचाकशीति ॥

ટગર જોયા કરે છે તે અંતર્યામી." કવિ આ અંતર્યામીને અહીં 'બ્રહ્મ' કહી બતાવે છે, પણ પછીની ૭મી કડીમાં 'અંતર્યામી' કહે જ છે.

૪૫-૧૧. 'વરનન'-(સં. વર્ણન). વેદ જડ જગત, અણુ જીવ બેઉ કાર્ય, અને અંતર્યામી હરિને વ્યાપક કારણ-રૂપ કહે છે. કૃષ્ણનાં આ ત્રણ તત્ત્વ ભેદરૂપ છતાં અંતે અભેદ-રૂપ છે.

૪૬-૧ થી ૪. 'મહામત્ય'-(સં. મહામતિ) બુદ્ધિમાન પુરુષોએ. જેમાં પ્રાકૃત ગુણો નથી તે 'નિર્ગુણ', જેમાં 'અપ્રાકૃત'-ઐશ્વર્ય યશ શ્રી જ્ઞાન અને વૈરાગ્ય એ અલૌકિક ગુણો છે તે 'સગુણ'. શ્રુતિવાક્યોનું આમ સમાધાન મેળવવાનું છે. ભગવાન 'સત્-ચિત્-આનંદરૂપ' અનંત છે. બ્રહ્મના વિષયમાં આ પ્રમાણે 'અગુણ-સગુણ'નો વિચાર છે. 'ગમાર'-મૂર્ખજનો કેવળ નિર્ગુણ કહે છે.

૪૬-૫ 'ગતિ'-સમઝ. પ્રતિવાદી 'ભળ્યો બ્રહ્મમાં' એમ જીવને વિશે કહે છે એનાથી પણ જીવની ભિન્નતાનું સમર્થન થાય છે.

૪૬-૬. નદી પોતાનું પાણી લઈ સમુદ્રમાં ભળી જાય છે; ત્યાં બેઉ પાણી વચ્ચે કોઈ ભેદ રહેતો નથી સમુદ્ર પોતાનું પાણી જુદું તારવી લે છે, ચોમાસા પછી બંને વચ્ચે રેતીની પાળી આડ આવી જાય છે ત્યારે 'સરિ-સલિલ'-નદીનું પાણી જુદું અસ્તિત્વ પામી રહે છે. સરખાવો :

> यथा नद्यः स्यन्दमानाः समुद्रेऽस्तं गच्छन्ति नामरूपे विहाय ।
> तथा विद्वान् नामरूपाद्विमुक्तः परात् परं पुरुषमुपैति दिव्यम् ॥

૪૬-૭. 'મધ-આપૂપ'-મધપૂડો. મધમાં જુદા જુદા રસોનો પૃથક્ ગળ્યો સ્વાદ નથી, પણ માખીઓને તો એ પ્રત્યેક રસનું જુદું જ્ઞાન હોય છે જ.

૪૬-૮. ભિન્નતા નથી તો બ્રહ્મજ્ઞાન પામેલા, બ્રહ્મસ્વરૂપમાં ભળી ગયેલા જનક રાજાને વાણીનો પ્રસંગ ક્યાંથી આવ્યો? કવિ અહીં ભાગવતમાંના એક પ્રસગનું અનુસંધાન આપે છે કે "વ્રજવાસીઓ

બ્રહ્મમાં ભળી ગયેલાં હતાં તે કેવી રીતે પાછાં બહાર નીકળી આવ્યાં?" અહીં મૂળ ભાગવતમાં એવી કથા છે કે નંદરાય એકાદશીના વ્રતને અંતે કાલિંદીના જળમાં બારશે નાહવા પેઠા ત્યારે વરુણનો સેવક એમને પકડી વરુણ પાસે લઈ ગયો. એમાંથી કૃષ્ણે જાતે જઈ બચાવી લીધા. નંદરાયજીએ જ્યારે પોતાના આ પુત્રને લોકપાળોથી વંદાતા જોયા ત્યારે એમને ખૂબ આશ્ચર્ય થયું. ગોવાળોને પણ થયું કે પ્રભુ આપણને સૂક્ષ્મ ગતિ આપશે ખરા? પ્રભુએ એ જાણી એમનો સંકલ્પ સિદ્ધ કરી આપવાનો વિચાર કર્યો અને તમસની પાર રહેલા પોતાના લોકનાં દર્શન કરાવ્યાં. આ માટે એમને કાલિંદીના બ્રહ્મહ્રદ નામના ધરામાં ડૂબકી મરાવી બહાર કાઢ્યા ત્યારે જ એ બ્રહ્મલોકનું દર્શન પામી શક્યા. આ વ્રજવાસીઓ વ્રજવાસીઓ જ રહ્યા, એ વખતે બ્રહ્મલોકનાં દર્શનથી મુક્ત ન થઈ ગયા (ભાગવત ૧૦–૨૮).

૪૬–૯. બ્રહ્મમાં ભળેલાને પછી કોઈ સુખ અનુભવવા વારો નથી. જલરૂપ થયેલાને પછી જળનો સ્વાદ કેવો? કમળનો ગંધ ખુદ કમળને નથી હોતો, સુગંધનો ભોક્તા તો 'મધુપ'–ભમરો છે જ્ઞાનની પરાકોટિએ શુદ્ધાદ્વૈત પ્રમાણે જે મોક્ષ થાય તે પણ બ્રહ્મમાં તદ્દન જોડાઈ એકરૂપ થવાના પ્રકારનો; એમાં પછી જીવને આનંદનો પણ ક્યાં અનુભવ થવાનો, જ્યાં જીવભાવ જ નષ્ટ થઈ ગયો છે ત્યાં? ભક્તો ચતુર્વિધ મોક્ષ પણ નથી ચાહતા એ દૃષ્ટિ અહીં કવિ ઉપસાવે છે.

૪૬–૧૦. માયાવાદીઓ પરબ્રહ્મ પોતા ઉપર સ્વામી તરીકે બિરાજમાન છતાં 'પોતે જ બ્રહ્મ' કહી વિધવાપણું અનુભવે છે; ભગવાનના શાશ્વત આનંદનો અનુભવ તો માત્ર રસિકજનો કરે છે. સરખાવો:

ॐ ब्रह्मविदाप्नोति परम् । तदेषाभ्युक्ता । सत्य ज्ञानमनन्त ब्रह्म । यो वेद निहित गुहायां परमे व्योमन् । सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चितेति ॥ (તૈત્તિરીય ૨–૧)

વિપશ્ચિત્ બ્રહ્મ સાથેનો બ્રહ્મવેત્તાનો 'સર્વકામભોગ તૈત્તિરીય ઉપ-

નિષદ કહે છે તેને લક્ષ્યમાં રાખી કવિ ઉપરનું વિધાન કરતા લાગે છે 'રસિક'ની વ્યાખ્યા–'ટિપ્પણ'ના આરંભમાં સ્પષ્ટ કરવામાં આવી છે (જુઓ આ પૂર્વે પૃ ૧૧૭)

૪૭–૧ 'રતિ–મદ'–મદ રતિવાળા

૪૭–૨ 'વ્રજભક્તો'–ગોપો અને ગોપીઓ

૪૭–૩ ભાગવતમા ઉદ્ધવનુ વાક્ય

वन्दे नन्दव्रजस्त्रीणा पादरेणुमभीक्ष्णश ।
यासा हरिकथोद्गीत पुनाति भुवनत्रयम ॥ (૧૦–૪૭–૬૩)

નંદના વ્રજની સ્ત્રીઓના ચરણની રજને ઉદ્ધવ નમસ્કાર કરે છે

૪૭–૫ 'મોટયમની અવધિ'–માહાત્મ્યની પરાકાષ્ઠા 'ગજપદે'–(સ ગજપદે) હાથીના પગનામાં सर्वं पद हस्तिपदे निमग्नम् ।

૪૭–૬ 'વ્રજવામ'–(સ વ્રજવામા) વ્રજની ગોપીઓ

૪૭–૭ વ્રજભક્તોની ભક્તિ 'હેતુ વણ'–હેતુ વિનાની, નિર્હેતુકી, નિષ્કામ હતી 'અલ–વ્યસન'–સપૂર્ણ વ્યસનાવસ્થા પ્રેમ આસક્તિ અને વ્યસન એ ત્રણ સ્નેહની કોટિ છે, જે વિશે આગળ ઉપર કવિ કહેવાના છે જ

૪૭–૮ ગોપાંગનાઓના પ્રકારની 'રતિ'–પ્રીતિ બીજા દેવોના ભક્તોમા હોતી નથી, જે બીજે પ્રીતિ છે તે 'અભિપ્રાય'–હેતુવાળી, સકામ છે 'ભવ'–મહાદેવ બ્રહ્મા વગેરે મોટા જ્ઞાની અને યોગિઓ પણ ગોપાંગનાઓ જેવી નિર્હેતુકી ભક્તિ પામી શક્યા નથી સરખાવો 'રાસપચાધ્યાયી'માંનુ વાક્ય

सत्यज्य सर्वविषयास्तव पादमूल, भक्ता　(ભાગવત ૧૦–૨૯–૩૧)

૪૭–૯ 'સહજની'–સ્વાભાવિક પ્રીતિ જે શ્રીનાથજી–ભગવાન કૃષ્ણને ગમે છે તે કરોડો સાધનો કર્યે પણ નથી મળતી, માત્ર ભગવાનની 'કરુણા'–કૃપા, અનુગ્રહથી જ મળે છે

૪૭–૧૦. 'અનપાયની'–(સં. અનપાયિની) કદી નાશ ન પામનારી. 'નવ જાય'–જે કદી નાશ પામતી નથી. 'શ્રુતિ'–વેદ પ્રભુને 'અજિત' કહે છે તે પ્રભુ ગોપાંગનાઓથી જિતાઈ ગયા.

૪૮–૧ થી ૪. ગોપાંગનાઓને રાસક્રીડા વગેરેનું જે સુખ આપ્યું તે બ્રહ્મા શિવ વગેરેને પણ ક્યાં મળ્યું છે?

૪૮–૫. 'બગદાલભ્ય'–(સં. બકદાલ્ભ્ય) એ નામના એક ઋષિ. પાંડવોએ અશ્વમેધ કર્યો ત્યારે એમનો શ્યામકર્ણ અશ્વ આ ઋષિના આશ્રમ પાસે ગયેલો હતો. આ ઋષિ વર્ષામાં ભીંજાતા ઊભા હતા ત્યારે ભગવાન મદદે નહોતા ગયા, તે ઇંદ્રે વ્રજભૂમિ ઉપર વૃષ્ટિ કરી ત્યારે વ્રજવાસીઓના રક્ષણે ગયા અને ગોવર્ધન પર્વત ટચલી આંગળીએ ઉઠાવી એમને રક્ષણ આપ્યું (ભાગવત ૧૦–૨૫).

૪૮–૬. અંબરીષની પારવણી વખતે દુર્વાસાની પાછળ પ્રભુનું સુદર્શન પડ્યું, એનો અગ્નિ પ્રભુએ પીધો નહિ, ત્યારે નંદના કુમાર કૃષ્ણે વ્રજભૂમિ ફરતો દાવાનળ ફરી વળ્યો ત્યારે એનું પાન કરી લીધું (ભાગવત ૧૦–૧૯).

૪૮–૭. માર્કંડેય જેવા સમર્થ યોગી માયાના ભ્રમણમાં પડી સો કલ્પ જેટલા સમય સુધી પાણીમાં રહ્યા; એમને નંદરાયજીને કૃષ્ણે વરુણના સકંજામાંથી બચાવ્યા તેમ ન બચાવ્યા (ભાગવત ૧૦–૨૮).

૪૮–૮, ૯. ભક્તિની ઉત્તમતા બતાવે છે.

સરખાવો : जन्मान्तरसहस्रेषु तपोध्यानसमाधिभिः ।
नराणां क्षीणपापानां कृष्णे भक्तिः प्रजायते ॥ (પાંડવગીતા)

૪૮–૧૦. 'સહેતુ–અહેતુકી' બે પ્રકારની ભક્તિ પ્રભુની કૃપા વિના ન થાય. સરખાવો :

नायमात्मा प्रवचनेन लभ्यो, न मेधया, न बहुना श्रुतेन ।
यमेवैष वृणुते तेन लभ्यः......॥ (કઠ. ૧–૨–૨૨)

અને अहं भक्तपराधीनो ह्यस्वतन्त्र इव द्विज । (ભાગવત ૯–૪–૬૩)

૪૯–૧ થી ૪. ગીતામાં કર્મ અને જ્ઞાનનું ફળ ભક્તિ કહી છે (ગીતાનો ૧૨ મો અધ્યાય) 'સત્ત્વ'–આત્માની શુદ્ધિ માટે કર્મ. આત્મા શુદ્ધ થતા શ્રવણાદિકમાં શ્રદ્ધા થાય; પછી કર્મ કરવાં ન રહે 'વીતરાગી' આસક્તિ વિનાના

૪૯–૫ કર્મજડને ભક્તિમાં વિક્ષેપ નડે વિશ્વાસપૂર્વક હરિભગવાનની સેવા કરવાથી કર્મનો ચેપ અડતો નથી, કર્મ બાધા કરતા નથી

- ૪૯–૬. વેદે કર્મના ત્યાગનું નથી કહ્યું એ ખરું; જ્યાંસુધી સર્વાત્મભાવપૂર્વક પ્રભુને શરણે જીવ નથી ગયો ત્યાંસુધી લૌકિક વૈદિક કર્મો કર્યે જવાનાં છે.

૪૯–૭. ત્રણ કરોડ ઋષિઓ કર્મ કરવામાં પડ્યા છે સરખાવો :

मन्निमित्त कृत कर्म कर्मलोपो भवेद्यदि ।
तत् कर्म कुर्वते नित्यं तिस्र कोटयो महर्षयः ॥ (સ્કંદપુરાણ)

૪૯–૮. 'અભદ્ર'–અકલ્યાણ સ્વધર્મનો ભક્ત ત્યાગ કરે તોપણ અકલ્યાણ નથી સરખાવો :

त्यक्त्वा स्वधर्मं चरणाम्बुज हरेर्भजन्नपक्वोऽथ पतेत्ततो यदि ।
यत्र क्व वा भद्रमभूदमुष्य किं को वार्थ आप्तो भजता स्वधर्मतः ॥
(ભાગ ૧–૫–૧૭)

૪૯–૯. સ્વધર્મનિષ્ઠ લોકો સો જન્મે 'વિરંચિ'–બ્રહ્માના લોકને પામે, જ્યારે ભક્ત જીવ એ.જ દેહે–એક જ ભવમાં પરમ પદ પામે. સરખાવો :

स्वधर्मनिष्ठ शतजन्मभिः पुमान् विरञ्चितामेति ततः परं हि माम् ।
अव्याकृतं भागवतोऽथ वैष्णवं पदं यथाहं विबुधः कलात्यये ॥
(ભાગ. ૪–૨૪–૨૯)

૪૯–૧૦. જગન્નાથજીના મંદિરમાં એક વાર શાસ્ત્રાર્થ ચાલતો હતો ત્યારે ૧. એક શાસ્ત્ર કયું. ૨ એક જ દેવ કોણ, ૩. એક જ

મંત્ર કયો, અને ૪. એક જ કર્મ કયું એવા પ્રશ્ન પૂછવામાં આવ્યા. એવું નક્કી થયું કે જગન્નાથજીના મંદિરમાં કલમ શાહી ને કાગળ મૂકવાં. એ પ્રમાણે થતાં નીચેનો શ્લોક લખાઈ આવ્યો એવી આખ્યાયિકા છે:

> एकं शास्त्रं देवकीपुत्रगीतं, एको देवो देवकीपुत्र एव ।
> मन्त्रोऽप्येकस्तस्य नामानि यानि, कर्माप्येकं तस्य देवस्य सेवा ॥
> (તત્ત્વાર્થદીપનિબંધ–શાસ્ત્રાર્થ પ્રકરણ)

૫૦–૧ થી ૪. જેની જીભ ઉપર ગોપાલનો જપ છે તે ચાંડાળ પણ સર્વશ્રેષ્ઠ માનવ છે સરખાવો:

> अहो बत श्वपचोऽतो गरीयान् यज्जिह्वाग्रे वर्तते नाम तुभ्यम् ।
> तेपुस्तपस्ते जुहुवुः सस्नुरार्या ब्रह्मानूचुर्नाम गृणन्ति ये ते ॥
> (ભાગવત ૩–૩૩–૭)

'કૌતક'–(સં. કૌતુક) કપિલજીને માતા દેવહૂતિએ ઉપરની વિનંતી કરી છે.

૫૦–૫, ૬. વાસુદેવોપનિષદના નીચેના કથનનો આશય:

> न कुशैर्वध्यते संध्या न मन्त्रैर्न च वारिभिः ।
> मनः संधीयते कृष्णे सा संध्या सद्भिरुच्यते ॥

'કુશ'–દર્ભ 'જલ'–પાણી અને મંત્રથી થાય છે તે સંધ્યા સંધ્યા નથી, મનને કૃષ્ણના સ્વરૂપમાં સાંધવામાં આવે તે સંધ્યા. 'અભિરામ'–સુંદર.

૫૦–૭ મન જ્યાંસુધી ભીંજણું હોય ત્યાંસુધી વચનથી અને 'કરમે'–કર્મથી એને 'ક્ષાલવું'–ધોવું–શુદ્ધ કરવું એ પછી એના ઉપર ભગવાન કૃષ્ણ–રૂપી રંગ ચડાવવો. એને પછી ધોવા જાય તો 'રેષ'–રેવાનું બાકી રહે સરખાવો મીરાંનું વચન:

> " ચૂંદડી ઓઢું ત્યારે રંગ ચૂએ રે, રંગ બેરંગી હોય.
> પેહેરું હું કાળો કામળો, દુજો ડાઘ ન લાગે કોય. "

૫૦–૮. 'કર્મજડ'ની વ્યાખ્યા : જે 'ઉચિત'–યોગ્ય 'રીતિ'–પ્રક્રિયાનો ત્યાગ કરી 'હઠ'–પોતાની ઇચ્છા પ્રમાણેની રીતનો આશ્રય કરે તે 'કર્મજડ.' ઉ. ત. કૂતરાના ગળામાં ઘડાનો કાંઠો ભરાઈ ગયો હોય તો એ કાઢવા દે તોયે ન કઢી શકાય. સરખાવો અખાનું વાક્ય :

" કર્મજડને કર્મ વહાલાં, તે મર્મ ન સમજે બ્રહ્મનો;
ફરી ફરી તે આચરે, પણ ટળે નહીં દેહ ચર્મનો."
(અખેગીતા ૪–૭)

૫૦–૯. કર્મને જ પ્રાધાન્ય આપનારા અનીશ્વરવાદી પૂર્વ-મીમાંસક તો 'હરિ–બહિરમુખ'–(સં. હરિબહિર્મુખ) પ્રભુથી બહિર્મુખ–બીજી બાજુ મુખવાળા છે; એમને ભક્તિ કદી મળતી નથી.

૫૦–૧૦. બાર ગુણોવાળો બ્રાહ્મણ હોય તે હરિવિમુખ હોય તો 'ગરવાળ'–ગર્વાળ–ગર્વીલો હોવાથી 'સ્વય'–પોતે તરી શકતો નથી; ભગવાનનો ભક્ત ચાંડાળ હોય તોયે તરી જાય છે. સરખાવો :

विप्राद् द्विषड्गुणयुतादरविन्दनाभ-
पादारविन्दविमुखाच्छ्वपचं वरिष्ठम् ।
मन्ये तदर्पितमनोवचने हितार्थ-
प्राणं पुनाति स कुलं न तु भूरिमानः ॥ (ભાગ. ૭–૯–૩)

ગીતાવાક્ય : अपि चेत् सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मन्तव्यः, सम्यग्व्यवसितो हि सः ॥
क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छान्तिं निगच्छति ।
कौन्तेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥ (૯–૩૦,૩૧)

૫૧–૧ થી ૪. ગુણોથી પૂર્ણ હોય, પણ જો પ્રભુથી વિમુખ હોય તો એના બધા ગુણોને ધિક્કાર છે. 'હરિજન'–હરિનો ભક્ત મહારોષોની 'ખાણ'–ખાણ એટલે કે ભંડાર હોય તોપણ 'વર સાધુ'–ઉત્તમ સાધુ પુરુષ જાણવો. તો પછી બ્રાહ્મણ થઈને હરિભક્તિ સાધે

તેની તુલના જગતના કોઈ માણસ સાથે થઈ શકે નહિ, એટલી ઉત્તમતા. ગીતાનાં વચન :

> मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः ।
> स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम् ।
> किं पुनर्ब्राह्मणाः पुण्या भक्ता राजर्षयस्तथा ।
> अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम् ॥
> (૯–૩૨, ૩૩)

૪ થી કડીમાં *ब्रह्म जानाति ब्राह्मणः* એ મનુસ્મૃતિના વચનનો આશય કવિએ સમાવ્યો છે.

પ૬–૫. આ કડી મનુસ્મૃતિમાં નીચેનાં વચનોનો અનુવાદ :

> जन्मना जायते शूद्रः संस्काराद् द्विज उच्यते ।
> वेदाभ્यासाद् भवेद् विप्रो ब्रह्म जानाति ब्राह्मण ॥

પ૬–૬. હરિ જેને 'લહે'–સ્વીકારે તે વેદપાત્ર બ્રાહ્મણ; બીજા બ્રાહ્મણ તો કહેવા 'માત્ર.'–ઉંત. 'પય'–દૂધને 'પીયૂષ'–અમૃત કહેવામાં આવે છે, પણ પીધે 'કનક...ગાત્ર'–મરેલા અંગવાળું જીવતું ન થાય.

પ૬–૭. अविद्यो वा सविद्यो वा ब्राह्मणो मामकी तनु એ વાક્યનો આધાર લઈ શિષ્ય પૂછે છે કે એ તો ઈશ્વરનાં રૂપ છે, માટે બધા બ્રાહ્મણ સરખા 'પાત્ર'–યોગ્ય છે.

પ૬–૮. થી ૧૦ ગુરુ શ્રીશંકરાચાર્યજીના 'વજ્રસૂચિ' નામના ગ્રંથોનો આશય સમઝાવે છે:

तत्र चोद्यमस्ति को वा ब्राह्मणो नाम ? प्रथमो जीवो ब्राह्मण इति चेत्, न, अतीतानागतानेकदेहानां जीवस्यैकरूपत्वात्; तस्माच्च जीवो ब्राह्मणः । तर्हि देहो ब्राह्मण इति चेद्, न, पित्रादिशरीरदहने पुत्रादीनां ब्रह्महत्यादिदोषसंभवाच्च । આનો આશય કવિએ 'બ્રાહ્મણભક્તવિવાદ'–કડી ૩૨–૮૮માં પણ આપ્યો છે.'

દેહ બ્રાહ્મણ છે એમ કહેશો તો એ સંભવ નથી, એનાથી 'સંકટ'–આપત્તિ જાગે છે. એમ કરવા જતાં 'પિતુ–દેહ' બાપનો દેહ 'સુત'–પુત્ર 'પ્રજાળે'–બાળે છે તો બ્રહ્મહત્યા કેમ નથી લાગતી ? આત્મા બ્રાહ્મણ છે એમ કહેશો તો એ પણ સંભવતું નથી, કેમકે આત્મા બધા જ પ્રભુના અંશ છે ને સર્વત્ર ગતિશીલ છે તે બધા બ્રાહ્મણ કહેવાવાને પાત્ર થશે 'સંસાર'–જગતમાં. 'સ્હૌ'–સહુ (ઉચ્ચારણાનુકૂળ જોડણી)

૫૨–૧ થી ૪. ઉપરની જ વિગતને વિસ્તારવામાં આવી છે : જીવાત્માઓ જુદા જુદા છે એમ કહીશ તો એમાં પણ 'દૂષણ'–દોષ તારે ભાગે રહેશે, કારણ કે આત્મા ઘણા દેહ બદલે છે; એ બધાને બ્રહ્મણ કર્યાથી કહેવામાં આવે ? બ્રાહ્મણ શુકલ વર્ણ કહેવાય છે, એનાથી પણ નિશ્ચયાત્મક રીતે કહી શકાતું નથી. બ્રહ્મબીજ એ બ્રાહ્મણ, પણ એ ક્યાં નિશ્ચયથી કહી શકાય એમ છે કે આ બ્રહ્મબીજ જ છે ?

૫૨–૫ થી ૧૦ હરિના ભજનથી જે બ્રહ્મણપણું પામ્યા તેઓને કવિ ગણાવે છે શ્રીરામચંદ્રના બનેવી શૃંગી ઋષિની માતા હરણી હતી, કૌશિક ઋષિ 'કુસુમાસ્તરણ'–ફૂલના પાથરણામાંથી જન્મ્યા હતા; ગૌતમ સસલાની પીઠમાંથી, વાલ્મીક મુનિ 'વલ્મીક'–રાફડામાંથી, પરાશર મુનિ ચાંડાલીના ગર્ભમાંથી, અગસ્ત્ય મુનિ ઘડામાંથી, માતંગ મુનિ 'માતંગીસુત'–ભીલડીના પુત્ર, માંડવ્ય મુનિની માતા 'માંડુકી'–દેડકી હતી, અનુચર ઋષિ 'કરણી-કુંવર'–હાથણીના પુત્ર, વેદવ્યાસની માતા "કૈવર્તકન્યા'–ઢીમરની પુત્રી મત્સ્યગંધા સત્યવતી, વસિષ્ઠનો જન્મ વેશ્યામાંથી, વિશ્વામિત્રની માતા ક્ષત્રાણી, નારદની માતા 'કિંકરી' –દાસકન્યા. કૃષ્ણને જે પ્રિય નથી તે પ્રગટ પાપની મૂર્તિ છે.

૫૩–૧ થી ૪. અહં બ્રહ્માસ્મિ કહેનારા જ્ઞાનીને કવિ અજ્ઞાની કહે છે. જીવ કદાપિ બ્રહ્મ નથી એના ઉદાહરણમાં કવિ 'લવણ'–મીઠું મૂકે છે. અહીં શ્રીશંકરાચાર્યજીના 'પ્રબોધ–રત્નાકર'ની નીચેની આર્યા સરખાવી શકાય :

सत्यपि भेदापगमे नाथ तवाहं, न मामकीनस्त्वम् ।
सामुद्रो हि तरङ्ग', क्वचन समुद्रो न तारङ्ग ॥

કવિ બીજું દૃષ્ટાંત આપે છે કે નદી ઊઠતી 'લ્હે'–લ્હી મૂળમાં પાછી સમાતી નથી

૫૩–૫ એ જ પ્રમાણે બ્રહ્મમાંથી નીકળેલો જીવ પાછો બ્રહ્મ થઈ શકતો નથી બ્રહ્મ કારણ છે અને જીવ તો એનું નિરંતર કાર્ય છે મુગ્ધજનો આનો મર્મ સમજતા નથી અને 'હું જ બ્રહ્મ છું' એમ કહે છે.

૫૩–૬. આ કડી વાંચતાં કૂટ અર્થવાળી લાગે છે "હરિ 'વર્ણ'"– (અક્ષર) રૂપ છે જેમાં જીવ 'રકાર'–રૂપે છે આ રકાર વર્ણમાં પછી હોય તો 'ક્રમ'માં છે એમ 'અધ'–નીચે જોડાય–જે મળી ગયાનો આકાર બતાવે છે, અને 'કર્મ'માં છે એમ જોડાય–જે વર્ણના ઉપરના ભાગમાં સિન્છત્ર જેમ રેફાકારે આવે છે. રકાર આમ નીચે આવે કે ઉપર આવે અસલ વર્ણનો એ એક ભાગ જ બની રહે છે, તે પ્રમાણે જીવ બ્રહ્મના ભાગ જ છે, કદી જીવ પોતે જ બ્રહ્મ નથી ગીતાજીનું વચન–ममैवांशो जीवलोके जीवभूत सनातन (१५–७)

૫૩–૭ બ્રહ્માનંદ કરતાં પણ સ્વરૂપાનંદની શ્રેષ્ઠતા કવિ બતાવે છે

૫૩–૮. જ્ઞાની શુકદેવ બ્રહ્માનંદમાં નિમગ્ન હતા એમાંથી પ્રભુએ સ્વરૂપાનંદનું દાન કર્યું હતું

૫૩–૯ જો કહેશો કે જીવો ભિન્ન નહોતા, તો પૂછવાનું કે કહો છો કે નીકળ્યા, એ ક્યાંથી?

तदेतत् सत्य तथा सुदीप्तात् पावकाद्विस्फुलिङ्गा सहस्रश- प्रभवन्ते सरूपाः ।
तथाक्षराद्विविधाः सोम्य भावा प्रजायन्ते तत्र चैवापि यन्ति ॥
(મુડક ૨–૧–૧)

૫૩–૧૦ 'ભક્ત્યાચાર્ય'–ભક્તિમાર્ગના આચાર્ય કે બધા વૈષ્ણવ આચાર્યોએ જ્ઞાનમાર્ગને અનિત્ય મુગ કહ્યો છે. એવા જ્ઞાનમાર્ગીઓને

પ્રભુની સેવા અનુકૂળ નથી હોતી શ્રીવલ્લભાચાર્યજીનું 'સિદ્ધાંતમુક્તાવલી'માં વચન : ज्ञानाधिको भक्तिमार्गः ( ૧૮ ) આના મૂળમાં ગીતાનાં વચન :

तपस्विभ्योऽधिको योगी, ज्ञानिभ्योऽपि मतोऽधिकः ।
कर्मिभ्यश्चाधिको योगी, तस्माद्योगी भवार्जुन ॥ ६-४६ ॥

योगिनामपि सर्वेषां मद्गतेनान्तरात्मना ।
श्रद्धावान्भजते यो मां स मे युक्ततमो मतः ॥ ६-४७ ॥

૫૪-૧ થી ૪. જ્ઞાનીઓને પુરુષોત્તમની વહાલી ભક્તિ વિશે આસક્તિ હોતી નથી, એ તો કૈવલ્યજ્ઞાન પ્રાપ્ત કરવા ભારે કષ્ટ ઉઠાવી રહ્યા છે. 'પોચ'–ડાંગરના ફૂસકા. સરખાવો ભાગવતનું વાક્ય :

श्रेयःश्रुतिं भक्तिमुदस्य ते विभो क्लिश्यन्ति ये केवलबोधलब्धये ।
तेषामसौ क्लेशल एव शिष्यते नान्यद्यथा स्थूलतुषावघातिनाम् ॥
( ભાગ. ૧૦-૧૪-૪ )

૫૪-૫, ૬. 'ઘૂણાક્ષર ન્યાય'–લાકડાં કોતરી ખાનારો ઘૂણ લાકડું કોતરતો રહે છે; એમાં કોઈ વાર સાચા વર્ણની પણ આકૃતિ થઈ જાય; પણ એનો એને કાંઈ ખ્યાલ નથી હોતો; તે પ્રમાણે જ્ઞાનની પ્રાપ્તિ કરવાની ઇચ્છાવાળાને કદાચ જ્ઞાન પ્રાપ્ત થઈ જાય, પણ એનો એ લાભ નથી લઈ શકતો. માનો કે જ્ઞાનનો લાભ મળ્યો, તો એ તુચ્છ કોટિનો છે જ્ઞાનને અંતે મોક્ષ મળે તો એ મૃત્યુ સમાન છે, કેમકે બ્રહ્મમાં જ્ઞાનીનો લય થઈ જાય છે. જે અસુરો શત્રુભાવે હરિને મળ્યા તે મોક્ષ પામ્યા. આમ વેર અને જ્ઞાન સરખાં કરી ચૂક્યાં.

૫૪-૭. જ્ઞાનની ખોજ એ તત્ત્વનું ટૂંપણું–એને ને એને વારંવાર ટૂંપવાની ક્રિયા જેવું છે. ભગવત્પ્રેમરસના પીનારાને એ તુચ્છ લાગે છે, એવા ભક્તોને પ્રભુ આપે તોયે ખારા પાણીના જેવી ચાર પ્રકારની મુક્તિ ખપતી નથી. સરખાવો ભાગવતનું વચન :

सालोक्यसार्ष्टिसामीप्यसारूप्यैकत्वमप्युत ।
दीयमानं न गृह्णन्ति विना मत्सेवनं जनाः ॥ ( ભાગ. ૩-૨૯-૧૩ )

નરસિંહ મહેતાનું વાક્ય—

"પ્રેમ-રસ પાને તું, મોરના પિચ્છધર, તત્વનું ટૂંપણું તુચ્છ લાગે,
દૂબળા ઢોરનું કૂશકે મન ચળે, ચતુર્ધા મુક્તિ તેઓ ન માગે."

૫૪-૯. મુક્તિ ઢોકળાં જેવી, જ્યારે ભક્તિ ઘેબર જેવી છે. જાણીતી લોકોક્તિ: "બિલાડીને દૂધ પચે, ખીર નહિ." 'પય'-દૂધ. 'પાયસ'-ખીર.

૫૪-૧૦. પ્રભુ પ્રસન્ન થાય તો પોતા સરીખો વૈભવ કરી આપે, પણ પોતાની ભક્તિ ન આપે. જેઓને સાચી અનન્યસ્વરૂપાસક્તિ હોય તેઓ જ પ્રભુને પ્રાણપ્રિય છે. જુઓ:

अस्त्वेवमङ्ग भगवान् भजतां मुकुन्दो
मुक्तिं ददाति कर्हिचिन्न तु भक्तियोगम् ॥ (ભાગ. ૫-૬-૧૮)

૫૫-૨. मद्भक्तियुक्तो भुवनं पुनाति (ભાગ. ૧૧-૧૪-૨૪)નો અનુવાદ.

૫૫-૩. ભાગવતમાંનું શુકદેવજીનું વચન:

न दानं, न तपो, नेज्या, न शौचं, न व्रतानि च ।
प्रीयतेऽमलया भक्त्या हरिरन्यद्विडम्बनम् ॥ (ભાગ. ૭-૭-૫૨)

૫૫-૬. ભાગવત-ચતુર્થ સ્કંધમાં 'પ્રાચીનબરહિ'-(સં. પ્રાચીનબર્હિષ) હિંસામય અનેક યજ્ઞો કર્યા પણ કશું ફળ ન મળ્યું એની કથા છે, જ્યાં નારદજીએ 'પુરંજનોપાખ્યાન' કહી એને ભક્તિનું દાન કર્યું અને—

तत्रैकाग्रमना वीरो गोविन्दचरणाम्बुजम् ।
विमुक्तसङ्गोऽनुभजन् भक्त्या तत्साम्यतामगात् (૪-૨૯-૮૨)

'ક્ષિતિ':-(સં. જગતી)-પૃથ્વીને યજ્ઞોથી ચીતરી-સર્વત્ર યજ્ઞો કર્યા.

૫૫-૭. ઈક્ષ્વાકુના પુત્ર રાજા નૃગે બ્રાહ્મણોને કરોડો ગાયો દાનમાં આપી હતી. એક વાર કોઈ બ્રાહ્મણની ગાઈ વિખૂટી પડી રાજાના ધણમાં આવી ગઈ અને એ બીજા બ્રાહ્મણને દાનમાં અપાઈ ગઈ. બે બ્રાહ્મણો

વચ્ચે તેથી ક્લેશ થયો ગાયને બદલે બીજી અનેક ગાયો એમાંથી એક જે લેવા માગે તેને આપવા રાજાએ વચન આપ્યું એમાંથી એકે બ્રાહ્મણે એ વત ન સ્વીકારી આપવાનો બદલો ભોગવવા 'કૃકલાશ'–કાચીંડો થવું પડયું જેનો ભગવાન કૃષ્ણે ઉદ્ધાર કર્યો ( ભાગ ૧૦–૬૪ ), જ્યારે નદરાયે ભક્તિથી અનેક ગોદાન પૂર્ણ–અભિલાષથી કર્યાં હતાં

૫૫–૮ વાસના બળે સમાધિ ઊતર્યે યોગીને 'કઢિ'–કઢિયારો થઈ પૂછવાનો પ્રસગ આવ્યો આ કોઈ અપ્રસિદ્ધ કથાનો નિર્દેશ છે

૫૫–૧૦ 'અજપા' ગાયત્રીનો જપ અને યોગની કોટિએ ચડી 'અણહદ'–(સ અનાહત) નાદનું શ્રવણ એ બધાં વ્યર્થ 'પાંપળાં'–ફાંફાં છે

૫૬–૧, ૨ ગવણ વેદ ભણ્યો જ હતો, પણ ભક્તિ નહોતી તેથી વેદાભ્યાસ વ્યર્થ ગયો ને રામચદ્રજીને ખેદ આપ્યો

૫૬–૩ ભક્તિરૂપી મણિ અભય છે, જ્ઞાનરૂપ દીવો સભય છે, એ 'માન'–પ્રમાણ 'કરથ'–કર

૫૬–૫ ભક્તિ સ્ત્રીરૂપ છે તેથી ભક્તિવાળાનો સ્નેહ પણ 'તદ્રૂપ'–કોમળ સ્નેહવાળો હોય છે

૫૬–૬ ભક્તને માયા બાધક નથી નીવડતી એનું કારણ ભક્તમાં રહેલી ભક્તિ અને પેલી માયા સ્ત્રીજાતિ છે એ છે સ્ત્રીને સ્ત્રીમાં મોહ ન થાય તુલસીદાસજીનું વચન नारि न मोहइ नारिन–रूपा

૫૬–૭ નાન્યનરજાતિનાં જ્ઞાન અને વૈરાગ્ય પુલ્લિંગ–નરજાતિના 'યોગાશ્રિન'–યોગનો આશ્રય કરી રહેલા છે તેથી 'તત્સમ –નરજાતિનાં બને છે, તેથી માયા એ બેઉને પીડા કરે છે 'પ્રધાન'–માયા, 'નારી નરને મોહે'–નારી નરને મોહે–એ કારણે ..ળે ।

૮ (૫૬–૯ ભક્તિ ભવતારણ–નૌકા છે અને જ્ઞાન વગેરે લાકડું ને તૂમડું છે નૌકા સરળતાથી 'અભય –નિર્ભય રીતે તરી પાર કરે છે,

પેલાં સાધનોની મદદથી ભારે મુશ્કેલીએ પાર જઈ શકાય. એમાં 'સ્વયપિ'–(સં. સ્વયમપિ) પોતાથી જ 'રુદ–બ્હીક'–રુ.૫ સાથે 'શ્રમ' છે.

૫૭–૩, ૪. 'ભુક્તે'–ભોગવે. 'ગોરંદ'–ઇંદ્રિયોનો સમૂહ. 'અહાં'–આહાં–અહીં (મહાપ્રાણિત ઉચ્ચારણની નોંધણી લક્ષ્યમાં લેવા જેવી).

૫૭–૫ થી ૮. વરનન (સં. વર્ણન). 'સરવાંગે'–(સં. સર્વાંગે)–બધાં અંગોમાં. ભાગવત–ચતુર્થ સ્કંધમાં અંબરીષ રાજાની દિનચર્યાના શ્લોકોનો કવિએ અહીં અનુવાદ આપ્યો છે :

स वै मनः कृष्णपदारविन्दयोर्वचांसि वैकुण्ठगुणानुवर्णने ।
करौ हरेर्मन्दिरमार्जनादिषु श्रुतिं चकाराच्युतसत्कथोदये ।

मुकुन्दलिङ्गालयदर्शने दृशौ तद्भृत्यगात्रस्पर्शेऽङ्गसङ्गमम् ।
घ्राणं च तत्पादसरोजसौरभे श्रीमत्तुलस्या रसनां तदर्पिते ।

पादौ हरेः क्षेत्रपदानुसर्पणे शिरो हृषीकेशपदाभिवन्दने ।
कामं च दास्ये न तु कामकाम्यया यथोत्तमश्लोकजनाश्रया रतिः ॥

(ભાગવત ૪–૪–૧૮ થી ૨૦)

૫૭–૯. પદ્મપુરાણાંતર્ગત 'ભાગવત'–માહાત્મ્યના વાક્યનો અનુવાદ :

अहं भक्तिरिति ख्याता इमौ मे तनयौ मतौ ।
ज्ञानवैराग्यनामानौ.................. ॥ (૧–૪૫)

૫૭–૧૦. 'કરતવ્ય'–(સં. કર્તવ્ય) કામ. 'તેહેને'–જ્ઞાન–વૈરાગ્યને.

૫૮–૪. નવ પ્રકારની શ્રવણ વગેરે ભક્તિ અને દસમી પ્રેમલક્ષણા ભક્તિ. એ કોટિએ જવા પહેલી આસક્તિ, પછી વ્યસન.

૫૮–૫, ૬. ભાગવત–સપ્તમસ્કંધમાં હિરણ્યકશિપુ પ્રતિની પ્રહ્લાદની ઉક્તિમાં–

श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् ।
अर्चनं वन्दनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥ (૭-૫-૨૩)

એ પ્રમાણે શ્રવણ કીર્તન સ્મરણ પાદસેવન અર્ચન વંદન દાસ્ય સખ્ય અને આત્મનિવેદન એવી સાધનાત્મક ભક્તિ નવ પ્રકારની કહી છે. આની ઉપરની દસમી નિ:સાધન તે પ્રેમલક્ષણા ભક્તિ છે. આસક્તિથી આ નવધા ભક્તિ સિદ્ધ કરવામાં આવે છે.

૫૮-૭ પરીક્ષિતની શ્રવણ, શુકની કીર્તન, પ્રહ્લાદની સ્મરણ, લક્ષ્મીની પાદસેવન, પૃથુરાજાની અર્ચન, અક્રૂરની વંદન, હનુમાનની દાસ્ય, અર્જુનની સખ્ય, બલિરાજાની આત્મનિવેદન અને ગોપીજનોની પ્રેમલક્ષણા—આ પ્રમાણે ભક્તિનાં ઉદાહરણ છે. સરખાવો :

श्रीविष्णोः श्रवणे परीक्षिदभवद्, वैयासकिः कीर्तने,
प्रह्लादः स्मरणे, तदङ्घ्रिभजने लक्ष्मी, पृथुः पूजने ।

अक्रूरस्त्वभिवन्दने, कपिपतिर्दास्येऽथ सख्येऽर्जुनः,
सर्वस्वात्मनिवेदने बलिरभूद्, कृष्णाप्तिरेषां परम् ॥

આમાં છેલ્લી પ્રેમલક્ષણા નથી ગણાવી.

૫૮-૮. અહીંથી પ્રેમલક્ષણા ભક્તિની કોટિઓ બતાવવામાં આવી છે. મૂળમાં પ્રેમ છે જ, એ પછી કવિ આસક્તિ વ્યસન અને તન્મયતા બતાવે છે.

૫૮-૯. આ ચારે કોટિની દસ અવસ્થા, એમાં પ્રેમની ચાર, આસક્તિની ત્રણ, વ્યસનની બે અને તન્મયતાની એક છે.

કવિએ 'ભક્તિપોષણ' નામના ૧૦૧ ચંદ્રાવળાઓનો ગ્રંથ લખ્યો છે તેમાં આ વિષય વિશદ રીતે ચર્ચ્યો છે. અહીં 'રસિકવલ્લભ'માં માત્ર સંક્ષેપ જ છે. 'ભક્તિપોષણ'માં ૧૧ થી ૩૪ ચંદ્રાવળાઓમાં નવધા ભક્તિનું અને ૩૫ થી ૫૧માં પ્રેમલક્ષણા ભક્તિનું વિવરણ છે. શ્રીવલ્લભાચાર્યે 'ભક્તિવર્ધિની'માં મૂળ વિષય સંક્ષેપમાં આપ્યો છે :

व्यावृत्तोऽपि हरौ चित्त श्रवणादौ यतेत्सदा ।
तत प्रेम तथासक्तिर्व्यसन च यदा भवेत् ॥ ३ ॥

बीज तदुच्यते शास्त्र दृढ यन्नापि नश्यति ।
स्नेहाद्रागविनाशः स्याद्, आसक्त्या स्याद् गृहारुचि ॥ ४ ॥

गृहस्थाना बाधकत्वमनात्मत्व च भासते ।
यदा स्याद् व्यसन कृष्णे कृतार्थ स्यात्तदैव हि ॥ ५ ॥

૫૯–૨ થી ૪ પ્રેમની ચાર અવસ્થા   દર્શરુચિ સ્મૃતિ અભિલાષ અને
ઉદ્વેગ

આસક્તિની ત્રણ અવસ્થા   વ્યાધિ પ્રલાપ અને ઉન્માદ
સહ આલાપ

વ્યસનની બે અવસ્થા   જડતા અને વિવેકશૂન્ય મૂર્છના
તન્મયતાની એક અવસ્થા   મૃત્યુસમાનતા પણ દેહ ન છૂટે

૫૮–૫. વરનન–(સ. વર્ણન). 'વધી'–વધી

૫૮–૬ 'પ્રેમ'–સ્નેહ જલનો રસ નિનક્ષત્રમાં ચાતકને 'આસક્તિ' ચકોરની ચકોરને, 'વ્યસન' પાણીનું 'મત્સ્યને–આ ઉદાહરણનાં 'ઠોર'–સ્થાન.

૫૯–૭ 'મહાતમ'–(સ માહાત્મ્ય)

૫૯–૮ શ્રવણ ભક્તિ 'यन्नामश्रुतिमात्रेण पुमान् भवति निर्मल ।
(ભાગવત ૯–૫–૧૬) 'શરદ–સગે'–શરદ ઋતુના સંગમથી પાણી 'અમળ'–નિર્મળ થઈ જાય તે પ્રમાણે 'જન ગાત'–માણસનો દેહ 'શુચિ'–પવિત્ર થઈ જાય. 'સદ્ય'–જલદી

૫૯–૯. 'સ્વાદ'–ચાંડાળને પણ કર્મિથી દીક્ષિત બ્રાહ્મણની કોટિ પ્રાપ્ત થઈ જાય દેવહૂતિએ કપિલજીને કહેલું વચન :

यन्नामधेयश्रवणानुकीर्तनाद्यत्प्रह्वणाद्यत्स्मरणादपि क्वचित् ।
श्वादोऽपि सद्य सवनाय कल्पते, कुत पुनस्ते भगवन्नु दर्शनात् ॥
(ભાગવત ૩–૩૩–૬)

૫૯–૧૦. શ્રીમહાલક્ષ્મીએ વિસ્તારથી શ્રવણ–માહાત્મ્ય કથા કહ્યું છે એ જાણવામાં નથી આવ્યું. કવિએ સ્પષ્ટતા કરી નથી. છતાં રુકૃમિણીએ કૃષ્ણને પોતાના હરણ માટે પત્ર લખી મોકલ્યો તેના પ્રસંગનું વચન શ્રવણ–ભક્તિ માટે નોંધપાત્ર છે :

> श्रुत्वा गुणान् भुवनसुन्दर शृण्वतां ते
> निर्विश्य कर्णविवरैर्हरतोऽङ्गतापम् ।
> रूपं दृशां दृशिमतामखिलार्थलाभं
> त्वय्यच्युताविशति चित्तमपत्रपं मे ॥
> (ભાગવત ૧૦–૫૨–૩૭)

૬૦–૫. કીર્તન ભક્તિ : 'શ્રુતિ–શિખર'–સર્વોત્તમ વેદ. 'कलौ केशवकीर्तनम्. 'અગમ'–(સં. અગમ્ય) પાર ન કરી શકાય તેવો 'ભવ'–જન્મારો.

૬૦–૬ થી ૧૦. 'મહદાશુચ'–(સ. મહાશૌચ) અત્યંત અપવિત્ર. 'શ્રીકૃષ્ણ–નામ' એ શ્રીકૃષ્ણનું બીજું સ્વરૂપ છે. એ 'ચિંતા-મણિ–અધિકું'–ચિંતામણિ જેની પાસે હોય તેને ધાર્યું ફળ મળે–એનાથી પણ નામ અધિકેરું છે. 'હરિ નામ'–હરિના નામથી.

૬૧–૨. 'ત્રિશત કલ્પ'–ત્રણસેં કલ્પ. 'કલ્પ'=ચાર અબજ બત્રીસ કરોડ વર્ષનો સમય.

૬૧–૪. સરખાવો :

> तत्रैव गङ्गा यमुना च वेणी गोदावरी सिन्धुसरस्वती च ।
> सर्वाणि तीर्थानि वसन्ति तत्र यत्राच्युतोदारकथाप्रसङ्गः ॥

૬૧–૬. સ્મરણ ભક્તિ

૬૧–૮. સરખાવો :

> गोप्यः कामाद्, भयात् कंसः, द्वेषाच्चैद्यादयो नृपाः ।
> संबन्धाद् वृष्णयः स्नेहाद्यूय भक्त्या वय विभो ॥ (ભાગ. ૭–૧–૩૦)

'ચેદ્ય'–ચેદિપતિ રાજા શિશુપાળ, જેનો યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞમાં એણે અપાર નિંદા કરવાથી કૃષ્ણે વધ કર્યો હતો (ભાગ. ૧૦–૭૪). 'કુબ્જા'–(સં. કુબ્જા) કંસની ત્રિવક્રા દાસી, જેણે પતિભાવે કૃષ્ણને પ્રાપ્ત કર્યા હતા. 'સ્મર-ભાવ'–કામભાવ.

૬૧–૧૦. 'મુનિ'–વ્યાસ મહર્ષિ–એમણે બધાં શાસ્ત્રોનો સાર કાઢી ભાગવતની રચના દ્વારા ભગવાનના ધ્યાનનું તત્ત્વ તારવી આપ્યું (ભાગવત ૧–૭–૩ થી ૮).

૬૨–૧. 'છેલ છબીલો'– છયલ્લ પ્રા. દેશ્ય શબ્દ છે–અર્થ વંઠ્યા-ગિયો, 'છબીલો'–સુંદર.

અહીંથી કૃષ્ણનું કમનીય વર્ણન કવિ આપે છે, કેવા સ્વરૂપનું ધ્યાન ધરવું એ દૃષ્ટિએ. એ '૬૩'મા પદમાં પૂર્ણ થાય છે.

'સુંદર નવઘનશ્યામ–તમાલ' એ શબ્દો કવિએ ગોપાલદાસના 'વલ્લભાખ્યાન'ની પહેલી જ કડીમાંથી શ્રીવિઠ્ઠલનાથજીના સ્વરૂપના વર્ણનમાંથી ઉપાડ્યા છે:

'વંદું શ્રી વિઠ્ઠલ સુંદર વર નવઘનશ્યામ–તમાલ'

૬૨–૨. 'લલિત–ત્રિભંગી'–દેહને સુંદર ત્રણ ભાગે વાળ્યો છે તેવું નટવર–સ્વરૂપ.

૬૨–૫. 'અનંગ'–કામદેવ. 'અવતંસ'–કાનનું ઘરેણું–કાન પરનાં મોતીનાં કુંડળ. વાંકી ભ્રમાને જઈ અડક્યો.

૬૨–૬. 'બિજિયું'–બન્યું

૬૨–૭. 'પ્રોથ જ પ્રાણ'–પ્રાણને પ્રોથ કરે તેવા કટાક્ષ.

૬૨–૮. 'વેસિયું'–એ નામનું મુખ ઉપરનું એક ઘરેણું. 'અલક-લટ'–વાળની લટ એવી સુંદર છે કે જેનાથી 'મનમથ'–(સં. મન્મથ) કામદેવનું મન પણ મોહ પામે.

૬૨–૯. 'ચિબુક'–હાડીમનિ હડપચીનો ભાગ. 'કંદર્પ'–(સં. કંદર્પ) કામદેવ.

૬૨-૧૦. 'કુંદકલિ'–મોગરાના ફૂલની કળી જેવા 'દ્વિજ'–દાંત. 'અલબેલો'–વરણાગિયો (મૂળમાં 'સુંદર બેલ–વૃષભ' અર્થ સંભવે છે).

૬૩-૧. 'દુલરી'–બે લર–સેરવાળી મોતીની માળા. 'કૌસ્થભમણિ' –(સં. કૌસ્તુભમણિ)

૬૩-૨. 'ભૃગુપદ'–ભૃગુઋષિએ શ્રીવિષ્ણુની છાતીમાં લાત મારવાથી પડેલું પગલાનું નિશાન. 'શ્રીવત્સ–લક્ષ્મ'–શ્રી વિષ્ણુની છાતીમાં 'અસવ્ય'–જમણી બાજુનું 'લક્ષ્મ'–ચિહ્ન.

૬૩-૩. 'રશના'–કટિમેખલા, કંદોરો.

૬૩-૪. 'સ્રક'–(સં. સ્રજ્) માળા. 'વૃંદા–વનમાળા'–તુલસીની વનમાળા. 'રતિ–દામ'–સ્નેહરૂપી દોરડી.

૬૩-૫. 'વૈજયંતી'–કૃષ્ણની માળા. 'અંગદ'–બાજુબંધ. 'મુદ્રિકા'–વીંટી.

૬૩-૬. 'વાગો'–વાઘો, વસ્ત્ર. 'જુગ પાય'–(સં. યુગ–પાદ) બંને પગમાં 'ચિહ્ન'–(સં. ચિહ્ન). 'ષટ દશ'–(સં. ષટ્+દશન્) સોળ–અહીંથી ચરણ નીચેનાં સામુદ્રિક ૧૬ ચિહ્નો ગણાવ્યાં છે.

૬૩-૭, ૮. 'સ્વસ્ત્યષ્ટકોણ'–સ્વસ્તિક અને અષ્ટકોણ–ચિહ્ન. 'પવિ'–ઇંદ્રનું વજ્ર. 'સુઊરધ–રેષ'–(સ. સુ–ઊર્ધ્વરેખા) સુદર ઊભી રેખા. 'દક્ષિણાંઘ્રિ'–જમણો ચરણ–જમણા ચરણમાં નવ ચિહ્ન. 'ધનુષ–મઘવા' –(સં. મઘવ–ધનુષ્) ઇંદ્રનું ધનુષ, મેઘધનુષ. 'ગોચરણ'–ગાયનું પગલું. 'લક્ષ્મ'–ચિહ્ન. 'પદ વામ'–ડાબા પદ–પગલામાં.

૬૩-૯. 'ભવરમણ'–જગતની ક્રીડા–એના હેતુરૂપે પ્રભુ લીલા-કમળ ફેરવી રહ્યા છે.

૬૪-૧, ૨. સરખાવો :

> सकृन्मनः कृष्णपदारविन्दयोर्निवेशितं तद्गुणरागि यैरिह ।
> न ते यमं पाशभृतश्च तद्भटान् स्वप्नेऽपि पश्यन्ति हि
> चीर्णनिष्कृताः । (ભાગવત ૬-૧-૧૯)

૬૪–૩. 'દામોદરનૂં ડેરૂં'–આવો ભક્ત ભગવાનના મંદિરરૂપ–પ્રભુ જેનામાં બિરાજી રહ્યા છે તેવું સ્થાન.

૬૪–૫. 'અણે'–અને. 'અગ્ર'–આગળ.

૬૪–૬. પાદસેવન ભક્તિ : 'શિવ'–કલ્યાણ બીજાં સાધનોથી આપણું કલ્યાણ, પણ એનાથી પ્રભુને શું 'સુખ'? 'શુશ્રૂષા'–ચરણસેવા–એમાં સેવ્ય–સેવક બંનેને સુખ. 'સુખ્ખ' –(સં. સુખ્ય)

૬૪–૭ 'સરવાત્મભાવ'–(સં. સર્વાત્મભાવ) પૂરા હૃદયના ભાવથી.

૬૪–૮. 'પ્રસનના'–(સ. પ્રસન્નતા)–પતિ પ્રસન્ન થાય એ જ જેમ સ્ત્રીની 'ઉર'–હૃદયમાં 'નેમ'–ભાવના, તેવી રીતે.

૬૪–૯ 'માનસી સેવા'–એટલી ઉચ્ચ કક્ષાએ જીવ પહોંચ્યો હોય કે પછી બહારની સેવા ન રહે અને મનમાં જ ભાવનાની પ્રબળતાથી પ્રભુની સેવાનો સાક્ષાત્કાર અનુભવે. આ સેવા જ્યારે પ્રેમલક્ષણા ભક્તિની વ્યસનાવસ્થા પ્રાપ્ત થાય ત્યારે સિદ્ધ થાય. ગુરુની કૃપાથી નિઃસાધન પ્રકારની આ સેવા મળે શ્રીવલ્લભાચાર્યજીએ चेतस्तत्प्रवण सेवा (૧) એમ 'સિદ્ધાંતમુક્તાવલી'માં કહી માનસી સેવાને સર્વશ્રેષ્ઠ કહી છે.

૬૪–૧૦. અર્ચન ભક્તિ : 'પૂજ્જ'–(સ. પૂજન). સ્નેહ વિના સેવા નહિ; પૂજન તો વેદના વિધિથી જ્યાં ષોડશોપચારાદિ થાય તે. એ તો મર્યાદામાર્ગની રીત છે, જેમાં વિધિની જ પ્રધાનતા છે, પ્રભુના સુખનો કોઈ વિચાર નથી. દા. ત શિયાળાની કડકડતી ઠંડીમાં પણ પ્રભુને વેદવિધિ પ્રમાણે તો ઠંડા જલથી જ અભિષેક કરવામાં આવે, વગેરે. 'અરચન'–(સ. અર્ચન) પાંચમી ભક્તિ

૬૫–૨. આકાશ ભૂમિ અને પાતાલ એમ ત્રણ સ્થળે વહેતી ગંગા એક જ રૂપ છે, તે રૂપે શ્રીહરિ ગુરુ અને સંત સમાન છે, ત્રણેમાં કોઈ ભેદ નથી. 'અખેગીતા' વગેરેમાં અખાનો હરિ–ગુરુ–સંત વિશેનો આદર અહીં સરખાવી શકાય (અખેગીતાનાં બધાં જ કડવાંને અંતે, વગેરે):

"જેમ રવિ દેખાડે ધામને, તેમ ગુરુ દેખાડે ક્રામ;
તે માટે હરિ તે ગુરુ, ગુરુ ગોવિંદ એવું નામ. ૭
ચેહેન શર્યા જે સતનાં, તે ગુરુ–ગોવિંદ એકતા ભજે;
બીલા માહે રસ ભર્યો, તે વણુધડ્યું રૂપ નીપજે. ૮

× × ×

કહે અખો કહું વળી વળી, જે ટાળવા હીંડો જંતને,
એ આરત્ય ઉરમાં ધરે તો સેવો હરિ–ગુરુ–સતને. ૧૧
(૧લું કડવું)"

૬૫–૩, ૪. **વંદન ભક્તિ :** 'હયમેધ'–અશ્વમેધ. પ્રણામની પાસે દસ અશ્વમેધ યજ્ઞો પણ તુચ્છ છે.

'વેધ' (સં. વિધિ) પ્રકારે, રીતથી, 'સંસૃતિ'–જન્મમરણ છૂટે નહિ, અશ્વમેધાદિથી. સરખાવો :

एकोऽपि कृष्णस्य कृतप्रणामो दशाश्वमेधावभृथेन तुल्य' ।
दशाश्वमेधी पुनरेति जन्म, कृष्णप्रणामी न पुनर्भवाय ॥ (પાંડવીગીતા)

૬૫–૫ 'નમન્યે'–નમનમાં 'સર્વ' 'વેધ' (સં. વિધિ) નો નિષેધ છે. વિધિ અને નિષેધ સર્વ કાંઈ નમનમાં સમાય છે

૬૫–૬. 'ક્રમ'–(સં કર્મન્) કર્મ 'ચોવિધી'–(સં. ચતુર્વિધ) કાયિક વાચિક માનસિક અને સાંસર્ગિક એ ચાર પ્રકારનાં પાપ.

સરખાવો - हरये नम इत्युच्चैर्मुच्यते सर्वपातकात् ॥

૬૫–૭, ૮. **દાસ્ય ભક્તિ :** સરખાવો બ્રહ્માજીનું વાક્ય·

अहो भाग्यमहो भाग्य नन्दगोपव्रजौकसाम् ।
यन्मित्र परमानन्द पूर्णं ब्रह्म सनातनम् ॥
(ભાગવત ૧૦–૧૪–૩૨)

૬૫–૯. **સખ્ય ભક્તિ :** 'અરજુન'–(સં અર્જુન) 'ઘુહ' –(સં. ગુહ) રામચંદ્રજીને ગંગાપાર હંકવનારો ભીલ નાવિક–રાજા.

આ ભક્તોની અને વ્રજવાસી ગોવાળિયાઓની સખ્યના વચ્ચેનું તારતમ્ય : એકમાં માહાત્મ્યજ્ઞાન, બીજામાં નિર્વ્યાજ માત્ર સ્નેહ. તેથી જ વ્રજવાસીઓને આનંદ પારાવાર મળ્યો.

૬૫–૧૦. આત્મનિવેદન ભક્તિ : 'અરપિને'–અર્પીને, અર્પણ કરીને. કૃષ્ણ સિવાય નહિ આશા, બીજે નહિ વિશ્વાસ.

૬૬–૩. 'વિધિ નિષેધ'–આ કરવાનું અને આ નહિ કરવાનું એવી શાસ્ત્રાજ્ઞા. 'ગેલ'–રમત.

૬૬–૪. 'સરવે નેમ'–સર્વ નેમ–(સં. નિયમ) અથવા ઇચ્છાઓ.

૬૬–૬. પ્રેમલક્ષણા ભક્તિ : 'આહીર અબળા'–અહિરાણી ગોપાંગનાઓ. સરખાવો :

क्वेमाः स्त्रियो वनचरीर्व्यभिचारदुष्टाः
कृष्णे क्व चैष परमात्मनि रूढभावः ॥

(ભાગવત ૧૦–૪૭–૫૯)

૬૬–૮. સ્નેહની અવસ્થા : 'રતિ'–પ્રભુવિષયક પ્રેમ. 'ભક્તિપોષણ'ની ફેરફાર સાથે પંક્તિ (૩૬)

૬૬–૯. આસક્તિની અવસ્થા : 'ભક્તિપોષણ'માં આ જ કડી ૩૭મી.

વ્યસનની અવસ્થા : 'ભક્તિપોષણ'ની થોડા શબ્દફેરે પંક્તિ (૩૮).

૬૭–૬. 'ચ્યારે મુક્તિ'–ચારે સાયુજ્ય સાર્ષ્ટિ સામીપ્ય સારૂપ્ય એ મુક્તિ.

૬૭–૪ થી ૬. 'પારધિ'–જનકપુરીનો ધર્મવ્યાધ. સરખાવો :

व्याधस्याचरणं, ध्रुवस्य च वयो, विद्या गजेन्द्रस्य का,
कुब्जायाः किमु नामरूपमधिकं, किं तत्सुदाम्नो धनम् ।

वश' को विदुरस्य, यादवपतेरुग्रस्य किं पौरुष,
भक्त्या तुष्यति केवल, न तु गुणैर्भक्तिप्रियो माधव ॥

૬૭–૮ 'ઋષિપત્નિયો'–જુઓ આ પછી ૭૨–૨ 'યજ્ઞપત્નિયો'

૬૭–૯. સરસ–(સ સદૃશ–પ્રા સરિસ) નાં સરખાં 'ચ્યત'–(સ ચિત્ત)

૬૭–૧૦ 'ચ્હુલ્યમાં'–ચૂનમાં, ચૂનામાં 'સૌ ચતુરાઈ ચૂલામાં પડી'–રૂઢિપ્રયોગ

૬૮–૨ 'વૈજોગી'–સ 'વિજોગ' નવો શબ્દ બનાવી એના ઉપરથી આ શબ્દ ઊભો કર્યો લાગે છે, અર્થ–વિશેષ ભોગી

૬૮–૫ 'સગ્રામ વાદે'–સગ્રામવાદે–વાદરૂપી સગ્રામમાં 'સુરગુરુ'–બૃહસ્પતિ સમાન 'ક્ષમા'–પૃથ્વી 'ક્ષમી'–સહન કરનાર, 'મુનિ–રોમહર્ષાયુર'–(સ મુનિ–રોમહર્ષ + આયુસ્)–સૂત પૌરાણિકનો પિતા રોમહર્ષ–એના જેવુ આયુષ

૬૮–૬ 'વિક્રમ'–ઉજ્જૈનનો વીર વિક્રમાદિત્ય તે તે ગુણને માટે વિખ્યાત અહીં સુધીમા કહ્યા છે

૬૮–૯ 'ચો'–ચાર વેદ, ચૌદ વિદ્યા ષટ શાસ્ત્ર, નવ જ્યોતિષશાસ્ત્ર, અષ્ટાદશ પુરાણો 'ટોળ'–જ્ઞાનની એકત્રતા ચંડોળ'–ચાંડાળ, પ્રાસ માટે બનાવેલો શબ્દ

૬૮–૨ 'સુરદ્રુમ –પારિજાતક વૃક્ષ

૬૯–૬ અનન્ય પ્રીતિનું લક્ષણ 'ફણિ'–ફણી, સર્પ

૬૯–૭ નવધા ભક્તિ કરતાં પ્રેમલક્ષણાની ઉત્તમતા

૬૮–૮ 'નાના–જાતિ'–અનેક પ્રકારની–બીજી ભક્તિઓ બીજા પુષ્પો જેવી, પ્રેમલક્ષણા ભક્તિ કમળ જેવી

૬૯–૯ 'પ્રેમી'–ભક્તોને હરિએ ક્રીડામૃગ બનાવ્યા ને એમ 'વચન–શ્રુતિ–નેમ'–વેદનાં વચન અને નિયમોને 'ભૂલવ્યાં'–ભુલાવ્યાં

૭૦–૫. 'દીનતા'–'હું તુચ્છ છુ' એવી ભાવના, દૈન્ય; પુષ્ટિમાર્ગનો રૂઢ પારિભાષિક શબ્દ.

૭૦–૬. 'તાદશી'–પુષ્ટિમાર્ગમાં ઉત્તમ કોટિના ભક્ત માટેનો રૂઢ શબ્દ : સરખાવો શ્રીવલ્લભાચાર્યજીનું વાક્ય निवेदनं तु स्मर्तव्यं सर्वथा तादृशैर्जनैः ( નવરત્ન–૨ ). કવિ દયારામે 'તાદશી ભક્ત'નાં લક્ષણ નીચેના જાણીતા પદમાં સ્પષ્ટ કર્યાં છે :

"તાદશી જન તેહેને જાણિયે, જેહેમાં એહેવા ગુણ હોય રે,
નિંદા સ્તુતિ ના કરે કોયની, સઘળે સમદષ્ટે જોય રે. તાદશી–ટેક.

દર્શન કરતાં માત્રમાં રે ભૂલાવે પ્રપંચનું ભાન,
સ્મરણ કરાવે શ્રીકૃષ્ણનુ, નસાડે અઘ અજ્ઞાન. તાદશી–૧

સકળ ચરાચરને વિશે રે વસ્યા દેખે ભગવાન રે,
શુભ ઇચ્છે સરવ જગતનું, લેશ નહિ અભિમાન રે. તાદશી–૨

ગુણ ગાતાં ગોવિંદના રે પુલકિત તનુ થાય રે,
નેત્રે પ્રવાહ વહે પ્રેમના, હરખે હૃદય રૂંધાય રે. તાદશી–૩

પરદુઃખે દાઝે ઘણું રે, કરે કોઈનો ના દ્રોહ રે,
ઇંદ્રજિત સાચા સદા રે, ના પામે માયામાં મોહ રે. તાદશી–૪

અકળ લીલા નંદલાલની રે, તેહેમાં મગ્ન જેહેનું મંન રે,
પ્રીત બહુ પર–ઉપકારમાં, સદા પ્રસન્ન–વદન રે. તાદશી–૫

નટવર ઝળકે નેત્રમાં રે, કાંતિ કરુણામય હોય રે,
શાંત સ્વભાવ સંતોષ બહુ, દોષ કોયના ન જોય રે. તાદશી–૬

વાહાલા લાગે સેહેજે સરવને રે, અતિ ઉદાર જેહેનું ચિત્ત રે,
અનન્ય ભાવે ભજે કૃષ્ણને, જેહેને વાહાલું નહિ વિત્ત રે. તાદશી–૭

હરિ ગુરુ વૈષ્ણવને વિષે રે જેહેને સદા અતિ વાહાલ રે,
દઢ વિશ્વાસ અતિ દીનતા, બોલે વચન રસાલવાં રે તાદશી–૮

સેવા સ્મરણ સતસંગમાં રે જેહેને આસકિત અત્ય રે,
કપટ તો લેશ નહીં હદે, હરિચરણે સદા મત્ય રે. તાદશી–૯
વ્યસનાવસ્થા વિઠ્ઠલેશ–શું રે, સદા મુખે કૃષ્ણ–નામ રે,
તે ભગવદી તણા દાસનો સદા દાસ દયારામ રે. તાદશી–૧૦"
(શ્રીદયારામકૃત કાવ્યમણિમાલા, ગ્રં. ૩, પૃ. ૨૫૭–૫૮)

આ સાથે 'તે ભગવદીનાં દર્શન દુર્લભ' (ત્યાં જ ૨૫૬–૫૭) એ દયારામનું અને 'વૈષ્ણવજન તો તેહેને કહિયે' એ નરસિંહ મહેતાનું પદ પણ સમજવાં ઉપયોગી થઈ પડશે.

અહીં ભાગવત–એકાદશસ્કંધ–અ. ૧૧ कृपालुरकृतद्रोहः વગેરે ૨૯ થી ૩૨ સુધીના શ્લોકોમાંનાં ઉત્તમ ભક્તનાં લક્ષણ, તેમજ અ. ૧૯માંનાં श्रद्धामृतकथायां मे વગેરે ૨૦ થી ૨૪ શ્લોકોમાંનાં ભક્તકર્તવ્ય સરખાવવાં.

૭૦–૮. 'શ્રીમદાચાર્ય'–શ્રીમદ્ વલ્લભાચાર્યજી. વરજિત–(સં. વર્જિત) વિનાનો.

૭૦–૧૦. જીવન્મુક્ત–(સ.) જીવતો છતે મોક્ષદશા સુધી પહોંચી ગયેલો.

૭૧–૨. 'મ્હાતમ'–(સં. માહાત્મ્ય) મહત્તા, ગૌરવ. 'સત્યુપચાર'–સત્ય ઉપચાર–સાચાં સાધન.

૭૧–૩ થી ૭૨–૨ સુધીની લીટીઓ કૃષ્ણે ઉદ્ધવને કહેલાં વાક્યોનો અનુવાદ છે :

न रोधयति मां योगो, न सांख्यं, धर्म एव च ।
न स्वाध्यायस्तपस्त्यागो, नेष्टापूर्तं, न दक्षिणा ॥
व्रतानि यज्ञश्छन्दांसि तीर्थानि नियमा यमाः ।
यथावरुन्धे सत्सङ्गः सर्वसंगापहो हि माम् ॥
सत्संगेन हि दैतेया यातुधाना मृगाः खगाः ।
गन्धर्वाप्सरसो नागाः सिद्धाश्चारणगुह्यकाः ।

विद्याधरा मनुष्येषु वैश्या शूद्रा स्त्रियोऽन्त्यजा ।
रजस्तम प्रकृतयस्तस्मिंस्तस्मिन् युगेऽनघ ।
बहवो मत्पद प्राप्तास्त्वाष्ट्रकायाधवादय ॥
वृषपर्वा बलिर्बाणो मयश्चाथ विभीषण ।
सुग्रीवो हनुमान् ऋक्षो गजो गृध्रो वणिक्पथ ।
व्याध कुब्जा व्रजे गोप्यो यज्ञपत्न्यस्तथापरे ।
ते नाधीतश्रुतिगणा नोपासितमहत्तमा ।
अव्रतातप्ततपस सत्संगा मामुपागता ॥

(ભાગવત ૧૧-૧૨-૧ થી ૭)

૭૧-૪ 'રોધિ'-કમજે કરે, પ્રાપ્ત કરે

૭૧-૫ 'સ્વાધ્યાય'-વેદાધ્યયન

૭૧-૭ 'સમૃગ'-મૃગસહિત. 'ગંધ્રિવ'-(સ ગંધર્વ) સદરાગ'-(સ સદ્રાગ) રાગી સસારાસક્ત

૭૧-૮ 'પ્રક્રતી'-(સ પ્રકૃતિ) સ્વભાવ

૭૧-૯ 'કણ કણુ'-કોણ કોણ

૭૧-૧૦ 'અગદ' સુગ્રીવના મોટા ભાઈ વાલિનો પુત્ર

૭૨-૧ 'ગજ સગ્રાહ'-ગજેન્દ્રને જે ગ્રાહ વળગ્યો હતો તે ગ્રાહ-મૂડ સહિત એ ગજેન્દ્ર 'ગીધ'-સીતાને હરી લઈ જતા રાવણને માર્ગમાં લડાઈ આપનારો જટાયુ

૭૨-૨ 'યજ્ઞપત્નિયો'-સ્વર્ગની ઈચ્છા માટે આંગિરસ નામના યજ્ઞમાં વરેના બ્રાહ્મણોની પત્નીઓ, જેમણે માગવા આવેના કૃષ્ણના ભૂખ્યા ગોવાળોને અન્નાદિ સામગ્રી આપી સત્કાર્યા હતા

(ભાગવત ૧૦-૨૩)

૭૨-૫ 'અજામિલ'-એ નામનો અતિ પાપી બ્રાહ્મણ મરતીવેળા પોતાના નારાયણ નામના પુત્રને બોલાવવા નામોચ્ચારણ કરવાથી વૈકુંઠનો વાસી બની શક્યો (ભાગવત ૬-૧ થી ૩)

૭૨–૬. 'પત્તન વીથી–ઉદ'–શહેરની શેરીઓનું 'અશુચિ'–અપવિત્ર 'ઉદ'–પાણી. સરખાવો શ્રીવલ્લભાચાર્યજીના શબ્દો :

गङ्गात्वं सर्वदोषाणां गुणदोषादिवर्णना ।
गङ्गात्वेन निरूप्या स्यात् तद्वदत्रापि चैव हि ॥ (સિદ્ધાંતરહસ્ય–૮)

૭૨–૭. સરખાવો :

तुलयाम लवेनापि न स्वर्गं नापुनर्भवम् ।
भगवत्सङ्गिसंगस्य, मर्त्यानां किमुताशिषः ॥ (ભાગ. ૪–૩૦–૩૪)

'નાક'–સ્વર્ગ; સ્વર્ગનું સુખ.

૭૨–૮. સરખાવો :

गङ्गा पापं शशी तापं दैन्यं कल्पतरुस्तथा ।
पापं तापं च दैन्यं च हरेत् साधुसमागमः ॥

૭૨–૧૦. વાંક વિના દુઃખ દે અને દુર્વચનરૂપી બાણ છાતીમાં મારે તેવા દુષ્ટોનું પણ સાચો ભક્ત ભગવાન પાસે કલ્યાણ થવાનું જ માગે છે.

૭૩–૧ થી ૪. સરખાવો :

गुणदोषौ बुधो गृह्णन्निन्दुक्ष्वेडाविवेश्वरः ।
शिरसा श्लाघते पूर्वं परं कण्ठे नियच्छति ॥

'ગરલ'–ઝેર. શિવે ઝેરનું પાન કર્યું ને 'ચતુરથી–ચંદ'–ચોથના ચંદ્રને 'ભાલયેં'–કપાળ ઉપર સ્થાન આપ્યું.

૭૩–૫. 'દુકિત'–(સં. દુષ્કૃત)

૭૩–૭. 'પેરય'–પ્રકારે. 'વિધિ'–(સં. વિધા) પ્રકાર.

૭૩–૯. 'શુચિ–ગ્રામ'–ઇંદ્રિયગ્રામ–ઇંદ્રિયોનો સમૂહ જેમનો પવિત્ર છે તેવા શુકદેવ, ભાગવતના વક્તા. 'નૃપ' રાજા પરીક્ષિતને 'અચ્યુત–ધામ'–ભગવદ્ધામ મળ્યું, કથાને અંતે.

૭૩–૧૦. 'ચિત–તાર'–(સં. ચિત્ત–તાર) એકતાર મનવાળા.

૭૪–૧ થી ૪. એ જ સમયે ભાગવતની કથા તો ઘણા ઋષિઓએ સાંભળી, પણ પરીક્ષિતના જેવું મન ન હોવાથી તરત ફળ ન મળ્યું. સૂકું તૂંબડું જ માણસને પાણીમાં તરાવે છે; લીલું તૂંબડું જરા પણ ન તરાવે.

૭૪–૫. ' સમળ જનસંગ '–વિકારવાળી જન-સોબત. એ વિકાર ચાલ્યો જતાં એ જ જનસંગ ફળદાયી થાય.

૭૪–૬. ' આર્દ્ર '–(સં. આર્દ્ર) ભીનું. ' વાસ '–(સં. વાસસ્) ' વસ્ત્ર અવર '–બીજા વસ્ત્રને અડકે તો ભીજવે; સૂકાને અડકે તો શીતનો આભાસ પણ ન થાય.

૭૪–૭. મલય પર્વત પર બધાં ઝાડ ચંદનનાં થઈ જાય; બાજુમાં જ એરંડો કે કે વાંસ ઊગે તો એ ચંદન ન થઈ શકે. ' નૃશંસ '–દુષ્ટ પુરુષના ' ઉર '–હૃદયમાં ' ગ્રંથિયો '–ગ્રંથિઓ હોવાથી એને સત્સંગ ફળતો નથી.

૭૪–૮. સો કલ્પ સુધી ' આગ '–આગિયા ' પાષાણ '–પથ્થરને ' નીર-નિમગ્ન '–પાણીમાં ડુબાડી રાખવામાં આવે તોયે એની આગ ઠરે નહિ ' કાગદુ '–કરડુ દાણાને 'અષ્ટ યામ'–આઠ પહોર સુધી ઉકાળવામાં આવે તોયે કોમળ ન થાય–નરમ ન પડે.

૭૪–૯. જેમ ચિત્રમાંના ચંદ્રથી તનનો તાપ ન શમે તેમ આકાશમાંના ચંદ્રથી ચિત્રમાં ચીતરાયેલો ' ઉદધિ '–સાગર હિલ્લોળાય નહિ–સ્ફુરતી ન પામે.

૭૫–૧. ' હિત–હરિ '–હરિ ભગવાનનું હેત

૭૫–૪. ' કામ '–વિષયવાંછના. ' દામ '–પૈસા. આ બેઉમાં ' અવિદ્યા '–અજ્ઞાન રહેલ છે.

૭૫–૫ ' ક્ષમશાન '–(સં. સ્મશાન). ' પ્રેત '–અવગતિયો જીવ. ' કુઉતુક '–(સં. કૌતુક) સ્મશાનમાં અવગતિયા જીવ હોય એ વિષયમાં કોઈને કૌતુક–આશ્ચર્ય થતું નથી, ત્યાં હોય જ.

૭૫–૭. ' છાયા–મગરી–છાયા ' –છાયા મગરી– એ પ્રકારની

આઠ્ઠીનો છાયો અડે તોયે એ સામાની કાયાને કરડી ખાય છે.—
(એક માન્યતા.)

૭૫–૯. 'નારય નિરખ્યે' નારીને નિરખવાથી એ 'મોહન'—
(સં.) મોહકારી છે. હે ચતુર, તું તારા ચિત્તમાં 'વિચારય'—વિચાર
કર કે 'મસળ્યા પછી'—ફળને મસળવાથી ચીમળાય તેમ ગ્લાનિ ઉપજાવ-
નારી થાય.

૭૫–૧૦. 'ડરિ'—ડરીને, ભય ધરીને 'ચિત'—(સં. ચિત્ત)થી
'કૃઢાડય'—કાઢી નાખ. (ઉચ્ચારણાનુસારી જોડણી મળે છે). 'કૃષ્ણ
મળતાં'—કૃષ્ણને મળવા જતાં 'મધ્ય મોટી આડય'—વચ્ચે સ્ત્રી મોટી
આડચ છે.

૭૬–૧ થી ૪. ધનના 'દશ નેં પાંચ'—પંદર અનર્થ છે. એ
'ભરિયા આંચ'—આંચે—(સં. અર્ચિસ) અગ્નિએ ભરેલા છે; એ
પંદર અનર્થ :

स्तेयं हिंसानृतं दम्भः कामः क्रोधः स्मयो मदः ।
भेदो वैरमविश्वासः संस्पर्धा व्यसनानि च ।
एते पञ्चदशानर्था ह्यर्थमूला मता नृणाम् ॥

'બણાવે'—બનાવે. હરિસેવામાં 'વા'—કે પરમાર્થમાં 'વિત'—
(સં. વિત્ત) ધન વપરાયું હોય તો 'અરથ'—(સં. અર્થ) એ ધન
'સફલિત'—સફળ છે, સાર્થક છે.

૭૬–૫, ૬. 'વિત્ત'ના સાહચર્યે 'અર્થ' પણ નાન્યતર જાતિમાં
કવિ અહીં પ્રયોજે છે. 'હરિજનને'—હરિજનને માટે અર્થાત્
હરિજનો. સરખાવો :

अर्थस्य साधने सिद्धे उत्कर्षे रक्षणे व्यये ।
नाशोपभोग आयासस्त्रासश्चिन्ता भ्रमो नृणाम् ॥

૭૬–૭. 'વસન'—વસ્ત્ર. સરખાવો :

भोजनाच्छादने चिन्तां वृथा कुर्वन्ति वैष्णवाः ।
योऽसौ विश्वम्भरो देवः स किं भक्तानुपेक्षते ॥

૭૬–૮. 'દધિ-મધ્ય'–(સં. ઉદધિ-મધ્ય) સમુદ્રમાં.

૭૭–૯. 'ચુગણી'–ચણવાના દાણા, ચણ 'જડ'–જડબુદ્ધિવાળા.

૭૬–૧૦. 'ગુલમ્હેરી'–ગુલમેરી નામનું એક અજાયબી જેવું 'ખગી'–(સ્ત્રી. પક્ષિણી) પક્ષી છે, જે 'અહાર'–(સં. આહાર) છોડી મુખે રામ 'રટય'–રટે છે; ભગવાને એના ચંચુમાં વાસ કરી છે 'ચતુર'–ચતુરાઈવાળા ભગવાન 'સુખધામ'–સુખના સ્થાનરૂપ ભગવાન કે ચાંચ.

૭૭–૫. 'અનિશે'–(સં. અનિશ્ચેન) ખૂબ.

૭૭–૬. 'કૃષ્ણમાયા'–કૃષ્ણની આમોદ કરનારી માયા નામની, ચાર શક્તિઓમાંની એક.

૭૭–૭ 'નિજ-કળ-બળે'–પોતાની યુક્તિના બળથી. દા.ત. હાથી કાદવમાંથી અને મૃગ ફંદ-ફાંસલામાંથી નીકળવા જેમ જેમ જોર કરે તેમ તેમ વધુ અને વધુ ફસાય.

૭૭–૮થી ૧૦ ગુરુ દ્વારા ભગવાનનું શરણું સિદ્ધ કરનારને માયાજાળ કશું કરી શકતી નથી. એનો એક જ ઉપાય : 'અનન્યાશ્રય'–પ્રભુ સિવાય બીજા કોઈનો આશ્રય નહિ. દેવ, દેવી, પ્રભુના અવતારો એ કોઈનું દાસત્વ ન સ્વીકારતાં ભગવાન કૃષ્ણની આજ્ઞામાં દૃઢ વિશ્વાસ રાખવાથી એ સિદ્ધિ મળે.

૭૮–૧, ૨ સરખાવો ગીતાનું વચન :

अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥ (૯–૨૨)

૭૮–૩. હરિ વિના બીજી આશા જ નહિ; આશા રાખે તો ત્રાસ જ થાય.

૭૮–૬. રાવણના પુત્ર ઇંદ્રજિતે સભામાં આવેલા હનુમાનને બ્રહ્માસ્ત્રથી બાંધી લીધા. પાછળથી ઇંદ્રજિતને થયું કે કદાચ બ્રહ્માસ્ત્રને હનુમાન નષ્ટ કરી નાખશે માટે બીજા પ્રયત્નથી બાંધું. આટલો અવિશ્વાસ આવવાથી બ્રહ્માસ્ત્ર નકામું ગયું ને હનુમાન મુક્ત થયા. 'દઢ પ્રતીતેં'– દઢ પ્રતીતિ–વિશ્વાસને લઈ ચાતકને સ્વાતિનક્ષત્રના વરસાદનું પાણી મળી જ રહે છે.

૭૮–૭. બધા દેવોમાં પણ કૃષ્ણ માની તે તે ભજવામાં આવે તો એવું ભજન વ્યર્થ છે એવો વિવેક સમજવાનો છે.

૭૮–૮. બપૈયો આકાશમાંથી સ્વાતિનક્ષત્ર સમયનું પડતું પાણી માત્ર પિયે છે; એ જ નક્ષત્રનું એ જ પાણી 'સરિ'–(સં. સરિત્) નદી કે 'સરાદિ'–સરોવર વગેરેમાં પડ્યું હોય તોપણ પીતો નથી. 'કો વાર'– કોઈ વાર પણ.

૭૮–૯. એ જ રીતે સિંધુના જળમાં લીન થઈ રહેવી 'શીપ'– છીપ સ્વાતિનક્ષત્રમાં વરસતા મેઘનું જ પાણી પિયે છે. યમુનાની 'ધાર'–ધારાને 'ઉદધિ'–મહાસાગરના 'ઉદ'–પાણીનો સ્પર્શ નથી, તેથી યમુનામાં માછલાં જીવે છે. યમુના સમુદ્રમાં મળતી હોય તો પ્રવાહમાં ગયેલાં માછલાં સમુદ્રના ખારા જળમાં મરણ જ પામે. અનન્યાશ્રયનું આ દષ્ટાંત કવિ રજૂ કરે છે.

૭૮–૧૦ 'નિજ જન'–પોતાનાં વ્રજજનો 'અમર'–દેવોને પૂજે એનાથી 'ગોકુલરાય'–કૃષ્ણ 'પ્રસન'–(સં. પ્રસન્ન) થયા હોય તો 'ઇંદ્રયજ્ઞ'–ઇંદ્રના યજ્ઞને 'હતી'–હણીને 'શિક્ષા'–સજા 'ન દે'–ન આપે. ઇંદ્રને સજા કરી એની પાછળનો હેતુ વ્રજવાસીઓએ અન્યાશ્રય કર્યો એ હતો. સજા કરી ઇંદ્રને અને અન્યાશ્રય ટાળ્યો વ્રજજનોનો.

૭૯–૪. દષ્ટાંતથી પૂછે છે : 'વહ્નિ'–અગ્નિ અને 'દીપ'–દીવા વચ્ચે ફેર શો ? 'કૃષ્ણ'–અવતારી અને એના બીજા અવતાર એ બેઉ વચ્ચે ફેર શો ?

૭૯-૫. 'અંતરયામી'-(સં. અંતર્યામી) શિષ્યના અંતરની વાત જાણનાર આચાર્ય ગુરુ.

૭૯-૭. 'કારજ-કારણ-ભેદ'-ભગવાન કારણ અને અન્ય અવતારો કાર્ય એવો ભેદ છે. સરખાવો :

एते चांशकलाः पुंसः कृष्णस्तु भगवान् स्वयम् ॥

(ભાગવત ૧-૩-૨૮)

૭૯-૭. જે પતંગિયા જેવા ક્ષુદ્ર જીવો છે તેઓને 'અનળ'-અગ્નિ અને 'જ્યોત'-આંચ વચ્ચે તફાવત નથી, પણ જે રસિક ટેકી ચકોર જીવો છે તેઓને તો 'અંગાર'-અગ્નિ વિના તૃપ્તિ થતી નથી.

૭૯-૮ થી ૮૦-૪ સુધી. 'ભજન'-ફળની ન્યૂનાધિકતાનાં ઉદાહરણ. હરિના અન્ય અવતારોની પાંચ જન્મ સુધી ભક્તિ કરે તો હયગ્રીવ ભગવાનની ભક્તિ થાય. દસ જન્મ સુધી હયગ્રીવની ભક્તિ કરે તો નૃસિંહ ભગવાનની ભક્તિ પામે. આ રૂપ 'કૌસ્તુભ'-કૌસ્તુભ-મણિનું છે. હજાર જન્મ સુધી નૃસિંહની ભક્તિ કરે ત્યારે નારાયણની ભક્તિ મળે. એક કરોડ જન્મ સુધી નારાયણની ભક્તિ કરવાથી રામભક્તિ મળે અને અનંત જન્મો પર્યંત શ્રીરામચંદ્રજીની ભક્તિ કરે ત્યારે શ્રીકૃષ્ણની ભક્તિ મળે.

૮૦-૫ થી ૮૧-૧૦. શ્રીકૃષ્ણ પરાત્પર પરમાનંદ છે અને બીજા અવતારો વગેરે એ પ્રભુનાં જુદાં જુદાં આભૂષણો અને ઉપકરણો છે એ બતાવવામાં આવ્યું છે.

૮૦-૫ 'વૃંદાવિપિન'-વૃંદાવન, જ્યાં 'યુગલ'-એક 'ગોપી'-એક એક કૃષ્ણ એ પ્રકારનો 'રતિરાસ'-રાસરમણ છે. એ બધા અવતારોના નિવાસ છે.

૮૦-૯. 'મનવંતર-રક્ષક'-ધરાવનાર ભગવાને, આકૃતિમાં રુચિથી થયેલા (ભાગવત. ૧-૩-૧૨)

૮૦-૧૦. 'મરાલ'-હંસાવતાર. 'કિરીટી'-અર્જુન કુંડળનો અવતાર. 'હય-શિર'-હયગ્રીવ ભગવાન વ્રજભૂપની વનમાળાનો અવતાર.

૮૧–૫. 'ભૂમા'–ભગવાન, 'ક્ષીરાબ્ધિ'–ક્ષીરસાગરમાં છે તે આદિનારાયણ વગેરે. એ પછી પ્રદ્યુમ્ન અનિરુદ્ધ વાસુદેવ અને સંકર્ષણ એ ચાર વ્યૂહાવતાર.

૮૧–૬. ગોલોક, અક્ષરબ્રહ્મ, શ્વેતદ્વીપ એ હરિનાં 'ઠામ'–ધામ છે.

૮૧–૭. શ્રીકૃષ્ણનાં ઐશ્વર્ય : ઐશ્વર્ય વીર્ય યશ શ્રી જ્ઞાન અને વૈરાગ્ય એ છ નારાયણનાં રૂપ છે. ૭ નારાયણ 'વસ્તુવૃંદદીપિકા'માં છે : આદિનારાયણ, શ્રીનારાયણ, શેષનારાયણ, સૂર્યનારાયણ, વેદનારાયણ અને નરનારાયણ. મન બુદ્ધિ ચિત્ત અને અહંકાર એ ચાર અંતઃકરણ તે ચાર વ્યૂહ ઉપર કહ્યા છે.

૮૧–૮. સત્ તે વિરાટ્, ચિદ્ તે અક્ષર બ્રહ્મ, અને નારાયણ આનંદ, શ્રીકૃષ્ણ પરમાનંદરૂપ છે.

૮૧–૧૦. બધા દેવો પ્રાકૃત, 'બ્રહ્દ'–અક્ષર બ્રહ્મ તે 'ગણિતાનંદ'–એના આનંદની ગણતરી થાય છે (તૈત્તિરીય ઉપનિષદ), શ્રીકૃષ્ણ એ શ્રીપુરુષોત્તમ. શ્રીવલ્લભાચાર્યજીના નીચેના શ્લોકનો અનુવાદ :

प्राकृताः सकला देवा गणितानन्दकं बृहद् ।
पूर्णानन्दो हरिः……………………(કૃષ્ણાશ્રય ૮)

૮૨–૧. 'કૂટસ્થ'–અક્ષર બ્રહ્મ સુધી બધાં સ્વરૂપોનો આનંદ ગણી શકાય છે. ગીતામાં कूटस्थोऽक्षर उच्यते (૧૫–૧૬) કહ્યું છે.

૮૨–૩ થી ૬. તૈત્તિરીય ઉપનિષદમાં જે આનંદનો ક્રમ બતાવ્યો છે તેનાથી સ્વતંત્ર રીતે જ કવિ અહીં બતાવે છે : દેશાધિપતિના આનંદથી સો–ગણો દ્વીપ–પતિનો, એનાથી સો–ગણો ચક્રવર્તીનો, એનાથી સો–ગણો ઇંદ્રનો, એ પછી સો–સો–ગણો ક્રમે મહર્લોક, જનલોક, તપોલોક, 'વિધિ'–બ્રહ્મલોક અને શિવલોક; એનાથી સો–ગણો 'અક્ષર–ઓક'–અક્ષરધામનો. આ શ્રીકૃષ્ણનું 'સદન'–(સં. સદન) ધામ છે. એ પ્રભુનું આધ્યાત્મિક સ્વરૂપ છે. શ્રી પુરુષોત્તમ એનાથી પર છે, જે આદિ વૃંદાવનમાં અચળ વિહાર કરે છે, જ્યાં 'ગો–મન' ઇંદ્રિયો અને

મનની પહોંચ નથી. યતો વાચો નિવર્તન્તે અપ્રાપ્ય મનસા સહ (તૈત્તિરીય. ૨–૯) આ પંક્તિઓ સાથે ગોપાલદાસના 'વલ્લભાખ્યાન'ની નીચેની પંક્તિઓ સરખાવો :

"તેહ થકી પુરુષોત્તમ અળગા, લીલા અચળ વિહાર;
બ્રહ્મજ્ઞાની ને મુક્તિમારગી સ્વપ્ને નહિ લ્હેવાર. ૭
જહાં વૃંદાવન આદિ અચલ શશી, શરદ–રેણુ બહુવેશ"
(૧ લું આખ્યાન)

૮૨–૯. 'પુનરાવર્તિ'–(સં. પુનરાવૃત્તિ) ફરી જન્મવા આવવાનું

૮૨–૧૦. જ્યાં બધી જ સુંદરીઓનો 'ગ્રામ'–સમૂહ છે, તેથી હર–હિરણ્યગર્ભ=શિવ અને બ્રહ્મા વગેરેની ગતિ પણ નથી ત્યાં માત્ર પૂર્ણકામ એક પુરુષ પુરુષોત્તમ જ છે. 'પુરુષેક'–(સં. પુરુષૈક) એક પુરુષ.

૮૩–૧. અહીથી આદિ વૃંદાવનનું વર્ણન કવિએ સ્વતંત્ર રીતે પ્રાયઃ આપ્યું છે; કોઈ કોઈ પંક્તિ જ 'વલ્લભાખ્યાન'ની સાથે મળે છે.

૮૩–૨. 'ક્ષમા'–જમીનની સપાટી.

૮૩–૪ થી ૯. 'જુગમ પુલિન' (સં. યુગ્મ) બે કાંઠા. 'સોપાન' પગથિયાં. 'નાના–અનિગાન' અનેક ભમરોનાં 'ગાન'–ગુંજન. સરખાવો 'વલ્લભાખ્યાન'માંથી :

"જહાં સરિતા ચામીકર મણિગણ ઉભય બદ્ધ–સોપાન
કમલ કુમુદ નાના અલિ સુંદર મધુર કરે રહ્યાં ગાન. ૧–૯"
"કનકલતા માલતી મલ્લિકા, વિવિધ કુસુમ મકરંદ ૧–૧૦"
"પદ્મરાગ મરકત મણિ સ્ફટિક શ્રીગોવર્ધન સોહે ૧–૧૧"
"શ્યામા ચન્દ્ર નયન–સુંદરી, જૂથ તણો નહિ પાર.
વિવિધ રાસ મંડળ–રચના રચિ, ખેલે શ્રીનંદકુમાર ૧–૧૩"

'બૃહદ્વામન પુરાણ'માંનું અનુસરણ ગોપાલદાસનું અને એનું કવિમાં જણાય છે 'બકુલ'–બોરસલ્લી. 'દ્વિજગણ'–પક્ષીઓનો સમૂહ. 'શતપત્ર–લોચન'–કમળલોચની.

૮૩–૧૦. આદિ વૃંદાવન ધામની સૃષ્ટિ પ્રભુએ પોતાના અંગમાંથી જ ઉત્પન્ન કરી છે. જુઓ એ વિશેનું શ્રીવલ્લભાચાર્યજીનું નીચેનું કથન, 'પુષ્ટિપ્રવાહમર્યાદાભેદ'માંથી :

૮૪–૧ થી ૪. " इच्छामात्रेण मनसा प्रवाहं सृष्टवान् हरिः ।
वचसा वेदमार्गं हि, पुष्टिं कायेन निश्चयः ॥ ९ ॥"

પ્રવાહી સૃષ્ટિ મનથી, મર્યાદાસૃષ્ટિ વચનથી અને પુષ્ટિસૃષ્ટિ કાયાથી સરજી છે. કવિ કહે છે કે 'શ્રીવલ્લભદેવ'–શ્રીવલ્લભાચાર્યજીના સ્વરૂપે બ્રાહ્મણરૂપે શ્રીપુરુષોત્તમ પોતે જ પ્રગટયા છે. સામાન્ય રીતે શ્રી વલ્લભાચાર્યજીને પુષ્ટિસંપ્રદાયમાં આધિદૈવિક અગ્નિના અવતાર ગણવામાં આવ્યા છે; અગ્નિનું સ્થાન પ્રભુના મુખમાં છે તેથી પ્રભુના મુખાવતાર પણ ગણાય છે. અને મુખમાં જ વાણીનું સ્થાન હોઈ વાણીના અવતાર–વાગીશ્વર પણ કહ્યા છે. ભાગવત–સુબોધિની ટીકાના આરંભમાં अयं तस्य विवेचितुं नहि विभुर्वैश्वानराद्वाक्पतेः માં 'અગ્નિ' અને 'વાક્પતિ' એમ શ્રી વલ્લભાચાર્યે પોતે કહ્યુ છે. અને 'વલ્લભાષ્ટક'માં બતાવ્યા પ્રમાણે वस्तुतः कृष्ण एव પણ સ્વીકારવામાં આવ્યા છે.

૮૪–૫. શ્રીવલ્લભાચાર્યજીના આત્મજ શ્રીવિઠ્ઠલેશાચાર્ય–શ્રી વિઠ્ઠલનાથ ગુસાંઈજીના રૂપમાં પરબ્રહ્મ પૂર્ણપુરુષોત્તમ પોતે દૈવી કાર્ય કરવા પ્રગટયા છે. 'સકુલ'–કુલ સહિત

૮૪–૬. આ માર્ગ કેવળ પ્રમેયબળે–જ્યાં પ્રમાણનો પ્રવેશ નથી તેવા બળે પ્રગટ કર્યો છે; કેવળ દૈવી જીવોના ઉદ્ધાર માટે. સરખાવો 'વલ્લભાખ્યાન'માંથી :

" શ્રીપુરુષોત્તમે વળી વિચાર્યું: હવે પ્રકાર શ્યો કરિયે.
મ્હારી સેવા અને કથારસ નિરૂપવા, તનુ ધરિયે.
ભક્ત જીવનાં ભાગ્ય વિસ્તર્યાં, ઇચ્છા કરી હરિ સાર.
તેણે હેતે આપોપે પ્રગટયા શ્રીવલ્લભરાજ–કુમાર.
પૂર્ણ બ્રહ્મ શ્રીલક્ષ્મણસુત, પુરુષોત્તમ વિઠ્ઠલનાથ
શ્રીગોકુલમાં પ્રગટ પધાર્યા, સ્વજન કીધાં સનાથ. (૧–૨૨થી૨૪)"

[ શ્રીલક્ષ્મણસુત = શ્રીલક્ષ્મણભટ્ટજીના પુત્ર શ્રીવલ્લભાચાર્ય ]

ભક્તકવિ દયારામને શુદ્ધાદ્વૈત–પુષ્ટિમાર્ગના સ્થાપક આચાર્યો અને વંશજો પ્રત્યે કેવો અનુપમ આદર છે એ આ ૮૪ મા પદમાં સ્પષ્ટ થાય છે. 'પથ–પુષ્ટિ'–પુષ્ટિમાર્ગ.

૮૪–૭ થી ૯. **પુષ્ટિમાર્ગના સંક્ષેપમાં સિદ્ધાંત :** ૧. સર્વાત્મભાવે શરણ, ૨. ભગવત્સેવા, ૩. હરિ–ગુરુ–સંતમાં દૃઢ વિશ્વાસ, ૪. કેવળ નિઃસાધનતા, ૫. અસમર્પિત વસ્તુનો ત્યાગ, ૬. અનન્યાશ્રય, અને ૭. આની સિદ્ધિ માટેનાં જ માત્ર સાધન.

'અસમર્પિત'–પ્રભુને ન ધરેલી. 'હતિ'–નાશ

૮૪–૧૦. શ્રીવલ્લભાચાર્યજીએ વિસ્તારેલો 'પુષ્ટિ–પથ'–પુષ્ટિમાર્ગ. સરખાવો :

'હેવો મારગ શ્રીવલ્લભરગનો, જ્યાં નહિ પ્રવેશ વિધિ–દગનો.'

(વલ્લભાખ્યાન ૫–૭)

૮૫–૧ થી ૧૦. વૈષ્ણવી દીક્ષા વગેરે હવે સ્પષ્ટ કરે છે. 'નામ–નિવેદન'–પહેલાં શ્રીવલ્લભાચાર્યજીના વંશજ આચાર્ય દ્વારા બાળકને શ્રીકૃષ્ણ: શરણ મમ આપવામાં આવે છે; આ 'નામદીક્ષા' કહેવાય છે. એ પછી 'નિવેદન–દીક્ષા' થાય છે. આ દીક્ષા ભગવાનના સ્વરૂપ સમક્ષ આચાર્ય શરણાર્થીને પોતાના સર્વસ્વનું નિવેદન 'ગદ્યમંત્ર'થી જાણીતા મંત્રથી કરાવે છે. આ મંત્ર :

"सहस्रपरिवत्सरमित–कालजात–कृष्णवियोगजनिततापक्लेशानन्द–तिरोभावोऽहं भगवते कृष्णाय देहेन्द्रियप्राणान्तःकरणानि तद्धर्मांश्च दारागार–पुत्राप्तवित्तेहपराणि आत्मना सह समर्पयामि, दासोऽहं, कृष्ण, तवास्मि ॥

અસંખ્ય વર્ષોનો સમય વીતી જવાથી થયેલા ભગવાનના વિયોગમાંથી થતા જોઈતા તાપક્લેશ અને આનંદનો જેમાં તિરોભાવ થયો છે તેવો હું—આ દેહ, દસ ઇંદ્રિય પ્રાણ અંતઃકરણ અને એના ધર્મ, તેમજ

સ્ત્રી ઘર પુત્ર સગાં સંપત્તિ ઐહિક અને પારલૌકિક સર્વ કાંઈ આત્મા સહિત ભગવાન કૃષ્ણને અર્પણ કરું છું; હું દાસ છું; હે કૃષ્ણ, હું તારો છું "—આ મંત્ર બોલાવી ભગવાનનાં ચરણોમાં તુલસી અર્પણ કરાવે છે ભગવાને ગીતામાં અને सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज અર્જુનને ઉપદેશ્યું છે એની આ મંત્રમાં ભાવના સ્પષ્ટ છે ઉપરાંત ભાગવતના નીચેના શબ્દ આમાં ઓતપ્રોત છે :

ये दारागारपुत्राप्तान् प्राणान् वित्तमिमं परम् ।
हित्वा मां शरणं यातास्तान् कथं त्यक्तुमुत्सहे ॥
(ભાગવત ૯–૪–૬૫)

• દીક્ષાથી શરણાર્થીની એ ભાવના છે કે જે કાંઈ કરું છું તે પ્રભુનો એક વહીવટદાર તરીકે કરું છું, મારો વસ્તુ ઉપર અધિકાર નથી

'ભાર્યે–દારા'–દારભાવે, સ્ત્રીભાવે. 'પુષ્ટ–ભક્ત'–જેના ઉપર કૃપા વરસી છે તેવો વૈષ્ણવ, તાદશી વૈષ્ણવ 'પતિ –જાર'–પ્રભુ જાર–પતિ છે એ ભાવ. 'વાત્સલ્યતા'–વાત્સલ્ય ('તા' બેવડો પ્રત્યય નકામો) ભાવમા પ્રભુ બાળક છે–એમ માતા–ભાવે.

૮૫–૫ થી ૭ ભાલ ઉપર હરિચંદનનું 'ઊર્ધ્વપુંડ્ર' ઊભું સીધું તિલક એ તિલકમાં ગોપીચંદનની મુદ્રાઓ કરવી શરીરનાં બાર અંગોમાં એ પ્રમાણે તિલકમુદ્રા કરવી ગળામાં તુલસીની કંઠી ધરી, ગુરુ–ગોવિંદનું ચરણામૃત લેવું, હમેશાં પ્રભુને ધરનામાં આવ્યા પછીનો પ્રસાદ લેવો.

૮૫–૮. ભાગવત, ગીતા, અને શ્રીવલ્લભના માર્ગના ગ્રંથોનો નિત્યપાઠ કરવો, સ્વમાર્ગીય વૈષ્ણવ વિદ્વાનને મોઢેથી એનું શ્રવણ કરવું, પુષ્ટિ–પંથનો ટેક રાખવો.

૮૫–૯. શ્રીવલ્લભાચાર્યજીની આજ્ઞા છે કે

चिन्ता कापि न कार्या निवेदितात्मभिः कदापि (નવરત્ન–૧)
अविश्वासो न कर्तव्यः सर्वथा बाधकस्तु सः (વિવેકધૈર્યાશ્રય–૧૫)

૮૬–૩ 'વર્ત્મ–વલ્લભી'–વલ્લભીય માર્ગ, પુષ્ટિમાર્ગ

૮૬–૪. 'આરત્ય'–(સ. આર્તિ) ધખવખાટ, તાપકલેશ.

૮૬–૭ થી ૯ અહીંથી સંપ્રદાયની કેટલીક મહત્ત્વની વાતો વિશે પ્રશ્નો છે · શ્રીસ્વામિનીજી–રાધાનું સંપ્રદાય પ્રમાણે સ્વરૂપ, પુરુષોત્તમનું સ્વરૂપ, શ્રીયમુનાજી તુલસી પ્રભુને શા માટે પ્રિય છે, ચરણામૃત, મહાપ્રસાદ, માળા, ઊર્ધ્વપુંડ્ર તિલક–આ વિશે

૮૬–૧૦ અહીં ચિંતાત્યાગ અને દૃઢ વિશ્વાસ કેમ થાય એ વિશે પ્રશ્નો છે

૮૭–૧ થી ૫ આમાં સુખદુ:ખના કર્તા કોણ, એ વિશે પ્રશ્ન પૂછી જૂની માન્યતાઓમાં શું સાચું એ વગેરે જાણવા માગે છે

૮૭–૭ થી ૮૮–૧૦ સુધીમા રાધા સ્વામિનીના સ્વરૂપનો વિચાર છે

૮૭–૮ 'બધે'–મને ભિન્ન કહેવાય છે, અભિન્ન છે 'ખોળ'–શોધી કાઢ

૮૭–૯, ૧૦ શ્રુતિવાક્ય 'एकमेवाद्वितीय ब्रह्म (છાં ૬–૨–૧) એક જ અદ્વિતીય બ્રહ્મ' છે આનાથી બ્રહ્મ સિવાય બીજું કશું જ નથી એમ સમજાય પણ एकमेव ब्रह्म કહ્યું હોત તો ચાલત, अद्वितीयं શા માટે શબ્દ વાપર્યો? કવિ કહે છે કે વેદના મનમાં 'જુગ'–(સં યુગ) બે છે, એ માનીને એકરૂપે દેખાડે છે एक અને अद्वितीयं એ પુનરુક્તિ આ માટે કરી છે કૃષ્ણ અને રાધા બે એકરૂપ જ છે એ યુક્તિ છે

૮૮–૧ થી ૪ ઉ ત. ચણાનો દાણો દાણાને બે દળ છે, છતાં દાણો એકરૂપ જ છે એ જ રીતે અગ્રગણ્યથી કૃષ્ણ–રાધા એકરૂપમાં વીંટાયેલાં છે -મનુ એકથી ન થાય स द्वितीयमैच्छत् (બૃહદા ૧ ૪–૩) –માટે પોતાનું બીજું સમાન રૂપ પ્રભુએ ઇચ્છ્યું તે રાધા

૮૮–૫ ૬ હૃદયમાં રહેલો શ્રીઆર રાધારૂપે પ્રગટ કર્યો

૮૮–૭ થી ૧૦ પરોગીના અને દીપકના ઉદાહરણથી એકરૂપના બતાવે છે અહીં ઉપનિષદની आत्मा यं राधिका प्रोक्ता એ શ્રુતિનો કવિ ઉલ્લેખ કરે છે

૮૯-૧ થી ૭. 'યુગલરૂપ'-શ્રીકૃષ્ણરાધિકા, એના વિહારના શ્રમનું વારિ-પસીનો એ શ્રીયમુનાજીનું સ્વરૂપ છે. શ્રીવલ્લભાચાર્યજીએ તો યમુનાષ્ટકમાં सकलगोपिकासंगमस्मरश्रमजलाणुभिः सकलगात्रजैः संगमः (૮) કહી યમુનામાહાત્મ્ય ગાયું છે. કવિ એને પોતાની રીતે ઘટાવી ભાવના કરે છે. 'તુર્યપ્રિયા'-શ્રીકૃષ્ણની આઠ અંતરંગ પ્રિયાઓમાં યમુના 'તુર્ય'-ચોથાં પ્રિય ગણાય છે. યમુનાષ્ટકમાં શ્રીવલ્લભાચાર્યજીએ नमत कृष्णतुर्यप्रियाम् (૩) કહ્યું છે જ.

સ્વભાવ જીત્યાનો ઉપાય યમુનાજી બતાવે છે: યમુનાષ્ટકમાં: स्वभावविजयो भवेत् (૯). એના જલનું પાન કરનારને યમત્રાસ નથી થતો. यमोऽपि भगिनीसुतान् कथमु हन्ति, प्रियो भवति सेवनात् (યમુના. ૬). યમુનાજી યમની બહેન છે તેથી યમુનામાં સ્નાન કરનારાં ભાણેજ થયાં-તેઓને યમ કેવી રીતે મારે! અને न जातु यमयातना भवति ते पयः-पानतः (૬).

યમુનાજીમાં સ્નાન કરનારને નવો જ દેહ મળે છે: तनुनवत्व-मेतावता (યમુના. ૭). શ્રીયમુના અને કૃષ્ણ એકરૂપ જ છે.

૮૯-૭ થી ૧૦. **તુલસીની કંઠીનું માહાત્મ્ય:** તુલસી હરિને પ્રિય છે. જાલંધરને હણી વિષ્ણુએ વૃંદા-તુલસી સાથે લગ્ન કર્યાં હતાં એ સંબંધે, તેથી 'રાધા-મૂલ-સંબંધી.' એ મુખ્ય સ્વામિની રાધાના શ્રીઅંગનો સુગંધ ધારણ કરે છે. પ્રભુને ધરાવવામાં આવતી બધી જ સામગ્રીમાં તુલસીપત્ર મૂકવામાં આવે છે. તુલસીપત્ર ન હોય તેવો કોઈ પણ પદાર્થ પ્રભુ આરોગતા નથી. શ્રીકૃષ્ણના પદ-અક્ષર બ્રહ્મરૂપે રહેલા શાલિગ્રામ તો પોતાના મસ્તક ઉપર તુલસી-પત્ર ધારણ કરે છે. તુલસીદલ શાલિગ્રામ ઉપર ચડાવવાનો વિધિ છે.

**૯૦-૧ થી ૯૧-૧૦ સુધી તુલસીમાહાત્મ્ય.**

૯૦-૬. 'ત્રાસ-અંતર'-તુલસીને જળ રેડવાથી હૃદયને ત્રાસ થાય છે, એ દૂર થાય છે.

૯૦–૭. 'અગમ્યાગમન'–પૂજ્ય સ્ત્રીઓ સાથેનો વ્યભિચાર. 'મહાપાતિક–ગળો'–(સં. મહાપાતક–ગલિત) મોટાં પાપોથી ગળેલો–ભરેલો.

૯૦–૮. 'તીર્થ પ્રાપ્ત ન હોય'–અહીંને બીજા કોઈ તીર્થને પામ્યો ન હોય.

૯૦–૧૦. ભગવાનને વૃંદાવન અને વૃંદા એ બે નામ ખૂબ પ્રિય છે.

૯૧–૨. 'વેધ'–(સં. વિધિ) વિધિવિધાન.

૯૧–૩. 'સુદામ' દોરી. 'પ્રસાદી–શ્રીઘન શ્યામ'–શ્રીઘનશ્યામના ચરણમાં ધરાયેલ હોઈ પ્રસાદરૂપે રહેલી તુલસીમાળા.

૯૧–૫. 'પ્રાયશ્ચિત'–(સં.) પાપના નિવારણ માટે પશ્ચાત્તાપપૂર્વક કરવામાં આવતું વિધિવિધાન. 'અશુચિ તનુ'–અપવિત્ર શરીર.

૯૧–૬. 'સુમતિ'–સારી બુદ્ધિ. 'હરિ–મ્હેર'–હરિની મહેર–કૃપા.

૯૧–૭. 'ગ્રીવ'–(સં. ગ્રીવા) ભક્તના ગળામાં. 'લખિ'–લક્ષ્ય કરી, જોઈ. 'કૃતિ–દેવ–પિત્રી'–(સં. દેવ–પિતૃ–કૃતિ) દેવ અને પિતૃઓને લગતાં કાર્ય. સરખાવો :

तुलसीकाष्टमालाभिर्भूषितः कर्म आचरन् ।
पितॄणां देवतानां च कृतं कोटिगुण भवेत् ॥

૯૧–૮. 'દુર્નિમિત્ય'–(સં. દુર્નિમિત્ત) અપશુકન. 'નહિ કદાપિ અતિ મંદ'–તુલસીમાળા ધારણ કરનારની મતિ કદી મંદ પડતી નથી.

૯૧–૯. 'પાપ–મોહિત મુગ્ધ જે તુલસીકાષ્ઠ–માળા નથી ધરતા તેને નરકથી નિવૃત્તિ થતી નથી, એ હરિના કોપરૂપી અગ્નિથી દગ્ધ થાય છે' સરખાવો :

धारयन्ति न ये मालां हैतुका पापबुद्धयः ।
नरकान्न निवर्तन्ते दग्धा कोपाग्निना हरेः ॥

૯૧–૧૦. સ્કંદપુરાણનું વાક્ય :

यज्ञोपवीतवद्धार्या कण्ठे तुलसिमालिका ।

૯૨–૧ થી ૧૦. ઊર્ધ્વપુંડ્ર તિલકનું માહાત્મ્ય :

૯૨-૪. 'શ્વપચ'-ચાંડાળ.

૯૨-૭. સરખાવો સ્કંદપુરાણનું વાક્ય :

अशुचिर्वाप्यनाचारो महापाप समाचरेत् ।
शुचिरेव भवेन्नित्यं ऊर्ध्वपुण्ड्राङ्कितो नरः ॥

૯૨-૯. ઊર્ધ્વપુંડ્ર એની વચ્ચે 'સછિદ્ર'-ખાલી જગ્યાવાળું કરવું; આવા તિલકને 'હરિસદન'-હરિમંદિર કહે છે :

एकान्तिनो महाभागाः सर्वभूतहिते रताः ।
सान्तरालं प्रकुर्वन्ति पुण्ड्रं हरिपदाकृतिम् ॥

આવી ખાલી જગ્યા ભરી દેવામાં આવે તો એવા તિલકને કૂતરાના પગલા જેવું અધમ કહ્યું છે.

૯૨-૧૦. 'બ્રહ્માંડે'-બ્રહ્માંડપુરાણમાં ઊર્ધ્વને બદલે ત્રાસું તિલક કરનાર હમેશાં નરકનો અધિકારી બનવાનું કહ્યું છે.

૯૩-૧, ૨. ગોપીજનોનું સ્વરૂપ ભાગવત-દશમસ્કંધના સડતાળીસમા અધ્યાયમાં કહેવામાં આવ્યું છે 'સદ્વત'-(સં. तद्वत्) તેની જેમ જાણી લેવું : एताः परं तनुभृतो भुवि गोपवध्वो गोविन्द एव निखिलात्मनि रूढभावाः વગેરે ૫૮ થી ૬૩ સુધીના શ્લોક.

૯૩-૫. 'વૈષ્ણવીદીક્ષાયુક્ત' 'ચો'-ચાર સંપ્રદાય 'પ્રમાણ-શ્રુતિ' વેદથી પ્રમાણિત થયેલા છે; ચારે સંપ્રદાય શ્રીકૃષ્ણરૂપમાં આસક્ત છે.

૯૩-૬ થી ૮. 'વિશિષ્ટાદ્વૈતનું બીજું નામ 'શ્રી-સંપ્રદાય; શ્રીરામાનુજાચાર્યનો સિદ્ધાંત. એ સિદ્ધાંતમાં જીવ ઈશ્વર ને માયા ત્રણે અનાદિ છે, અભ્રાંત-સ્પષ્ટ રીતે. મધ્વાચાર્યનો મત 'દ્વૈત' છે; 'નિંબાદિત્ય'- નિંબાર્કાચાર્યનો મત 'દ્વૈતાદ્વૈત' છે; શ્રીવિષ્ણુસ્વામીનો પથ-માર્ગ અને શ્રીમદ્વલ્લભાચાર્યનો માર્ગ 'શુદ્ધાદ્વૈત' છે; આ ચારે સંપ્રદાયના વેદાંતસિદ્ધાંત 'માયાવાદ'ના વિરોધી છે; ઉપાસનાની દૃષ્ટિએ ચારેમાં ભિન્ન પ્રકાર છે: રામાનુજ સંપ્રદાયમાં ઇષ્ટ નારાયણ છે, જ્યારે બાકીના વેદ-પ્રામાણિક શ્રીકૃષ્ણોપાસક છે.

૯૩-૯. શ્રી શંકરાચાર્યનો મત 'અદ્વૈત' છે.

૯૪-૧ 'પાદોદક'—ચરણનું જલ, ચરણામૃત. 'શુચિતા-આગાર'—પવિત્રતાના વાસરૂપ.

૯૪-૩. 'કોટ્યાવધિ'—(સં. કોટિ-અવધિ=કોટ્યવધિ) કરોડો પર્યંતનાં. 'સદ્ય'—નષ્ટ.

૯૪-૫. 'આશૂચ'—(સં. આશૌચ) અપવિત્રતા, સૂતક 'ઉભયોપિ'—(સં. ઉભયમ્+અપિ) બેઉ-જન્મનું સૂતક અને મરણનું સૂતક અથવા બાહ્ય અને આંતર.

૯૪-૭. 'હરિપદ-તોય'—હરિના ચરણનું પાણી, ચરણામૃત.

૯૪-૮. ભગવાનના સ્નાનજલથી ભીંજેલી 'મૃદાશન'—માટીનું અશન-ભક્ષણ. 'જીવ-મુક્ત'—(સં.) જીવતો છતાં મોક્ષ જેવી દશા પામેલો.

૯૪-૯. 'અકથિત'—ન કહેલાં. 'અઘ'—પાપ. 'સંચિત'—એકઠાં થયેલાં. 'પ્રલે'—(સં. પ્રલય) નાશ. 'રોગ-રુજ'—રોગ (એકાર્થ બંને શબ્દ—એ રીતે પુનરુક્ત કર્યા છે.) 'હરિ-અંઘ્રિ-ઉદ'—પ્રભુના ચરણનું જલ, ચરણામૃત.

૯૪-૧૦. 'પ્રભુપદામૃત માટ્ય' ગંગા પ્રભુનું ચરણામૃત છે માટે થી શિવજીના શીશ ઉપર ગંગા અચળ બિરાજે છે. ગંગાજીને કારણે સહુ 'ઘાટ્ય'—ઘાટો ઉપર તીર્થો તીર્થરૂપ છે, પવિત્ર છે.

૯૫-૧ થી ૧૦. હરિપ્રસાદનું માહાત્મ્ય :

૯૫-૨. હરિ પ્રસન્ન હોય 'તેણ્યે'—તેથી હરિનો પ્રસાદ-લેવાય. 'પ્રસાદ'—પ્રભુને ધર્યા પછી મળેલી પ્રસાદી અન્નસામગ્રી વગેરે.

૯૫-૩. 'ભુક્તે'—(સં. 'ભુક્ત' ભૂ. કૃ. નો ક્રિયાપદ તરીકે પ્રયોગ. સરખાવો : उच्छिष्टभोजिनो दासास्तव मायां जयेमहि (ભાગ.૧૧-૬-૪૬)

૯૫-૪. 'અશન'—જમવાનું.

૯૫-૫. 'અપવાસ'—(સં. ઉપવાસ) અન્ન ન લેવાનું વ્રત. 'ભુક્ત્યાથી'—(જુઓ ઉપર 'ભુક્તે') ખાધાથી.

૯૫-૬. 'શિક્યે શિક્યે'—(સં. सिक्थ) કોળિયે કોળિયે.

'ચાંદ્રાયણ–વ્રત'–મહિનાની વદિ એકમથી પંદર કોળિયાથી એક એક ઊતરતાં અમાસે એક કોળિયો અને સુદિથી ચડતાં પાછા પૂનમે પંદર પંદર કોળિયા ખાવા–આ 'કૃચ્છ્ર–ચાંદ્રાયણ વ્રત.'

૯૧–૭. 'નાનાવિધી'–( સં. નાનાવિધ ) અનેક પ્રકારના 'મખ'–યજ્ઞોનું પુણ્ય.

૯૫–૮. 'દાન–તુલાપુરુષ'–ત્રાજવામાં એક બાજુ માણસ અને સામી બાજુ એટલું સોનું; એટલા સોનાનું દાન–એ વિધિ. 'ભુક્તે'–ખાવાથી .

૯૬–૧ થી ૧૦. ગોપીચંદનનું માહાત્મ્ય :

૯૬–૨. 'અગતિ'–અવગતિયા 'જંતુ'–જીવની.

૯૬–૫. સરખાવો :

गोपीचन्दनमृत्स्नाया लिखिते यस्य विग्रहे ।

शङ्खचक्रगदापद्म तस्य देहे भवाम्यहम् ॥ ( પદ્મપુરાણ )

૯૬–૭. 'યાવત'– ( સં. यावत् ) જ્યાંસુધી.

૯૭–૧. 'કોણ'–કોણ ?

૯૭–૪. 'દક્ષ'–ચતુર. પ્રભુ બાલસ્વરૂપ હોઈ 'રૂઠો'–ક્યાંક રીઝે અને ક્યાંક રોષ પણ કરે.

૯૭–૬. કર્મ કાળ સ્વભાવ ગ્રહની અસર મનને અને જીવને થાય છે, એ કહેવા માત્ર છે, કર્તા તો પ્રભુ જ છે; માત્ર એ પોતા ઉપર ન લેતા એ કર્મ વગેરે ગુણ અને દોષના ગ્રાહક પાત્ર છે.

૯૭–૭. 'વહિ'–વહી, ચોપડો. 'લેખુ'–લખાણ, ગણિત, હિસાબ. 'વંચક'–વાચક, વાંચનાર. 'સ્થાવર'–જડ પદાર્થોની 'કરણિ'–કર્તવ્ય તો 'દાન'–સામાન્ય માત્ર છે.

૯૭–૮. કાળને પણ કાંઈ તાકાત નથી, એ પ્રભુને અધીન છે. હરિના બળથી ધ્રુવે એ કાળ ઉપર પગ ચાંપ્યો છે–ધ્રુવ પોતે અમર બન્યો છે.

૯૭–૯. 'પ્રકૃતિ'–સ્વભાવ 'અટગ'–ન ટળે એવો છે, પણ હરિએ ઘણા જનોની પ્રકૃતિ ફેરવી નાખી છે.

૯૭–૧૦. 'નવ'–નવની સંખ્યાના ગ્રહોને રાવણે બાંધ્યા હતા, છોડયા પણ હતા. વારુ, રાવણ ઉપર ત્યારે 'કાણુ'–કોણે 'રૂઠ્યું'–રોષ કર્યો અને 'તૂઠ્યું'–પ્રસન્નતા બતાવી!

૯૮–૧. મન– (સં. મનસ્) ભગવાન 'માધવ'ની વિભૂતિ છે, સ્વતંત્ર નથી.

૯૮–૪. મનનું ચલણ નથી, મનનું કશું ચાલતું નથી, તેથી સહી રહે છે.

૯૮–૮. 'હુંપદ'–અહંકારે એ હરિની 'માયા'–વ્યામોહ કરનારી શક્તિનું જોર છે. જ્યારે એવા જીવનો પ્રભુ 'કર'–હાથ 'ગ્રહે'–પકડે ત્યારે અહંતા અને મમતા ટળે છે.

૯૮–૯. 'અહંતા'–મમતાની ત્યારે જ સફળતા જ્યારે 'હું હરિનો' અને 'હરિ મારા' એવી ઉત્તમ પ્રકારની 'અહંતા'–મમતા થાય. હરિકૃપા એ 'તસ્કર–વેળાવા'–ચોરોથી બચવા વળાવિયાના જેવી છે, જેથી અહંતા મમતા લૌકિક મટી ભગવાનના વિષયની થઈ સફળ બની જાય છે.

૯૮–૧૦. શુભ અને અશુભ કૃતિઓનું બળ દીવા સાથે સરખાવ્યું છે. દીવો ઓછો કે વધુ પ્રકાશ આપે, પણ દીવાને તેથી 'નિર્લેપ'–કશું નથી. એ જ પ્રમાણે પ્રભુને કોઈ 'લેપ'–બાધા નથી.

૯૯–૩, ૪. કરે છે બધું ભગવાન, પણ જીવ એ બધું 'હું કરું–હું કરું' એમ માને છે, એ 'શ્વાન'–કૂતરો ગાડા નીચે ચાલ્યો જાય ને 'શકટ'–ગાડાને પોતે ઉઠાવી ચાલ્યો જાય એવું માને એના જેવું છે. એ તો પ્રભુની જેવી અને જેટલી ઇચ્છા હોય તેટલું જ જીવનું 'કીધું'–કર્યું થતું હોય છે.

૯૯–૧૦. 'ચાનક'–સાવચેતીપૂર્વકનો ઉત્સાહ.

૧૦૦–૨. 'ફિકર'–ચિંતા. બધી ફિકર તજવાની છે, તો પછી

પ્રભુના ભજન વિશેની ચિંતા શા માટે કરવી ?–એવો શિષ્યનો પ્રશ્ન છે.
यद् भावि तद्भवति

૧૦૦–૬. ભજન પણ જો પ્રારબ્ધથી થતું હોય તો પછી વેદ-શાસ્ત્રોએ 'પ્રભુ બધું કરાવે છે' એવું કહ્યું છે એ 'વ્યર્થ'–ખોટું ઠરે.

૧૦૦–૮. મનુષ્યદેહ જ એક એવો છે કે જેમાં પ્રભુભજન થઈ શકે. બીજાં પ્રાણીઓના દેહોમાં આ શક્તિ નથી.

૧૦૦–૯. 'ભ્રતખંડ'–(સં. ભરતખંડ) ભરતભૂમિમાં માનુષ-દેહ મળવાની દેવો પણ 'ભૂખ'–વાંછા કરી રહ્યા છે. એવી ભૂમિમાં આવો દેહ મળ્યો ને કશું સિદ્ધ ન કર્યું તો 'હસ્તપીયૂખ'–(સં. હસ્તપીયૂષ) હાથમાં આવેલું અમૃત ગયું સમજવું. સરખાવો :

अहो अमीषां किमकारि शोभन प्रसन्न एषां स्विदुत स्वयं हरिः ।
यैर्जन्म लब्धं नृषु भारताजिरे मुकुन्दसेवौपयिकं स्पृहा हि नः ॥ २१ ॥
प्राप्ता नृजातिं त्विह ये च जन्तवो ज्ञानक्रियाद्रव्यकलापसंभृताम् ।
न वै यतेरन्नपुनर्भवाय ते भूयो वनौका इव यान्ति बन्धनम् ॥ २५ ॥

(ભાગ ૫–૧૯–૨૧, ૨૫)

૧૦૧–૩ 'નામી'–નામવાળા ભગવાન.

૧૦૧–૬. 'ગહેશ'–રાકાપતિ–રાત્રિનો પતિ 'ચંદ્ર'–પૂર્ણચંદ્ર. ચંદ્રની બીજી કળાઓ અપૂર્ણ છે. એ પૂર્ણચંદ્ર સમાન નથી જ.

૧૦૧–૭, 'રક ધે'–રક્રદપુરાણમાં નાગયણે વિધિ–બ્રહ્માજીને કહેલા વચનનું અનુસંધાન કરે છે

૧૦૧–૧૦. સરખાવો શ્રીવલ્લભાચાર્યજીનું વચન :

तस्मात् सर्वात्मना नित्यं श्रीकृष्णः शरणं मम ।
वदद्भिरेव सततं स्थेयमित्येव मे मतिः । (નવરત્ન ૯)

અને अतः सर्वात्मना शश्वद् गोकुलेश्वरपादयोः ।
स्मरणं भजनं चापि न त्याज्यमिति मे मतिः । (ચતુશ્લોકી–૪)

૧૦૨–૨. 'દેહાધ્યાસ'–'દેહ જ હું છું' એવું આભાસજ્ઞાન. દેહાધ્યાસ જ્યાં જ્યાં નડે ત્યાં ત્યાં ભગવદ્ભજન છૂટી જાય.

૧૦૨–૫ સરખાવો : चित्तोद्वेग विधायापि हरिर्यद्यत्करिष्यति ।
तथैव तस्य लीला......... ( नवरत्न-८ )

પિતા પુત્રને સાન કરે–દુઃખ આપે, પણ એમાં પુત્રનું સુખ 'ગુપ્ત'–છુપાયેલું છે; બેશક, એની 'શિશુ'–પુત્રને સમજ નથી હોતી.

૧૦૨–૭, ૮. 'વેદ–વચન'–(સ. વેદ-વચન) વેદમાં આ હકીકત બતાવી છે 'ત્રિ'–ત્રણ 'પથ્ય'–હિતકારક; મીરાંનું ઉદાહરણ

૧૦૩–૧ થી ૧૦. कर्तुं समर्थ, अकर्तुं समर्थ અને अन्यथाकर्तुं સમર્થનાં ઉદાહરણ આપ્યાં છે. ૧૦૩–૧ થી ૪. कर्तुं समर्थनो દાખલો અજામિલ; બીજો દાખલો ગણિકા; અતમમથે 'સુત–શુક–મિષ' પુત્રને બહાને 'નારાયણ' નામ લેવાયાથી પ્રભુધામનો અધિકારી થયો; ગણિકા 'શુક'–પોપટને 'રામ' નામ લેવડાવ્યાથી પ્રભુધામની અધિકારી થઈ. આમ 'મીમાંસાશાસ્ત્ર'–કર્મશાસ્ત્રનાં બે દળ ખડી નાખ્યાં अकर्तुं નું ઉદાહરણ : રાજા અંબરીષને દુર્વાસાએ હેરાન કરવા કર્યું ત્યારે પ્રભુએ સુદર્શન ચક્ર મૂકી દુર્વાસા ઋષિનું દમન કર્યું; દુર્વાસા હરિને શરણે આવી નમી પડ્યા.

૧૦૩–૫ જગદીશ દુર્વાસાના વિષયમાં 'બ્રહ્મણ્યદેવ'–બ્રહ્મણને સુખ આપનાર ન થયા, 'શરણાગતવત્સલ'–શરણે આવી રહેલા અંબરીષ રાજાના રક્ષક થયા.

૧૦૩–૭ થી ૧૦ अन्यथाकर्तुं સમર્થનાં ઉદાહરણ : સૌભરિ ઋષિ સંસારથી બચવાને માટે પાણીમાં જઈને રહ્યા અને અવિનાશ પ્રભુનામનો સતત જપ કરવા લાગ્યા. મત્સ્યોની રતિ ક્રીડા જોઈ એમનું ચિત્ત ચળ્યું ને પચાશ સ્ત્રી પરણ્યા. રાજા ભરતે પાણીમાં પડેલા મૃગબાળને ઉછેર્યો અને એમાં પ્રેમ થવાથી બીજે ભવે મૃગનો અવતાર લેવો પડ્યો.

અર્ધનામથી ગણિકાને મુક્તિ આપનારા પ્રભુએ કાલયવનનો ગુફામાં મુચુકુંદના દર્શનથી નાશ કરાવવી વેળા મુચુકુંદને દર્શન આપ્યાં છતાં રાજા મુચુકુંદની મુક્તિ ન થવા દીધી.

રામચંદ્ર સ્વધામમાં પધાર્યા ત્યારે 'અયોધ્યા'–અયોધ્યામાંથી પોતાના

મહાપાપી પારધી ગીધ વગેરે સૌને અપવર્ગ મોક્ષ આપ્યો, જ્યારે પિતા તરફ પૂરો પ્રેમ છતાં એમને સ્વર્ગ આપ્યું.

'અતરક-મ્હાતમ'–(સં. અતકર્ય–માહાત્મ્ય)

૧૦૪–૧ થી ૧૦. कर्तुं, अकर्तुं, अन्यथाकर्तुं સમર્થનાં બીજાં ઉદાહરણ

યાદવાસ્થળીની પૂર્વે મુસળનો ભૂકો કરી નાખી દેવામાં આવ્યો તે ભૂકાના કણમણમાંથી નવા અસ્ત્રો ઊગ્યાં–એ પાદડે પાંદડે યાદવો પરસ્પર લડી નાશ પામ્યા સોનાની લંકા હનુમાને બાળી, સેતુબંધમાં પથ્થર તરાવ્યા ધૃતરાષ્ટ્રને દિવ્યચક્ષુ આપી મહાભારતના યુદ્ધનાં દર્શન કરાવ્યાં સનક વગેરે મહાજ્ઞાની મુનિઓને પણ ક્રોધ ઉપજાવ્યો, જેમને જયવિજયે વૈકુંઠમાં અટકાવતાં એમણે શાપ આપ્યો બ્રહ્મા મહાજ્ઞાની છતાં અઘાસુરના વધ પછી કૃષ્ણનાં વાછરડાં હરી જવાનું અજ્ઞાન પામ્યા. દ્રૌપદીનો ભાઈ શિખંડી સ્ત્રી હતો તેમાંથી પુરુષ બન્યો, તો સુદ્યુમ્ન નર છતાં નારી બન્યો. 'વૃદ્ધ વૃષ્ણિ'–વૃષ્ણિવંશના વૃદ્ધ યયાતિ રાજાએ પુત્ર પાસેથી યુવાવસ્થા મેળવી, પુત્ર પૂરુએ પિતાની વૃદ્ધાવસ્થા મેળવી દ્વારકાંમાંના બ્રાહ્મણના મરેલા પુત્રોને સજીવન કરી આપ્યા વૈકુંઠને પામેલા જય વિજય દ્વારપાળોને સનકાદિના શાપથી પૃથ્વી પર પાછુ આવવુ પડ્યું. અનેક અસુરોને પોતાના લોકના વાસી પ્રભુએ બનાવ્યા અવતારોએ ધર્મ ચલાવ્યા, બુદ્ધાવતારમાં વેદવિરુદ્ધ અધર્મ ચલાવ્યો, અથવા રાજા યુધિષ્ઠિર–ધર્મરાજા પાસે નરો વા કુંજરો વા એવુ અશ્વત્થામા નામનો હાથી મર્યો ત્યારે દ્રોણ પ્રતિ કહેવડાવ્યું. અધર્મી અજામિલ જેવાને સદ્ગુણી કર્યા. અંબરીષ શિવજી વગેરેને મારવા ફરેલા 'દુર્વાસા' વૃકાસુર વગેરે પાસેથી બચાવ્યા. વરદાન પામેલા અનેક અમર દૈત્યોનો સંહાર કર્યો ધર્મના અધર્મનાં અને અધર્મના ધર્મનાં બનિરાજા અને કંસ વગેરે ઉદાહરણ કર્મના અકર્મનું દક્ષ પ્રજાપતિ, અકર્મના કર્મનું ગોપીજનો. ગોપાળોને પોતાનો લોક બનાવવા બ્રહ્મહ્રદમાં ડુબાડ્યા ને પછો બહાર કાઢ્યા ઋષિઓએ અનેકને શાપ આપ્યા હતા તેવાઓમાંથી

ઘણાંને પ્રભુએ બચાવ્યા—આ વગેરે જુદાં જુદાં અનેક દૃષ્ટાંત. ભાગ્ય ભાગ્યવાળાને ભાગ્યશાળી કર્યાનું ઉદાહરણ સુદામો વગેરે.

'હૈયારવું'—હૈયાદૂબળું નાસીપાસ થવું. દીનતા રાખી ભક્તિ કરનારનું હિત થાય. શ્રીવલ્લભાચાર્યજીએ ભાગવત દશમસ્કંધ-રાસપંચાધ્યાયીમાં એક કારિકામાં दैन्य त्वत्तोषकारणम् કહ્યું છે એ અહીં કવિ અનુસંહિત કરતા લાગે છે.

૧૦૫–૬. 'સુપથ'—સન્માર્ગ.

૧૦૫–૮. 'અસદાલાપ'—ખોટી વાતચીત. સરખાવો શ્રીવલ્લભાચાર્યજીની આજ્ઞા:

वृथालापक्रियाध्यानं सर्वथैव परित्यजेत् ।

(તત્ત્વાર્થ દીપ નિબંધ—સર્વનિર્ણય પ્રકરણ—૨૪૭)

૧૦૫–૯. 'ચો'—ચાર જયંતી: જન્માષ્ટમીની કૃષ્ણજયંતી, રામજયંતી, નૃસિંહજયંતી અને વામનજયંતી.

૧૦૬–૧ થી ૪. ભગવદીય જનોમાં દોષ હોય તો એ જોવા નહિ—એ વિશેની શંકા. સંત હોય તો સદોષ ન હોય, સદોષ હોય તો સાધુ—સંત ન હોય.

૧૦૬–૬ થી ૮. પ્રભુના પૂર્ણ સંગવાળો ભક્ત પૂર્ણ થાય; પૂર્ણ થવાથી પછી મદ થવાની શક્યતા. 'મધુસૂદન'—ગર્વના હરનાર, 'માધવ'—લક્ષ્મીના પતિ. 'બર્દ'—ઉપાધિ, નામ. એમના આશ્રયથી સહુ દોષ ગુણરૂપ બની જાય છે. મદ થવાથી દોષ થાય. દોષ એ ન્યૂનતા છે; એનાથી 'દીનતા'—દૈન્ય આવે. દોષ પણ એ દીનતા થવા પ્રભુ ધરે છે. પોતાના દોષ વિચારી ભક્તો દીન બન્યા રહે; બીજી રીતે તો એ 'સદ્ગુણકોશ'—સદ્ગુણોના ભંડાર-રૂપ જ હોય છે.

૧૦૬–૯, ૧૦. રામાવતારમાં દેવોને વાનર કરીને નિકટ રાખ્યા, તો કૃષ્ણાવતારમાં દેવોને ગોવાળિયા કરી નિકટ રાખ્યા. સરખાવો બ્રહ્માજીએ દેવોને કરેલી આજ્ઞા:

पुरैव पुंसावधृतो धराज्वरो भवद्भिरंशैर्यदुषूपजन्यताम् ।
અને वसुदेवगृहे साक्षाद् भगवान् पुरुषः परः ।

जनिष्यते तत्प्रियार्थं संभवन्तु सुरस्त्रियः ॥

( ભાગવત ૧૦–૨–૨૨, ૨૩ )

૧૦૭–૧ થી ૪. કોઈ દોષયુક્ત પણ ભક્તજન હોય તો એ માતા બાળકને ગાલ ઉપર કાજળનું ટપકું કરે છે તેમ વહાલથી ભગવાને એ દોષ જળવાવી રાખ્યો હોય છે.

૧૦૭–૫. ભક્તમાંનો અવગુણ 'ગોપાળ–ધૃત'–ભગવાને ધરી રાખેલો સમજવો.

૧૦૭–૬. જે દોષ 'જતન'–યત્ન કરવાથી દૂર થાય તે કૃષ્ણનો મૂક્યો ન જાણવો. ભગવાને મૂકેલો દોષ તો કોઈ પણ પ્રકારે–અનેક ઉપાયો કરતાં પણ મટતો નથી.

૧૦૭–૭. 'લખી'–લક્ષ્ય કરી, જોઈ. 'નારકી નિંદક હોય'– નિંદા કરનારો જીવ નરકનો વાસી થાય.

૧૦૭–૮. ભગવદીય જનના દોષ જોવા એ બધા 'દોષ–નૃપ'–દોષોનો રાજા છે. દોષ જોવા રૂપી મહાદોષને કોઈ પ્રાયશ્ચિત્ત નથી. એ દોષ તો ભોગવવાથી કે પ્રભુને કે પેલા ભક્તને પ્રસન્ન કર્યે જ જાય.

૧૦૭–૯. ગાય ગમે તેવી હોય તોયે એને સંતોષ આપવામાં આવે તો એ ફળ સંતોષનું છે, એને તકલીફ આપવામાં આવે તો એ જ રીતે દોષ છે.

૧૦૭–૧૦. 'હરિ–આનું'–ભક્તને હરિના બહાનાથી સેવવાનો છે; એમ કરવાથી પ્રભુનું 'અર્ચન'–(અર્ચન) પૂજન થાય છે.

૧૦૮–૪. હરિ કરતાં યે તમારી–ગુરુની સેવા 'અધિકી'–અધિક ગમતી છે.

૧૦૮–૬. 'ચચળ્યો'–(સં. વિચલિત)–ચચળેલો, ભ્રષ્ટ થયેલો. શિષ્ય પોતાની દીનતા બતાવવા પોતાને દુઃસંગી વગેરે શબ્દોથી બતાવે છે.

૧૦૮–૯. 'સંદે–કલિલ'–(સં. સંશય–કલિલ) સંશયરૂપી કાદવ.

૧૦૮–૧૦. 'પ્રત્યુપકારને'–પ્રત્યુપકાર કરવા માટે. મારી પાસે છે માત્ર કરોડો પ્રણામ. તમારો ઉપકાર તે તમે મને પૂર્ણકામ શ્રીકૃષ્ણનાં દર્શન કરાવ્યાં એ.

૧૦૯–૧. 'વરનન'–(સં. વર્ણન). 'પુષ્ટિપંથ'–પુષ્ટિમાર્ગ, શ્રીવલ્લભાચાર્યજીએ વિકસાવેલો ભક્તિમાર્ગ.

૧૦૯–૪. 'આચ્રણ'–(સં. આચરણ) વર્તન. 'વરશે'–પ્રાપ્ત કરશે.

૧૦૯–૬. ક્રમ–(સં. કર્મન્) કર્મ

૧૦૯–૭ થી ૯. 'કવિનું નિવાસસ્થાન વગેરે: નર્મદ–કિનારે 'ચંડિપુરી'–ચાણોદ (મૂળ સં. શબ્દ તો चण्डपद्र>પ્રા. चण्डउद्द) ગામ, જ્યાં 'શેષશાઈ' (સં. શેષશાયી) વિષ્ણુનું મંદિર આવેલું છે; શ્રીકૃષ્ણનો દાસ આ કવિ ત્યાંનો નિવાસી. સાઠોદરા નાગર બ્રાહ્મણ જ્ઞાતિનો, 'ભટ્ટ' અવટંક, પિતાનું નામ 'પ્રભુરામ,' પોતાનું નામ 'દયાશંકર.' 'શ્રીહરિ–અંશ'–ધર્મે મર્યાદી વૈષ્ણવ.

'શાક'–અહીં વિક્રમ સંવત્સર જ ઈષ્ટ છે. સં. ૧૮૮૪ના શ્રાવણ સુદિ અગિયારશ–પવિત્રા અગિયારશ ને ગુરુવાર–એ દિવસે આ ગ્રંથનો વિસ્તાર કર્યો, પૂરો કર્યો. પાઠાંતરથી 'ગ્રંથશાંતિ સાર'—આ ગ્રંથ પૂરો કર્યો.

૧૦૯–૧૦. 'શ્રીગોપીપતિ'–કૃષ્ણે 'પોતાના જન 'દયા'–દયાશંકરનો 'નિજ જાણી'–પોતાનો જાણી હાથ ઝાલ્યો. હે પ્રભુ, આપની પ્રેમ–ભક્તિ મને આપો; મારા માથે ચરણ ધરો.

૧૦૯–૧૧. દરેક પદમાં ૧૦ 'ચરણ'–કડી, એવાં ૧૦૮ પદ, (આ વધારાનું ૧૦૯મું). શ્રીનાથજી શ્રીગોવર્ધનધરણ ભગવાન કૃષ્ણ એ ... કરજો. (તા. ૧–૬–૧૯૬૧)